# સંસાર સંગ્રામ

## પ્રથમ વિભાગ



પ્રયોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા (અમરેલી-કાઠિયાવાડ)



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ



વિક્રમાબ્દ ૧૯૭૪ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮



મૂલ્ય ૧—૮—૦

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.





---

यस्मिन्जीवति जीवन्ति बहवः स तु जीवति ।
बकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणम् ॥
स जीवति यशो यस्य कीर्तिर्यस्य स जीवति ।
अयशोऽकीर्तिसंयुक्तो जीवन्नपि न जीवति ॥
वाणी रसवती भार्या यस्य च पुत्रिणी ।
लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥
यस्य मित्राणि मित्राणि शत्रवः शत्रवस्तथा ।
अनुकम्प्योऽनुकम्प्यश्च सफलं तस्य जीवितम् ॥
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि संसारे को वा न जायते ॥

---

શ્રી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપ્યું. ઠે. ખાડિયા-ગોલવાડ અમદાવાદ.

# સ્નેહસમર્પણ

પરમપ્રિય માનનીય બન્ધુશ્રી

## દેવજીભાઇ ગોવર્ધનદાસ ભીમજી

મુ. મુંબઇ

આપના મારા પ્રતિના અપૂર્વ સ્નેહ તથા સ્નેહ-ભર્યા વર્તનના સ્મર્ણાર્થે અને ગુર્જર સાહિત્યપર આપનો જે ઉત્તમ ભાવ તથા શ્રદ્ધા છે અને તેને ઉન્નત જોવાની આપના હૃદયમાં જે અનુપમ અભિલાષા છે, તે સર્વના સ્મરણચિહ્ન સ્વરૂપે હું મારો આ અલ્પસ્વલ્પ પ્રયાસ આપની સેવામાં સમર્પિત કરીને કૃતાર્થ થાઉં છું.

આપનો નિરંતર શુભાકાંક્ષી—

ત્ર્યંબકલાલ જોશી

## રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો:—

| | | |
|---|---|---|
| ૧ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (પ્રથમ ખણ્ડ) | ૨–૦–૦ |
| ૨ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (દ્વિતીય ખણ્ડ) | ૨–૦–૦ |
| ૩ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (પ્રથમ વિભાગ) | ૧–૪–૦ |
| ૪ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (દ્વિતીય વિભાગ) | ૧–૪–૦ |
| ૫ | પરાક્રમની પતાકા અથવા જાપાનની કાર્ય પટુતા | ૨–૦–૦ |
| ૬ | આગે શયતાન અથવા તલ્લવારનું તુફાન | ૨–૦–૦ |
| ૭ | સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાંકામ (પ્રથમ વિભાગ) | ૧–૮–૦ |
| ૮ | સંતપ્ત શયતાન અથવા કામાંધના કાળાંકામ (દ્વિતીય વિભાગ) | ૧–૮–૦ |
| ૯ | શોક સિંધુ અથવા એજિદનો અધ:પાત! (ઇસ્લામી ધાર્મિક નવલકથા) (પ્રથમ વિભાગ) | ૧–૮–૦ |
| ૧૦ | શોક સિંધુ અથવા એજિદનો અધ:પાત! (ઇસ્લામી ધાર્મિક નવલકથા) (દ્વિતીય વિભાગ) | ૧–૮–૦ |
| ૧૧ | સંસાર સંગ્રામ–પ્રથમ વિભાગ | ૧–૮–૦ |
| ૧૨ | ,, દ્વિતીય ,, | ૧–૮–૦ |
| ૧૩ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર (પ્રથમ ખણ્ડ) | ૨–૦–૦ |
| ૧૪ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર (દ્વિતીય ખણ્ડ) | ૨–૦–૦ |
| ૧૫ | રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા. | ૧–૧૨–૦ |

---

| | | |
|---|---|---|
| ૧૬ | સ્નેહસમાધિ અથવા મદન મૃણાલિની (મળતી નથી.) | ૦–૬–૦ |
| ૧૭ | જયાસુંદરી અથવા રાજસ્થાનનું રત્ન ,, | ૦–૪–૦ |
| ૧૮ | કમળાદેવી અથવા કૃત્રિમ પ્રેમનું વિકટ પરિણામ | ૧–૮–૦ |
| ૧૯ | નવાબનંદિની અથવા ઉસમાન અને આયેશા (મળતી નથી) | ૧–૦–૦ |
| ૨૦ | ગુરુ ગોવિંદસિંહ (વિસ્તૃત જીવન ચરિત્ર થોડી—મુદતમાં બહાર પડશે.) | ૧–૪–૦ |

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

"The greatest hero is he who has been able to bring his passions under subjugation; the freest citizen is he who has learnt only to live for others; the wealthiest man is he who has no thought for the morrow, and the most beautiful personage is that being who has virtue."

*Patrika, 20th June, 1896.*

---

માનવજન્મના સુખદુઃખની, મનુષ્યહૃદયની એકાગ્રતા તથા નિર્બળતાની, માનવની પ્રતિભા અથવા અપ્રતિભાની પરીક્ષા થવાની યોગ્ય ભૂમિ આ પરિવર્ત્તનશીલા પૃથ્વીજ છે. એ પૃથ્વીપર નિરંતર પાપ અને પુણ્ય, નીતિ અને અનિતી, ધર્મ અને અધર્મ, હિંસા અને અહિંસા, ક્રોધ અને સહિષ્ણુતા, મોહ અને નિર્મોહ, શાંતિ અને અશાંતિ, આગ્રહ અને દુરાગ્રહના સંઘર્ષો થયાજ કરે છે. દેવ અને દાનવ સમૂહમાં પણ એ સંઘર્ષ ઉત્પન્ન થયો હતો અને મનુષ્ય મંડળમાં પણ સર્વદા એવા એવા અનેક સંઘર્ષો થયા કરે છે. આ સર્વ કારણોથી જ જ્ઞાનીજનો આ સંસારને સંગ્રામ તુલ્ય માને છે. સંસારમાં સદા એવા એવા સંગ્રામો થયા કરે છે કે, જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. આ સર્વ સંગ્રામો દ્વારાજ નિર્બળ મનુષ્યો પોતાનું મનુષ્યત્વ ગુમાવી બેસે છે અને પ્રબળ મનુષ્યો સ્વર્ગના સોપાનને પ્રાપ્ત કરે છે. આ નવલકથામાં પણ અમે એવાજ પ્રકારના સંગ્રામો દ્વારા માયાના આસક્ત તથા અનાસક્ત, ધર્મના વિરોધી તથા પક્ષકાર, નીતિના નષ્ટ કરનાર અને પાલન કરનાર મનુષ્યોના જૂદા જૂદા સ્વભાવો દર્શાવી ઉત્તમ તથા અધમ પરિણામ બતાવવાનો પ્રયત્ન કર્યો છે અને એમાં સંસારરૂપ સ્થાન કલ્પી વિવિધ કામનાઓનો સંગ્રામ કેવા પ્રકારે થાય છે અને સર્વથી જ્ઞાની ગણાતાં મનુષ્યો સર્વથા અજ્ઞાન કેવી રીતે બની જાય છે એનો પણ તાદૃશ ચિતાર કરાવ્યો છે. સર્વ સંગ્રામોનું ઉત્પત્તિસ્થાન આ સંસાર જ છે.

જેવી રીતે પાંડવોનું પતન કરવા માટે તથા પોતાની મહત્વાકાંક્ષાને પૂર્ણ કરવા માટે સુયોધને અનેક પ્રપંચોનો પ્રશ્રય લીધો હતો, સીતાનું હરણ કરી દુષ્ટ રાવણે અનેક કારસ્થાનો રચ્યાં હતાં, સિરાજને રાજ્યચ્યુત કરવા માટે બંગાળાના અધિકારી જગત

શેઠે મિરજાફર તથા રાધાવલ્લભની સાથે કુમંત્રણા કરી હતી, અભિમન્યુના વધને માટે કૌરવોએ નીતિનો ભંગ કર્યો હતો, તેવી જ રીતે આ નવલકથાના દુષ્ટ ઉપનાયક હારાણે નવલકથાની પવિત્રા નાયિકા વિજયાના ધર્મને ભ્રષ્ટ કરવામાં કોઇ પણ પ્રકારની કચાશ રાખી નહોતી, તેમ છતાં પણ ધર્મપરાયણ સાધ્વી સતી વિજયાએ પોતાના ધર્મપરથી લેશ માત્ર પણ ન વિચલિત થતાં ધર્મના રક્ષણાર્થ પોતાના પ્રાણનું બલિદાન આપવાનો આદર્શ દર્શાવ્યો હતો.

બીજી તરફ સુધારાના ઉન્માદથી ઉન્માદિની થયેલી જ્યોત્સ્નામયી મહત્વાકાંક્ષા અને પ્રલોભનોથી અંધ થઇને સાક્ષાત્ પિશાચિકા સ્વરૂપ બની ગઇ હતી. જ્યોત્સ્ના હિંસા હતી, ત્યારે વિજયા અહિંસા હતી. જ્યોત્સ્ના માયા હતી, ત્યારે વિજયા દેવી હતી. જ્યોત્સ્ના આસક્તિમય હતી અને વિજુ અનાસક્ત હતી. જ્યોત્સ્ના સંસારનાં નશ્વર સુખને માટે સ્વામીનો સંહાર કરનારી પિશાચિકા હતી, ત્યારે વિજયા સ્વામી સેવા એજ સાચું સુખ છે એમ માની સ્વામીની સેવામાં તન્મય રહેતી હતી. સારાંશ કે, જ્યોત્સ્નાએ પાપનો પ્રશ્રય લીધો હતો અને વિજુએ ધર્મના આશ્રયને સ્વીકાર્યો હતો. એ ઉભયના હૃદયમાં વ્યાપેલા પાપ અને પુણ્યનો સંગ્રામ એટલી સીમા પર્યન્ત ભયંકરતા ધારણ કરીને સળગી ઉઠયો હતો કે જેનાયોગે તેમનો ગૃહસંસાર સર્વથા સ્મશાન થઇ ગયો હતો.

હારાણ સ્વાર્થી હતો અને તે સ્વાર્થને તૃપ્ત કરવા માટે તેણે પોતાના મનુષ્યત્વનું બળિદાન આપ્યું હતું અને તે સાથે તેણે નિર્મળ તથા વિજયાના ગૃહસંસારને ધૂળધાણી કરી નાખ્યો હતો. આજકાલ આર્યગૃહસંસારમાં પતિ–પત્નીના મનમાં વિગ્રહ કરાવનાર દુષ્ટ મનુષ્યો એટલી બધી વિપુલ સંખ્યામાં વધી પડેલાં જોવામાં આવે છે કે, એનો કશો અવધિજ રહ્યો નથી. નિર્દોષ દંપતિના સુખમાં દુઃખનો સંચાર કરનારાં મનુષ્યો કેવાં કેવાં કારસ્થાનો રચે છે, આદિ સર્વ વિષયોનું આબેહુબ ચિત્ર આ નવલકથામાં આપવામાં આવ્યું છે.

આ પ્રકારની સંસારિક નવલકથાઓની પ્રજાને પરમ આવશ્યકતા છે. કારણ કે, એથી સમાજમાં શો સડો પેઠો છે તથા સમાજની અવનતિનાં શાં શાં કારણો છે, એ સ્પષ્ટ રીતે જાણી શકાય છે. એ સર્વ વાર્તાઓ જ્યારે મનુષ્ય જાણી શકે છે, ત્યારે તેના મનમાં પોતાના સમાજને ઉન્નત કરવાના વિચારો કરી શકે છે અને એ વિચારો કાળના વહન સાથે પ્રત્યક્ષ રીતે અમલમાં મૂકાય છે,

એટલે જે જે દોષો દીઠામાં આવે છે, તે દોષોનું નિવારણ કરી સમાજને ઉન્નતિના શિખરપર સ્થાપી શકાય છે.

આ નવલકથા મૂળ બંગભાષાના પ્રસિદ્ધ વિદ્વાન મહાશય સચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયના 'બંગ સંસાર' નામક પુસ્તક પરથી લખવામાં આવી છે. સચીશબાબુ બંગસાહિત્યમાં ઘણાજ પ્રતિષ્ઠિત વિદ્વાન છે અને તેમની નવલકથાઓ બંગાળામાં ઘણાજ આદરની સાથે વંચાય છે. તથા ઉપરા ઉપરી તેમના ગ્રંથોની આવૃત્તિ પર આવૃત્તિઓ બહાર પડે છે. તેમણે આ સિવાય **વીરપૂજા** નામક એક નવલકથા લખી છે અને તે મેં લખીને '**ભવાનીનો ભોગ**'ના નામથી રા. રા. ગ્રંથ પ્રકાશક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેદ્વારા પ્રકટ કરાવી છે. તે ઉપરાંત રા. જાગુષ્ટેએ માનનીય સચીશ બાબૂની '**રાજા ગણેશ**' નામક અતિ ઉત્તમ નવલકથાનો એક લેખક બંધુદ્વારા અનુવાદ કરાવી '**અલ્લાઉદ્દીનનો ઉદય**' નામથી પ્રકટ કરી છે. રા. સચીશ બાબુએ આ સિવાય '**બંગાલીરબલ અને બંકીમ જીવની**' નામક બે ગ્રંથો પણ બંગભાષામાં લખ્યા છે અને તે પણ તેવાજ અત્યુત્તમ છે. આ પુસ્તકમાં મેં તેમનાજ '**બંગ સંસાર**' પુસ્તકનો મુખ્ય આધાર લીધો છે, પુસ્તકની ઉત્તમતાનો યશ માન્યવર સચીશ બાબૂને જ ઘટે છે અને જે કાંઇ દોષ જોવામાં આવે, એ દોષનો ઉત્તરદાતા હું જ છું. સચીશબાબૂના પુસ્તકનો મેં જે આધાર લીધો છે તે માટે હું તેમનો અતિ આભાર માનું છું.

આ પુસ્તક લખવાની સૂચના મને મારા મિત્ર રા. ઠક્કુર નારાયણે કરી હતી અને તે સાથે તેમણે મને યોગ્ય સલાહ પણ આપી હતી. એમની સલાહના યોગે મને આ પુસ્તક લખવામાં ઘણીજ સુવિધા થઇ છે. એ માટે આ સ્થળે તેમનો પણ આભાર માનું છું.

આવી સખ્ત મોંઘવારીના સમયમાં પુસ્તકમાં જોઇતાં સાધનોના સાત સાત ગણા ભાવો વધી ગયા છે અને જોઇએ તેવા ભાવો આપવા છતાં પણ યોગ્ય સાધનો પ્રાપ્ત થઇ શકતાં નથી. વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં પણ અમારા પ્રકાશક મહાશય ગોવિંદ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે સારામાં સારાં સાધનોનો વ્યય કરી આવા ગ્રંથો પ્રકટ કરી ગુર્જર પ્રજા સમક્ષ બહોળું વાંચન પૂરૂં પાડવાનું જે સાહસ ખેડે છે, તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

અંતે જે અનંતનામી ઇશ્વરના અનંત અનુગ્રહથી મારો આ પ્રયત્ન સફળ થયો છે, તે અવનીપતિના સ્મરણપૂર્વક આ નવલકથાની હું સમાપ્તિ કરૂં છું. ઇત્યલમ્.

અહમદાબાદ
તા. ૧૨-૧-૧૮ } ત્ર્યંબકલાલ જોશી.

# અનુક્રમણિકા.

## પ્રથમ ખણ્ડ—પાપનો સંચાર.


| પરિચ્છેદ | વિષય | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| પ્રથમ પરિચ્છેદ | પિયરપ્રતિ પ્રયાણ ... ... | ૩ |
| દ્વિતીય ,, | ધર્મમયી અન્નપૂર્ણા ... ... | ૮ |
| તૃતીય ,, | પરલોક પ્રયાણ ... ... | ૧૧ |
| ચતુર્થ ,, | સત્યમાં અસત્યનો સંચાર ... | ૨૩ |
| પંચમ ,, | દાસી કે દાનવી ? ... ... | ૩૩ |
| ષષ્ઠ ,, | ભાર્યા કે રાક્ષસી ? ... ... | ૪૨ |
| સપ્તમ ,, | કપટીનાં કારસ્થાન ... ... | ૫૨ |
| અષ્ટમ ,, | પ્રેમીયુગલની પ્રેમગોષ્ટિ ! ... | ૬૬ |
| નવમ ,, | પુરુષ કે પિશાચ ? ... ... | ૭૩ |
| દશમ ,, | પ્રિયતમાનો વિરહ ... ... | ૮૧ |
| એકાદશ ,, | કિંકરનું કપટતંત્ર ... ... | ૮૭ |
| દ્વાદશ ,, | પાપીયસી પંડિતાણી ... ... | ૯૭ |


## દ્વિતીય ખણ્ડ—પ્રપંચાનલ


| પરિચ્છેદ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| પ્રથમ પરિચ્છેદ | રમણીનું રુદન ... ... | ૧૦૯ |
| દ્વિતીય ,, | વિજુની દક્ષતા ... ... | ૧૨૦ |
| તૃતીય ,, | ભાઈ બ્હેનનાં કાળાંકામ ... | ૧૨૬ |
| ચતુર્થ ,, | સતીની ચિંતા ... ... | ૧૪૪ |
| પંચમ ,, | પ્રેમની પૂર્ણાહુતિ ... ... | ૧૪૯ |
| ષષ્ઠ ,, | કાળીરાતનું કાળુંકામ ... | ૧૫૫ |
| સપ્તમ ,, | શયતાનના સપાટામાં ... | ૧૬૧ |
| અષ્ટમ ,, | જિગરનો જખ્મ ... ... | ૧૬૭ |
| નવમ ,, | શંકાનો સંચાર ... ... | ૧૭૩ |
| દશમ ,, | સંકટની સીમા ... ... | ૧૭૯ |
| એકાદશ ,, | ભાગ્યની ભ્રમણા ... ... | ૧૮૯ |

# સંસાર સંગ્રામ



## પ્રથમ ખણ્ડ



### પાપનો સંચાર

यवनैरवनिः क्रान्ता हिन्दवो विन्ध्यममाविशन् ।
बलिना वेदमार्गोऽयं कलिना कबली कृतः ॥
सीदन्ति चाग्निहोत्राणि गुरुपूजा प्रणश्यति ।
कुमार्यश्च प्रसूयन्ते पापिन्यास्मिन् कलौ युगे ॥

सुभाषितमञ्जरी.

# સંસાર સંગ્રામ

## પ્રથમ ખણ્ડ

### પ્રથમ પરિચ્છેદ

### પિયર પ્રતિ પ્રયાણ

**ભગવતી ભાગીરથી** નદીના કિનારાપર આવેલા એક મહાલયની અગાસીપર બેસીને એક દિવસ સંધ્યા સમયે એક પુરૂષ પોતાની પત્નીને ઉદ્દેશીને કહી રહ્યા હતા કેઃ–"કેમ ! વિજુ, વળી પાછી પિયરમાં જવાની વાત કરે છે કે ?"

વિજયા અથવા વિજુએ ઉત્તર આપ્યુંઃ "કેમ, એ તો મેં તમને પ્રથમથીજ કહી દીધું છે કે, ભાઇને સહજ સારૂં થશે કે તરતજ હું પુનઃ અહીં આવતી રહીશ."

**સ્વામીએ** કહ્યુંઃ–"આવીશ તો ખરીજ, એમાં મને કશી પણ શકજ નથી. પરંતુ જયાં સુધી તું નહિ આવે ત્યાં મારે સુધી શું કરવું વારૂ ?"

વિજુની આંખોમાં આંસૂ આવી ગયાં; તે સહજ કંપતા અવાજથી બોલીઃ–"ત્યાં સુધી જેવી તમારી દશા થશે તેવીજ દશા મારી પણ થવાનીજ; મારા વિના જેમ તમને ઘર સૂનું લાગશે તેમ તમારા વિના મને મારૂં મનોમંદિર પણ સૂનુંજ લાગશે."

વિજુના સ્વામીએ કહ્યુંઃ–"ત્યારે એકી સાથે બે હૃદયને રડતાં મૂકીને શામાટે જવાની ઇચ્છા પ્રકટ કરે છે વારૂ ?

**સ્ત્રી** અથવા તો વિજુએ જવાબ આપ્યોઃ–"હું શામાટે જવા ઇચ્છું છું, તેનું કારણ તો મેં તમને અનેકવાર કહી સંભળાવ્યું છે. જો મારા પિયરમાં જવાથી તમારા મનમાં જરા પણ દુઃખ થતું હશે તો હું ત્યાં જવાના વિચારને મુલ્તવી રાખીશ. અરે, ત્યાં જઇશ પણ નહિ."

સ્વામીનિર્મલકુમાર બહુજ ધીમું હાસ્ય કરી બોલ્યો:–" તારા જવાથી મને દુઃખ થશે કે નહિ, તે તું તારા મનથીજ નથી સમજી શકતી ? તને તારા ભાઇને મળવાની જે સંપૂર્ણ ઇચ્છા થઇ આવી છે તે ઇચ્છાને હું કોઇ પણ રીતે અટકાવવા માગતો નથી. વિજુ ! જા, ખુશીથી જા, અને તારા હૃદયની તે ઇચ્છાને તું ખુશીથી તૃપ્ત કરી આવ."

આ પછી થોડીવાર સુધી તેઓ બન્ને ચુપ રહ્યાં. વિજુને જાણે રડવું આવી ગયું. પરંતુ શા કારણથી અને કેવી રીતે તેનું હૃદય ભરાઇ આવ્યું અને આંખોમાંથી આંસુ ઉભરાવા લાગ્યાં તે તેનાથી જાણી શકાયું નહિ. તે પોતાના ચંચળ ચિત્તને શાન્ત ન કરી શકવાથી છેવટે કહેવા લાગી કે:–"મારી પ્રતિષ્ઠાના આધાર, હું તમને છોડીને નહિ જાઉં. તમારા વિના હું અહીંથી એક પગલું પણ આગળ ભરીશ નહિ."

સ્વામીએ પૂછયું:–"કેમ વિજુ ? એમ કરવાનું કાંઇ કારણ?"

વિજુએ જવાબ આપ્યો:–" કારણ માત્ર એટલુંજ કે, તમે મને હસતા હસતા જવાની રજા નથી આપતા એથી મારૂં મન બહુ ગભરાટમાં પડી જાય છે અને મારી અહીંથી પિયરમાં જવાની ઇચ્છા પણ મંદ પડી જાય છે."

સ્વામીએ કહ્યું:–"વિજુ ! હસવાનો પ્રયત્ન કરવા છતાં જ્યારે હસવું નથીજ આવતું, ત્યારે એમાં મારો શો દોષ વારૂ ! તારા જેવી અપૂર્વ સ્નેહમયી ભાર્યાને સત્વર વિદાય આપતાં મારૂં હૃદય ભેદાઈ જાય છે. તારો એક ક્ષણ માત્રનો વિયોગ પણ મને એક યુગ સમાન થઇ પડે તેમ છે અને તારી મનોહર પ્રતિમાએ મારા હૃદયપર એટલો બધો અધિકાર વિસ્તાર્યો છે કે, જેના યોગે મારા મુખમાંથી તને 'વિદાય થા' એવા શબ્દો પણ સહજમાં કહી શકાતા નથી. પ્રાણેશ્વરી ! તારા સહવાસના રંગથી મારૂં હૃદય એટલી સીમાપર્યન્ત રંગાઇ ચૂકયું છે કે, આ દુનિયામાં હું તારા સિવાય વ્હાલાયોગ્ય અન્ય કોઈ પણ વસ્તુજ જોઇ શકતો નથી. હૃદયને આરામ અને શાન્તિનું સ્થાન મળવાની મને જો કાંઇપણ આશા હોય તો તે આશાનો આધાર માત્ર તુંજ–મારી સહધર્મિણી જ છે. તારા વડે મારો આ સંસાર સોનાનો થયો છે અને તારાથી જ હું સંસારનાં સકળ સુખો સંપાદન કરી શકયો છું ! પ્રિયા ! કહે, આવા સંજોગોમાં મારાથી તને વિદાય શી રીતે આપી શકાય વારૂ ?"

વિજુ બોલી:–" આ પહેલાં તો કદાપિ તમે આમ કર્યું નથી અને અત્યારે આવા પ્રશંસાત્મક શબ્દો ઉચ્ચારીને મને વિનાકારણ શા માટે શર્માવો છો, તે હું કોઇપણ રીતે સમજી શકતી નથી, મારા જીવનના આધાર !"

પતિએ કહ્યું:–" વિજુ ! હું તને શર્મમાં નાખવા માટે આ શબ્દો બોલતોજ નથી, પરંતુ આ વખતે મને તને વિદાય આપતાં કાંઇક અકલ્યાણ થવાનું હોય એવા ભણકારા થયા કરે છે. મારૂં મન તરેહ તરેહવારની શંકાઓથી ડગમગી જાય છે. પ્રથમ વિદાય આપતી વેળાએ મારૂં જે હૃદય આનંદમાં મગ્ન રહેતું હતું તેજ હૃદય અત્યારે તને વિદાય આપતાં અચકાય છે. અરે, રડી પડે છે. હું નથી સમજી શકતો કે વિધાતાએ તારા જવામાં કોણ જાણે શું કારસ્થાન રચી રાખ્યું હશે ! વિજુ ! હું સરળ હૃદયથીજ તને કહું છું કે, મારૂં મન તને અહીંથી વિદાય આપવાની સ્પષ્ટ મના કરીને કહે છે કે:–"જો નિર્મળ ! વિજુને વિદાય આપતાં પહેલાં પુરતો વિચાર કરજે. કારણ કે, તેના પિયરમાં જવા સાથે તારાં ભાગ્યની પડતીનો પ્રારંભ પણ થઇ જવાનો છે, માટે વિચારીને વર્ત્તજે !" વિજયા, પ્રાણધિકા ! આમ થવાનું શું કારણ છે, એ મારાથી સમજી શકાતું નથી. તેમ છતાં પણ અત્યારે તને વિદાય આપતાં મારૂં મન ગભરાટમાં તો અવશ્ય પડી જાય છે."

પુનઃ તેઓ ચૂપ થઇ ગયાં. બન્નેના હૃદયમાં વૈશાખ માસનાં કાળાં વાદળાં છવાઇ ગયાં અને ચક્ષુ સમક્ષ ગંભીરતાવાળી સંધ્યાનો ભાસ થવા લાગ્યો.

વિજુએ કહ્યું:–" ત્યારે તમે પણ મારી સાથેજ આવો તો ? શું તમને મારી સાથે આવવામાં કાંઇ પણ વાંધો છે ખરો કે ?"

વિજુના આમ કહેવાથી નિર્મળના મનમાં એક વાર્ત્તાનું સ્મરણ થઇ આવ્યું. એક વર્ષ પહેલાં નિર્મળકુમાર એકવાર શ્વસુરાલય એટલે કે સાસરિયામાં ગયો હતો. તે સમયે વિજુની ભાભી નિર્મળના રૂપપર મુગ્ધ બનીને તેના પ્રેમની ભિખારિણી થઇ હતી. તેણે પોતાના કુળની લજ્જાનું ઉલ્લંઘન કરીને નિર્મળ પાસેથી પ્રેમની માગણી કરી હતી. નિર્મળે તેની તે માગણીનો તિરસ્કારપૂર્વક અનાદર કર્યો હતો અને ત્યાર પછી તે કદાપિ સસરાને ત્યાં ગયો નહોતો અને જવાનું પસંદ પણ કરતો નહોતો. તેણે બનતાં સુધી કદી પણ ત્યાં ન જવું એવી દઢ પ્રતિજ્ઞા પોતાના મનમાંજ

કરી લીધી હતી. વિજુ આ બધી વાર્તા જાણતી નહોતી, તેમજ નિર્મળે પણ કદાપિ કોઇને પોતાની એ ગુપ્ત વાર્તા જણાવી નહોતી. હમણાં પણ એ બધી વાતોનો ઉલ્લેખ કર્યા વિનાજ તે બોલ્યો કે:–" વિજુ, માતાને એકલાં મૂકીને મારાથી ક્યાંય પણ આવી શકાશે નહિ."

વિજુ સહજ ઉસ્કેરાઇને બોલી:—" ત્યારે મારા સિવાય માત્ર બે દિવસજ વીતાડો. હું બે દિવસમાં તો પાછી અહીં આવી પહોંચીશ."

નિર્મળે કશો પણ જવાબ વાળ્યો નહિ. તેના હૃદયપર સહજ આઘાત થયો. થોડીવાર પછી તેણે પૂછ્યું:–" ત્યારે વિજુ, તું પાછી ક્યારે આવીશ? તને આવતાં કેટલોક વિલંબ થશે વારૂ?"

વિજુની અપ્રસન્નતા દૂર થઈ. તે હસતી હસતી બોલી:–" તેતો મેં તમને પ્રથમથીજ કહી દીધું છે, છતાં આવો પ્રશ્ન પુનઃ કેમ પૂછ્યો? તમારા વિના હું કેટલાક દિવસ રહી શકીશ? પ્રિયતમ! જળ વિના માછલી ક્યાં સુધી જીવી શકે? ચંદ્ર વિના કુમુદિની ક્યાં સુધી ખીલી રહે? આ સર્વ પ્રેમિકાઓનો કેમ વિચાર કરતા નથી? હું જેમ બનશે તેમ વ્હેલીજ આવતી રહીશ."

નિર્મળે કહ્યું:—" વિજુ! તું વિદુષી છે, બુદ્ધિમતી છે, માટે તને વધારે ઉપદેશ આપવો સર્વથા અયોગ્ય છે. છતાં પણ તને એટલું કહી દેવું અગત્યનું છે કે, જ્યાં સૂધી તું નહિ આવે ત્યાં સૂધી તારો આ નિર્મળ શય્યામાં સૂતો સૂતો આકાશમાં વિચરતા નક્ષત્રોનું અવલોકન કર્યા કરશે. રાત્રિ દિવસ તારી મધુરી પ્રતિમાનું સ્મરણ કરતો રહેશે અને જ્યારે જ્યારે તારૂં અધિક સ્મરણ થઇ આવશે ત્યારે આંખોમાંથી આંસૂનાં પૂર વહાવી બળતા જિગરને ઓલવવાનો પ્રયત્નજ કરતો રહેશે. વ્હાલી અને જીવનની દોરી વિના પુરુષથી એક ક્ષણ પણ રહી શકાતું નથી, એ તું સારી રીતે જાણે છેજ, એટલે તારા આ વિયોગી પતિપર દયા લાવી તારાથી જેમ બને તેમ વહેલું અવાય એવી વ્યવસ્થા કરજે."

આમ કહીને નિર્મળે પુનઃ પોતાના મનમાંજ કહ્યું:–" પ્યારી વિજુ! તારા જવાથી મારૂં મન ઘોર ચિંતામાં ડૂબી જશે. હાય! હવે હું બહુજ મૂંજાઇ જઇશ."

" ખરે! તું જાવાથી, નિશદિન રહું હું ભ્રમણામાં;
ખરે! તું જાવાથી, સકળ બળ ખોઉં પતનમાં.
ખરે! તું જાવાથી, તન મન રડે આ ફરી ફરી;
સ્વીકારી લે, આપૂં હૃદય વહી પ્રેમાગ-જલી ભરી.

સ્મૃતિમાં એ સાલે, અકથ મુજ આભાર તુજને;
તદા ચોધારે, રે! ખળ ખળ ઝરે અશ્રુ નયને!"

વિજુ આનંદની સાથે પોતાના પતિના ચરણોની રજને પોતાના મસ્તકપર ધારણ કરીને એક બાજૂપર ઉભી રહી. લાલ રવિની લાલ છટા વિજયાના મુખ, ગાલ અને બાહુપર છવાઇ ગઇ. બીજી ઉષાદેવીની પેઠે વિજયાની છબિને નીલ આકાશના પટપર જાણે કોઇએ આલેખી દીધી હોયની! એવો ભાસ થવા લાગ્યો. નિર્મળે જોયું કે વિજયાનું મુખ અતિ સુંદર બની ગયું છે. તેના મનમાં તે સુંદરતા જોઇને વિજુને એકવાર પોતાની ગોદમાં લઇ લેવાની ઇચ્છા થઇ આવી. એથી તરતજ તેના કોમળ કરને પોતાના કરમાં લઇને નિર્મળે વિજુને પોતાની ગોદમાં ખેંચી લીધી અને ત્યાર પછી બહુજ મધુર અવાજથી કહ્યું: વિજયા, હૃદયની આધારભૂતા વિજયા! તારા આ સ્વામીપર દયા કરી તેને એકલો મૂકીને તું અહીંથી ન જા. સ્ત્રીઓ સ્વાભાવિકજ દયાવતી કહેવાય છે. તો આજે તું તારી દયાને દર્શાવવાની ઉદારતા કેમ નથી બતાવતી? શું આજે તને તારા પતિપર અભાવ આવ્યો છે? અથવા તો તારા આ હતભાગી પતિએ તને કશું પણ દુઃખ દીધું છે કે, તું આમ એકદમ કેમ જવાને તૈયાર થઇ છે?"

હવે નિર્મળ આમ આકુળ કેમ બની ગયો હતો, એનો અમે કિંચિન્માત્ર ઉલ્લેખ કરીશું તો અમારા વાંચકો સહજમાંજ એ દંપતીના પરસ્પરના આગ્રહનું કારણ સમજી શકશેજ. વિજુ પોતાના પિયરમાં જવાને તૈયાર થઇ હતી અને નિર્મળ તેનો વિયોગ અસહ્ય થઇ પડશે એમ ધારીને તેને પોતાની પાસેજ રહેવાનો આગ્રહ કરી રહ્યો હતો. બન્ને પતિ પત્નીમાં અપૂર્વ પ્રેમ હતો અને તેઓ એક બીજા વિના એક ક્ષણ પણ રહી શકતાં નહોતાં. નિર્મળ વિજુનું પ્રફુલ્લ અને વ્યાકુળ થયેલું મુખ જોઇને પોતાની ઇચ્છાને દબાવી શક્યો નહિ. તે વિજુને રોકવાના આશયથી આશાન્વિત હૃદયથી બોલ્યો કે,—"કેમ વિજયા? મારા પ્રશ્નનું કશું પણ ઉત્તર ન આપતાં આમ મૌનવ્રતને ધારણ કરીને ચૂપચાપ શા માટે ઉભીરહી છે?"

વિજુ બોલી:—"પ્રિયતમ! હું આપની કનેથી વિદાય લેતી વેળાએ એક વસ્તુની અભિલાષા રાખું છું અને આશા રાખું છું કે, આપ અવશ્ય મને તે વસ્તુ આપશોજ!"

નિર્મળ બોલ્યો:—"કઇ વસ્તુ મેળવવાની ઇચ્છા છે તારી, મારી હૃદયની રાણી!"

વિજુ કશું પણ ઉત્તર ન આપતાં શાંતજ ઉભી રહી. નિર્મળે પુનઃ આગ્રહપૂર્વક પૂછ્યું:–" વિજુ બોલતી કેમ નથી? તારી જે વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે સત્વર ન જણાવે તો તને તારા પ્રાણાધારના સોગન છે. તારે જે જોઇએ તે જલ્દી માગી લે."

વિજુએ શર્માઇને બહુજ ધીમા સ્વરથી કહ્યું:–" માત્ર,–એક માત્ર—"

"કેમ, બોલતી કેમ અટકી ગઇ. જે કહેવું હોય તે જલ્દી કહી નાખ." નિર્મળ બોલ્યો.

"ચુંબન." વિજુ શર્માઇને બોલી.

આ સાંભળી નિર્મળ તરતજ ઉઠીને ઉભો થયો, તથા તેણે વિજુના લાલ રંગથી રંગાયલા હોઠપર પોતાના હોઠને સ્થાપન કર્યા. મધુર ચુંબને વિજુને સમજાવી દીધી કે, તેને વિદાય આપવામાં નિર્મળનું હૃદય આટલું બધું દુઃખિત શા કારણથી બની ગયું છે. તે ચપળ ચપળા તરતજ પોતાના સ્વામીના મનોભાવને જાણી ગઇ.

વિજુ રડી પડી; તેણે એકવાર વિચાર્યું:–" આવા પ્રેમમય પતિનો પરિત્યાગ કરીને હું ક્યાંય પણ જઇશ નહિ." પરંતુ તેનો બદલાયલો મનોભાવ મુખદ્વારા પ્રકટ થતાં પહેલાંજ નિર્મળ બોલ્યો કે:–" વિજુ! રોજ કાગળ પત્ર તો લખીશને? તારા ભાઇની તબીયત કેવી રહે છે તેના સમાચાર પણ લખતી રહેજે."

વિજુનું મન પુનઃ પિયર ભણી પ્રયાણ કરવાને તૈયાર થઇ ગયું. તે ચાલી ગઇ.

## દ્વિતીય પરિચ્છેદ

### ધર્મમયી અન્નપૂર્ણા

કાટોયા જિલ્લાની ઉત્તરે ભાગીરથીના કિનારાપર વધૂગ્રામ નામનું એક સમૃદ્ધિશાળી શહેર હતું. શહેરના ખરા નામને છૂપાવી રાખવાની જ્યારે આજકાલ એક પ્રથાજ પડી ગઇ છે, ત્યારે અમે પણ મહાજનોના બતાવેલા તે માર્ગનું અવલંબન કરીને તે શહેરના ખરા નામને છુપાવી રાખીએ છીએ. એ વધૂગ્રામમાં અવનીશચંદ્ર નામક એક પ્રજાપ્રિય જમીનદાર હતો. તે પોતાની પત્ની તથા એક માત્ર પુત્રને

આ સંસારમાં નિરાધાર મૂકીને અકાળે સ્વર્ગવાસી થયો હતો. તેના સહોદર-ભાઇ અમરીશચંદ્ર સિવાય તેનું નજીકનું બીજું કોઇ પણ સગું વહાલું નહોતું. તેથી સ્થાવર જંગમ આદિ સર્વ મિલ્કતના રક્ષણનો ભાર અમરીશ બાબૂપર આવી પડયો. અમરીશ બાબૂ પોતાના સ્વાર્થની સિદ્ધિ કરવામાં મહા ચાલાક હતો અને નિરંતર સ્વાર્થસિદ્ધિનાજ પ્રયત્નો કર્યા કરતો હતો. તેણે પોતાના બાળક ભત્રીજા નિર્મળકુમારની જમીન તથા માલ મિલ્કતના થોડાક ભાગને સરકારમાં લીલામ કરાવીને પોતાના નામે ખરીદી લીધો. તેમ છતાં પણ કેટલીક જમીન અને દોલત નિર્મળના અધિકારમાં તો અવશ્ય રહીજ. ગામની જમીનદારી, એક બે તાલુકા, મહાલય સમાન મકાન, પ્રજાનો પ્રેમ, કુળનું ગૌરવ, અને વંશની પ્રખ્યાતિ આદિ સર્વ નિર્મળના ભાગ્યમાંજ રહ્યાં અથવા તો નિર્મળકુમાર તે સર્વ વસ્તુઓનો સ્વામી થયો અને સુખપૂર્વક તેને ભોગવવા લાગ્યો.

અવનીશબાબૂની વિધવાપત્ની અન્નપૂર્ણાના યત્ન અને દેખરેખ તળે નિર્મળે વિદ્યા, વિનય અને બુદ્ધિ આદિ સર્વ સદ્ગુણોને સારી રીતે સંપાદન કર્યા હતા, તથા તે ચારિત્ર્યવાન અને નીતિવાન યુવક તરીકે ત્યાંના સમાજમાં સારૂં માન પણ મેળવી શક્યો હતો.

અન્નપૂર્ણા ઉચ્ચ કુળમાં જન્મેલી એક શિક્ષિતા મહિલા હતી. તેણે નિર્મળના તેરમા વર્ષમાં લગ્ન કરીને દશ વર્ષની વધૂ વિજયાને ઘેર લાવીને પોતાના જીવનની ઇચ્છાને તૃપ્ત કરી હતી—સંસારસુખનો લ્હાવો લીધો હતો.

અત્યારે નિર્મળની ઉમ્મર વીસ વર્ષની હતી અને તેની પત્ની વિજયા તેનાથી ત્રણ વર્ષે નાની હતી; એટલે કે વિજુની ઉમ્મર માત્ર સત્તર વર્ષનીજ હતી. વિજયાના રૂપથી નિર્મળનું હૃદય સુખમય બની ગયું હતું. પરંતુ વિજયાના રૂપ કરતાં તેના ગુણો વધારે હતા. તે ધનવાન પિતાની પુત્રી હોવા છતાં પણ ઘરનું કામકાજ કરવામાં જરા પણ સંકુચિત થતી નહિ—લેશ માત્ર પણ તિરસ્કાર કરતી નહિ. સાસૂની સેવા કરવામાં તે કદાપિ પાછી પડતી નહિ. કંગાળ અને ગરીબને દ્રવ્ય અથવા અનાજ આપી સહાયતા કરવામાં પણ તે કદાપિ પરાઙ્ગમુખ થતી નહિ. સ્વામી અને સાસૂ પ્રતિ તેનો જે પ્રેમ અને ભક્તિ હતી, તે ખરેખર ગામના લોકોને દૃષ્ટાંત લેવા યોગ્યજ હતી અથવા તો અનુકરણ કરવા યોગ્ય હતી, એમ કહેવામાં પણ કશોય પ્રત્યવાય નથી.

વિજયાના ચાલ્યા જવા પછી નિર્મળ ગંગાના પ્રવાહ ભણી જોતો એકલોજ અગાસીપર બેસી રહ્યો. થોડીવાર પછી તેણે જોયું કે, એક નાની નૌકા પોતાના મકાનસાથેના દ્વાર પાસે આવેલા ઘાટને છોડીને ઉત્તર દિશા ભણી શઢ ચઢાવી પ્રયાણ કરી રહી છે. તપાસ કરતાં તેને જણાયું કે તેમાં બેઠેલી એક દેવાંગના તુલ્ય રમણી અન્ય કોઇ નહિ પણ પોતાની પ્રાણેશ્વરી વિજયાજ છે. તેનાં અર્ધાં ઉઘડેલાં, આંસુના ભારથી વ્યાકુલ થયેલાં નયનો જાણે જે મકાનની અગાસીપર નિર્મળકુમાર બેઠો હતો તેજ અગાસીપર કોઇનો શોધ કરી રહ્યાં હોયની! એમ જણાતું હતું. તેની તે દશા જોઇને નિર્મળની આંખોમાં આંસુ આવી ગયાં-હૃદય રડી પડયું. ચક્ષુ મીંચીને નિર્મળ કેટલીકવાર સુધી શાન્ત બેસી રહ્યો અને ત્યાર પછી કાંઇક વિચાર આવતાં તેણે પુનઃ વિજયા તરફ નજર કરી જોયું. તેણે જોયું કે વિજયા મુખપરથી પાલવના છેડાને દૂર કરી બન્ને હાથ જોડી તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોઇ રહી છે, જાણે ક્ષમાની ભિક્ષા માગી રહી છે. નિર્મળ હવે સ્થિર અથવા તો શાન્ત રહી શક્યો નહિ, વિજયાને પાછી વાળવાના ઉદ્દેશથી તે એકદમ ઉતાવળો ઉતાવળો અગાસીપરથી નીચે ઉતરી આવ્યો. નીચે આવીને તેણે જોયું કે, ઘાટપર જવાના દ્વાર પાસે એક બાળક ઉભેલો છે. નિર્મળને જોઇને તે બાળક બોલ્યો:—" નવા ભાઇ, માતાજી તમને બોલાવે છે, માટે કૃપા કરીને તમે એકવાર મારી સાથે આવો."

નિર્મળે કહ્યું:—" કેમ! માતાજી શા માટે બોલાવે છે? લે ચાલ હું તારી સાથેજ આવું છું."

પણ વળી પાછો કાંઇક વિચાર આવતાં નિર્મળ બાળકની સાથે જતો અટકી ગયો, અને તેણે તે બાળકને ત્યાંજ ઉભા રહેવાની સૂચના આપી આગળ જવાની કોશિશ કરી.

આ સમયે અન્નપૂર્ણાએ તેને બોલાવ્યો:—" નિર્મળ, એ બાળકના ઘરપર અત્યારે એક મોટી આફત આવી પડી છે, માટે તું એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેની સાથેજ અહીંથી રવાના થા. આફતની વેળાયે હરકોઇ મનુષ્યને મદદ કરવી એ દરેક મનુષ્યનો મુખ્ય ધર્મ છે. તો પછી આતો આપણો સંબંધી છે, એને ઘટતી મદદ કરવામાં જરા પણ વાર લગાડવી એ તદ્દન અયોગ્યજ કહેવાય. ભાઇ! જોઇ શું રહ્યો છે? હું કહું છું તે પ્રમાણે આ બાળકની સાથે સત્વર વિદાય થા. અત્યારનો વખત વાતોમાં વીતાડવાનો નથી, કાર્ય કરી મિત્રતાનો પરિચય કરાવી આપવાનો છે."

નિર્મળ માતાની આવી વાણી સાંભળી ત્યાંજ ઉભો રહ્યો. તેણે પૂછ્યું:—"કેમ માતા, શું થયું છે? એમનાપર એવી તે શી આફત આવી પડી છે કે તમે આટલી બધી ઉતાવળ કરી રહ્યાં છો? જે હોય તે જલ્દી કહી નાખો, તમારો આ માતૃભક્ત પુત્ર તમારી કોઈ પણ આજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન કરી શકશે નહિ. શું આ બાળકના ઘર પરજ કોઇ આફત આવી પડી છે અને એટલા માટેજ તે મને બોલાવવામાટે આવ્યો છે?

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો:—"સોહાગના પિતા હું ધારૂં છું કે હવે વધારે વખત બચી શકશે નહિ. તેમનો અંતકાળ છેક નજીક આવી પહોંચ્યો છે."

માતાનાં આ વાક્યોએ નિર્મળના ચિત્તપર સચોટ અસર કરી. તે 'જાઉંછું, માતા!' કહીને દ્વારમાંથી નીકળી ઘાટપર આવી પહોંચ્યો. તેણે ઘાટના કિનારાપર આવી ગંગાના પ્રવાહ ભણી દૃષ્ટિપાત કર્યો. પરંતુ વિજયાની નૌકા ક્યાંય પણ જોવામાં આવી નહિ. નૌકા તે સમયે નદીના કિનારાના વાંક આડી અદૃશ્ય થઇ ગઇ હતી. નિર્મળ કેટલીક વાર સુધી જે દિશામાં નૌકા ગઈ હતી, તે દિશાભણી જોતો ઉભો રહ્યો. ત્યાર પછી ધીમે ધીમે ગૃહ તરફ ચાલ્યો આવ્યો.

---

## તૃતીય પરિચ્છેદ

### પરલોક પ્રયાણ

" આ સંસારે જીવન જનનાં કાળ માપી રહ્યો છે;
સંસારીનાં સ્મિત, રુદનનું હાસ્ય કેવું કરે છે!
ના જાણું કે, કવણ ક્ષણમાં આ બધુંયે તજાવી;
દોરી જાશે મુજ ગરીબને કાળ જેવો અતિથિ?"

*　　*　　*　　*　　*

"કહો આ સંસારે કવણ પુરુષો કાયમ રહ્યા?
આ મ્હોટા મ્હોટા, બુધજન હતા તે પણ ગયા!
જવાના હું-તું-તે! સ્થિર નથી રહ્યું નવ કો રહે!
કીધેલા નિર્માણે, અચળ નિયમો તે નહીં ફરે!"

નિર્મળ શૂન્યહૃદય અને ગભરાયલા ચિત્તથી પુનઃ ગૃહ તરફ પાછો આવી પહોંચ્યો. તેણે પાછા આવીને જોયું, કે તેની પાસે તેજ બાળક ઉભેલો છે. તેને જોતાંની સાથેજ તેના આવવાનુ કારણુ પણ તે તરતજ જાણી ગયો, પોતાની માતાએ તે બાળકની સાથે જવાની જે આજ્ઞા કરી હતી તે પણ તેને યાદ આવી ગઇ. તે બાળકનું ઘર આનંદપૂરમાં આવેલું હતું અને ત્યાં જતાં નૌકાનો માર્ગજ સગવડતાવાળો થઇ પડતો હતો. આથી નિર્મળે પોતાની નૌકાને તૈયાર કરવાની અનુચરોને આજ્ઞા આપી દીધી.

નિર્મળને એક મોટું વહાણ અને બીજી બે નાની નાની નૌકાઓ પણ હતી. ચાંદનીથી પ્રફુલ્લિત થતી રજનીસમયે વિજયાને વહાણમાં બેસારીને ગંગાના પ્રવાહમાં નિર્મળ કોઇ કોઇ વેળાએ જળવિહાર કરવા માટે જતો હતો. આ સમયે નિર્મળ પોતેજ વહાણનું સૂકાન ઝાલીને બેસતો હતો. કવચિત્ કવચિત્ તે પ્રેમિક પતિ-પત્ની મધુરાં ગાન પણ ગાતાં હતાં. જ્યારે નિર્મળ પોતાના પહાડી અવાજથી પર્શિયન અથવા ઉર્દુ ગઝલો ગાતો ત્યારે વિજયા તેની ગોદમાં બેસીને એકાગ્ર ચિત્તથી તેનું બરાબર શ્રવણ કરતી હતી. નિર્મળની આ ગઝલ વિજયાને અત્યંત પ્રિય હતી અને તે તેની પાસે નિત્ય ગવડાવતી હતી:—

"માલેક ઓ આલમ તણી! જહાં બંદગી તારી કરે;
ત્હારી કદમબોસી ફિરિસ્તા, ફિલ્સુફો, ફકીરો ચહે;
મસ્તાન ત્હારા યાર ત્હારા ઇશ્કમાં ગુલ્તાન છે;
ને દમ અદમ તુજ દમ થકી હરદમ બહુ હુશિયાર છે;
લાચાર કે ત્હારી જુદાઇના દર્દી બધા બેઝાર છે;
તુજ આશકો આશા ભર્યા કંઈ વસ્લ ઇન્તેઝાર છે;
આશક અને માશૂકની વચ્ચે દીવાલો છે ખડી;
ઝમીંદોસ્ત એ કરવા રહમ, ઇન્સાફ ના, માગું ઝુકી;
છે યારીની ખ્વાહિશ, સનમ! તોયે અરઝ કરનાર છું;
ઇન્સાફમાં માર્યો જઉં હું નિગાહ થકી જીવનાર છું;
ઇન્સાન છું, શયતાન છું, નાપાક, ના ફરમાન છું!
શું બેઇમાન છતાંય હું બન્દો ગુનાહનો રાંક છું,
ત્હારી ખુદાઇપર યકીનથી પેરમાં પડનાર છું;
ખુલ્લુ જિગર જો, ઓ સનમ? હું રહમતણો હકદાર છું!"

જ્યારે જ્યારે નિર્મળ આ ગઝલ ગાતો હતો, ત્યારે ત્યારે વિજ્યા તેમાં તન્મય બનીને તેને સાંભળતી હતી તથા કોઇ કોઇ વેળાયે આંખોમાંથી આંસૂ પણ વહેવડાવી દેતી હતી. નિર્મળ વખતોવખત વિજયાના કોમળ કંઠમાંથી નીકળતા મધુર ગાયનને સાંભળવાની આશાથી તેની પાસે પણ ગાયન ગવડાવતો હતો. પરંતુ આ સમયે તે દંપતી સિવાય બીજું કોઇપણ મનુષ્ય તેમની નૌકામાં રહી શકતું નહોતું. તે સુંદર અને સુશોભિત વહાણ નિર્મળના વિલાસનું એક મુખ્ય સાધન ગણાતુ હતું અને નિર્મળ તેને પોતાના પ્રાણથી પણ અધિક ચહાતો હતો. તે વહાણ અને નિર્મળની તે પ્રાણપતિમા અત્યારે તેનાથી કેટલાં બધાં દૂર જઇ પડયાં છે! અત્યારે ઘાટપર તે મનોહારિણી નૌકા નથી, તેમજ અન્તઃપુરમાં લાવણ્યમવી વિજયાના નુપૂરોનો ઝંકાર પણ સાંભળવામાં આવતો નથી! સર્વત્ર એક પ્રકારની શાન્તિની છાયાજ છવાઇ ગઇ છે! વિજ્યા રૂપ દીપકના અભાવે નિર્મળકુમારનું ગૃહ અત્યારે દિવસ હોવા છતાં પણ અંધકારમય બની ગયું છે.

બાળકને સાથે લઇને નિર્મળ એક નૌકામાં બેઠો. ત્યાર પછી નૌકા ઘાટ છોડીને દક્ષિણ દિશા ભણી રવાના થઈ; અને થોડીવારમાંજ આનંદપૂરના ઘાટપર આવી પહોંચી.

આનન્દપૂર એક નાનું ગામ હતું અને તે વધૂયામથી લગભગ એકાદ ગાઉ દૂર આવેલું હતું નિર્મળકુમાર જ્યારે દિવસના સમયે આનંદપૂર ભણી આવવા માટે નીકળતો ત્યારે અશ્વપર બેસીને આવવાનું જ વધારે પસંદ કરતો હતો. રાત્રિયે અથવા તો જ્યારે તેની સાથે બીજું કોઇપણ માણસ હોય ત્યારે તે નિત્ય નૌકામાં બેસીને જળમાર્ગેજ જતો હતો.

ઘાટની સમીપમાંજ સોહાગના પિતાનું ઘર આવેલું હતું. આથી નિર્મળ ઘાટપર આવતાંની સાથેજ નૌકાપરથી નીચે ઉતરી રસ્તે ચાલતાં ચાલતાં તે બાળકને ઉદ્દેશીને બોલ્યો કેઃ—"હેમ! તારા કેદારદાદા શું તારા પિતાને મળવા માટે આવ્યા હતા ખરા કે?"

હેમે ટુંકામાંજ જવાબ વાળી દીધોઃ "ના, તેઓ હજી સુધી પિતાજીની તબીયત ખરાબ હોવા છતાં તેમને જોવા માટે આવ્યા નથી. કોઇ પણ માણસ હાજર ન હોવાથી મારી માતા એકલી બેઠી કેવલ રડયાજ કરે છે. અમોને પણ એ જોઇને રડવું આવી જાય છે."

આમ કહીને હેમ બોલતો અટકી ગયો. બાળકનું નામ હેમેન્દ્ર હતું અને તેની ઉમ્મર માત્ર દશ વર્ષનીજ હતી.

ત્યાર પછી તેમણે બન્નેએ એક એક માળવાળા મકાનમાં પ્રવેશ કર્યો. તે મકાન ઘણું જ પુરાતન હતું અને તેની પૂરી મરામત પણ કરવામાં આવી નહોતી. તેમણે તે મકાનના જે ઓરડામાં પ્રવેશ કર્યો, તે ઓરડો પણ સાફસુફ ન કરવાથી ગંદો અને બેઢંગ લાગતો હતો. આંગણું પણ તેવુંજ મેલું હતું.

અન્તઃપુરમાંના એક ઓરડામાં પ્રવેશ કરી નિર્મળે જોયું કે, સોહાગનો પિતા એક પલંગપર સૂઇ રહ્યો છે અને તેની પાસે બેસીને તેની પત્ની તથા કન્યા સેવાચાકરી કરી રહ્યાં છે. નિર્મળને જોઇને સર્વના મનમાં આશાનો સંચાર થયો તથા તેમનો શોક પણ અમુક અંશે દૂર થવાથી એક પ્રકારના આનંદનો સ્વાભાવિક જ ઉદય થઇ આવ્યો. નિર્મળે રોગીની પાસે બેસીને એક વાર તેની નાડી તપાસી જોઇ, તથા એકવાર શરીર અને માથાપર હાથ ફેરવીને જોયું તો, રોગીની સ્થિતિ ઘણીજ ભયંકર હોવાનાં લક્ષણો જણાયાં, આથી તેણે તરત જ ડૉકટરને બોલાવી લાવવા માટે નૌકાના એક ખલાસીને મોકલી આપ્યો.

રોગી હજી સંપૂર્ણ રીતે ચૈતન્યમાં હતો અને તેના બોલવાની શક્તિ મંદ પડી નહોતી. તે નિર્મળકુમારને સંબોધીને બોલ્યો:- "ભાઇ, નિર્મળ! હવે ડૉકટર આવીને મને શું કરશે? અત્યારે મારે તારા સિવાય બીજા કોઇની પણ જરૂર નથી. આ જગતમાં હું કોઇને મારા મિત્ર તરીકે ઓળખાવું એવો કોઈ પણ મારો મિત્ર જ નથી! હું નિરાધાર છું. મારા આધાર અને આરામનાં સર્વ સ્થાનોને મેં પાપીએ મારા હાથથી જ નષ્ટ કર્યાં છે. સંસારમાં જે જે મનુષ્યોની સાથે મેં સંબંધ બાંધ્યો છે. તેમાંના એક પણ મનુષ્યના સાથે મેં નિઃસ્વાર્થતા અથવા ઉદારતાનો વ્યવહાર રાખ્યો નથી. મારા સ્વાર્થને માટે મેં મારૂં હિત ચહાનારા મિત્રોનાં જ ગળાં કાપ્યાં છે! હાય! એ સર્વ વાર્ત્તાઓ યાદ આવતાં મારા હૃદયમાં ભયંકર કંપનો આવિર્ભાવ થઇ આવે છે! ભાઇ! મને કદાપિ એવી કલ્પના પણ નહોતી આવી કે, આ સંસાર સંગ્રામરૂપ છે. એમાં નિત્ય હજારો આવે છે અને હજારો જાય છે. જગત્‌માં જન્મ ધારણ કરનાર સર્વ કોઇ માનવ કિંવા પશુ કે પક્ષી આદિ સર્વને એક દિવસે કૃતાન્ત કાળને આધીન થવાનું છે. આ સર્વ વિચારોને મેં સ્વપ્નમાં પણ સંભાર્યા નહતા. કેવલ હું મોજશોખ ઉડાવું, જગતનું ગમે તે થાઓ, મેહનત કરનાર ભુખે મરે અને દીન લોકો મારા ગુલામ થઇને રહે એવીજ મારી ભાવના હતી. પણ હાય! હવે જોઉં

છું કે, એમાંનું સર્વ અસત્ય હતું, મિથ્યા હતું, ઝાંઝવાના જળ સમાન ફોકટ હતું. મારી જે કલ્પનાઓ હતી, તે મારો જ ગ્રાસ કરવાને તૈયાર થઇ હોય એમ મને અત્યારે સ્પષ્ટ જણાઇ આવે છે!"

"તારા જેવા નિઃસ્વાર્થ પરોપકારી જનો આ સંસારમાં વિરલ જ હશે, અને એટલા માટે જ મેં તને અહીં બોલાવ્યો છે. મને સંપૂર્ણ આશા છે કે, તું મારી પરલોકમાં પ્રયાણ કરતી વેળાની એટલે કે અંતિમ સમયની યાચનાનો સ્વીકાર અવશ્ય કરીશજ. ભાઇ! જો તું એકવાર કૃપા કરીને મારી પ્રાર્થનાને સાંભળી લઇશ તો પછી હું સુખપૂર્વક મરી શકીશ. મારા આત્માને નિરાંત મળી શકશે."

નિર્મળ બોલ્યો:—કાલીકાકા! મારી કને આપ આટલા બધા સંકુચિત શા માટે થાઓ છો? આપને જે કાંઇ કહેવું હોય તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી સંભળાવો. હું આપની જે ઇચ્છા હશે તે તૃપ્ત કરવા માટે બનતો પ્રયાસ અવશ્ય કરીશ. આપ અત્યારે આવી દુઃખી અવસ્થામાં આવી પડયા છો, એ જોઇને મને પણ અત્યંત દુઃખ થાય છે. મારા પિતાના સમયથીજ આપની સાથે અમારા કુટુંબનો સંબંધ ચાલ્યો આવે છે, એટલે આપની આવી આપત્તિમાં મારે આપને મારાથી બને તેટલી સહાયતા અવશ્ય કરવી જ જોઇએ."

કાલી બાબૂ પોતાનો દુઃખમય વૃત્તાન્ત કહેવા લાગ્યો:-"ભાઇ, મારા જીવનનો બધો વૃત્તાંત સર્વ કોઇને બહુ જ સારી રીતે વિદિત છે, એટલે અત્યારે તેનો પુનઃ ઉલ્લેખ કરતાં પણ મારૂં કાળજું કમ્પી ઉઠે છે. અરે ભાઇ! હૃદયમાં લ્હાય લાગે છે. મનુષ્ય જન્મ ધારણ કરી મનુષ્યે જે જે કાર્યો કરી પોતાના જન્મનું સાર્થક્ય કરવું જોઇએ, તેમાંનું એક પણ શુભ કાર્ય હું કરી શકયો નથી. ઇશ્વરે મને જે કાંઇ દોલત આપી હતી, તે બધી મેં ફક્ત મારી મોજમજા અને અયશઆરામમાંજ ઉડાવી દીધી છે. હાય! મેં દુર્ભાગીએ એક પાઇ પણ સત્કાર્યમાં વાપરી નથી! પુણ્ય અને ધર્મ શું છે એને હું અત્યાર સુધી જાણી શકયો નથી. વિદ્વાનોએ કહેલા ઉપદેશોને જાણવા છતાં, મેં તેનો અનાદર કર્યો છે. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

**चिंतनीया हि विपदामादावेव प्रतिक्रिया ।**
**न कूपखननं युक्तं प्रदीप्ते वन्हिना गृहे ॥**

એટલે કે, વિપત્તિઓને દૂર કરવાનો ઉપાય પ્રથમથીજ શોધી રાખવો જોઇએ. ઘરમાં આગ લાગી ગયા પછી કૂવો ખોદવાનો પ્રયત્ન કરવો એ બુદ્ધિમત્તા નથી."

આ સર્વ ઉપદેશોને પણ હું ભૂલી ગયો છું. દારૂ પીવામાં, રાંડોના નાચ નચાવવામાં અને કોર્ટોમાં કેસ લડવામાં મેં મારી બધી મિલકત ફના કરી નાખી છે. મતવાલા દારૂના નશામાં રહેવાથી મને એટલું પણ ભાન નથી રહ્યું કે, ભવિષ્યમાં મારી સંતતિની શી દશા થશે? તેનું પાલનપોષણ પણ કોણ કરશે? જુવાની દીવાની છે, એવું જે લોકો કહેતા હતા, તેમને પણ મેં અનેકવાર ખૂબ હેરાન કર્યા છે. મારૂં ભલું ચાહનારને પણ મેં પાપાત્માએ મારા દુશ્મન બનાવ્યા છે. હવે જોઉં છું કે, મારૂં મૃત્યુ ભયંકર રૂપ ધારીને મને ઉપાડી જવા માટે તૈયાર થઇ રહ્યું છે. સંસારની માયાનાં સર્વ બંધનો ધીમે ધીમે કપાવા માંડયાં છે! હવે આ દુનિયામાંથી કુચ કરવાનાં નગારાં મને સ્પષ્ટ સંભળાય છે. હું હવે માત્ર બેચાર પળનોજ આ પૃથ્વીનો મેહમાન છું, એમ મને ખાત્રીપૂર્વક જણાવા લાગ્યું છે."

"મારી સર્વ મિલ્કત કેદારરાય પચાવી પડયો છે. ભાઇ! આ દુનિયામાં શયતાનોનો તોટો નથી. શેરને માથે સવાશેર મળીજ આવે છે. મારાં પાપોનો અવધિ આવતાં હું મરણના રાજ્યમાં જવા માટે તૈયાર થયો છું, છતાં તે પાપી કેદાર અંતિમ સમયની મારી મુલાકાત કરવા માટે પણ આવ્યો નથી! મેં મારૂં સર્વસ્વ મદિરામાં નષ્ટ કર્યું છે, તો કેદાર પિશાચી સ્વભાવના લોભનો દાસાનુદાસ બની ગયો છે અને એ ભ્રમણાત્મક લોભના યોગે તેનું મન તૃષ્ણાના સમુદ્રમાં ડૂબી ગયું છે તેના હૃદયમાં મનુષ્ય પ્રેમ નથી, સહાનુભૂતિ નથી કે ઉદારતાનો અંશ માત્ર પણ નથી. હાય! આ સુખમય સંસારમાં મારા અને કેદારના જેવા માનવકુળ ભક્ષક શયતાનોને પરમાત્માએ સંસારમાં વ્યાપેલી કિંચિન્માત્ર શાન્તિનો પણ ભંગ કરવા માટે કેમ મોકલાવ્યા હશે?"

"ભાઇ નિર્મળ! પિતાની અખુટ સંપત્તિ તથા જમીનદારીનો મેં બહુજ બહોળા પ્રમાણમાં વ્યય કરવા છતાં, તે જમીનદારીની પ્રચુરતાના યોગે અદ્યાપિ મારી પાસે થોડી ઘણી મિલ્કત બચી શકી છે, પણ તે કેટલી છે, એની મને હજી પણ બરાબર ખબર નથી. હું આજે લગભગ બે માસ થયાં પથારીવશ થયો છું, એટલે કાંઇ

પણ જોઇ શકયો નથી. અત્યારે મને ક્યાંયથી એક પાઇ પણ મળી શકતી નથી. જે લોકો મને એક સમયે લાખો રૂપિયા ધીરવાને તૈયાર થતા હતા, તેમાંનો એક પણ માણસ મને એક ફુટી બદામ આપવાની ઉદારતા દર્શાવતો નથી! સંસાર સ્વાર્થી છે. સંસાર સંગ્રામ છે અને તે સંગ્રામમાં સદ્‌ગુણરૂપ શસ્ત્રમંડિત પુરૂષજ વિજયી થઇ શકે છે. મારા જેવા ઘોર પાપીઓ કદાપિ વિજયી થઇ શકતા નથી. ભાઈ! અત્યારે મારો વખત એવો આવ્યો છે કે, હું મારી ધર્મમયી ભાર્યાનાં ઘરેણાં વેચીને મારા રોગની ચિકિત્સા કરાવું છું, કુટુંબનું પોષણ ચલાવું છું, નથી ઘરમાં ખાવા અન્નનો દાણો કે નથી મળતું સારૂં ઔષધ; આવી સ્થિતિમાં મૂકાવા છતાં નિષ્ઠુર મૃત્યુ હજીસૂધી મને પોતાની સાથે શા માટે નથી તેડી જતું એનું કોઇ પણ કારણ મારા સમજવામાં આવતું નથી! શું પરમાત્મા મારાં કરેલાં કાળાં કામોની સજા આમ રિબાવી રિબાવીને આપશે?"

આમ કહીને કાલીબાબુ ચૂપ રહ્યો, અને પોતાના સન્તાન સન્તતિના ભવિષ્યની ચિન્તામાં ગુંથાઇ ગયો. તેના મનમાં તરેહતરેહવારના ભયંકર વિચારો આવવા લાગ્યા.

થોડીવાર પછી જ્યારે તેનું મન સહજ શાન્ત થયું ત્યારે, તેણે પુનઃ કહેવા માંડયું:–" નિર્મળકુમાર! મારૂં મન કેટલું બધું અશક્ત છે, એનો ખ્યાલ મારી આ એક વાત સાંભળવાથી તરતજ તારા સમજવામાં આવી જશે. સોહાગના લગ્ન વખતે અમુક રૂપિઆ આપીશ એમ ધારીને મેં થોડા ઘણા રૂપિયા રાખી મૂક્યા હતા, તેને પણ મેં દારૂ પીવામાં અને વારાંગનાઓના નાચ મુજરા કરાવવામાં બરબાદ કરી દીધા છે. વાતની વાતમાં કોઇની સાથે લડી પડી કોર્ટમાં નાણાંની બરબાદી કરવી એ તો મારો એક પ્રકારનો સ્વભાવજ પડી ગયો હતો. નહિ જેવી બાબતોમાં મેં લાખોનું આંધણ મૂકી દીધું છે! અત્યારે હું નિર્ધન છું. મારૂં સર્વસ્વ ગુમાવી ચુકયો છું! જ્યારે લક્ષ્મી અને આયુષ્ય ઉભય કુચ કરવાની તૈયારી કરવા લાગ્યાં, અને આ સંસાર સમુદ્રમાં મારો એક પણ આધાર ન રહ્યો, ત્યારે મારા જ્ઞાનવિહીન હૃદયમાં જ્ઞાનનો સંચાર થયો પરંતુ હવે તે જ્ઞાન શા કામનું? તારૂણ્યરૂપી વસંતૠતુનાં યૌવન પુષ્પને પદદલિત કરી નાખ્યા પછી, તેના સુગંધની આશા રાખવાથી શો સાર મળી શકે વારૂ? હવે આ સર્વ મારા મિથ્યા

પ્રલાપો છે. ડૂબવાની અણીપર આવેલી નૌકામાંથી સમુદ્રના કિનારાપર આવવાની કલ્પના જેવી અતિશય દુષ્કર છે. તેવીજ રીતે મારી સર્વ ધારણાઓ પણ અત્યારે નિરર્થક અને નિર્માલ્ય છે. હમણાં મને જે જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે કેવળ મને દુઃખ દેવા માટેજ આવ્યું છે. નિર્મળ! અત્યારે તારા સિવાય આ અનાથ બાલક અને બાલાનો અન્ય એક પણ આધાર નથી! મારા સ્નેહમાં સોહાગ અને હેમને હું તારા હાથમાં સોંપું છું. જોજે ભાઇ, તેઓ એક મુઠી અનાજને માટે ઘેરઘેર રડતાં ભટકતાં ન ફરે! કકડા રોટલાને માટે કોઇનાં પણ આશ્રિત ન થવા પામે! બસ, ભાઇ! એનાથી વધારે હું તને કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી કારણકે, મારો તારામાં સંપૂર્ણ વિશ્વાસ છે!"

વૃદ્ધની આવી વાર્તા સાંભળીને નિર્મળની આંખમાં આંસુ આવી ગયાં. તેણે વિચાર્યું કે:-હાય! આ કાલીનાથ મિત્રની આવી સ્થિતિ? આટલી બધી દુર્દશા? જેના પ્રતાપે એક દિવસ આખું આનંદપૂર થરથર કમ્પતું હતું, જેનું નામ સાંભળતાની સાથેજ મહાન મહાન યોદ્ધાઓનો ગર્વ ગળિત થઇ જતો હતો, તેજ કાલીકાકાની આજે આવી દશા? યુવાનીમાં પિતાની સંચિત કરેલી સંપત્તિ અને સત્તાને પ્રાપ્ત કરી કાલીબાબૂએ વાસનાના પ્રવાહમાં પોતાના શરીરને વ્હેવડાવી દીધું, તેનુંજ આ પરિણામ હશે કે શું? જગતના જે જે નરો ઉન્મત્તતાના શૃંગપર ચઢી પોતાના પરાક્રમના દુંદુભી વગડાવતા હશે તેમને પણ શું આવી રીતે અવનતિની ગહનગતિમાં ગબડી પડીને અન્નના એક કકડા માટે આમ કરુણ બની જવું પડતું હશે ખરૂં કે? ઓહ! માયામય દુનિયા! તારાં આ સર્વ શાં વિધાનો છે? એ મને એક વાર સમજાવી દે. હું સંસારના સર્વ માર્ગોથી અજ્ઞાત છું માટે મને સન્માર્ગનો પ્રવાસી બનાવી દે! વિશ્વમાં હું જ્યાં જ્યાં નજર નાખું છું, ત્યાં ત્યાં મને પોકાર, હાહાકાર અને રોદન વિના બીજું કાંઇ પણ કેમ સાંભળવામાં આવતું નથી? શું હું સંસારસુખોને સમજવામાં કુશળતાને પ્રાપ્ત નહિ કરી શકયો હોઉં, તેથીજ મારા ચિત્તની એવી દશા થઇ હશે! દુધના ફીણ જેવી શુભ્ર શય્યામાં સૂનાર આ વૃદ્ધ પુરુષને અત્યારે મેલાં ફાટયાં તૂટયાં અને ગંધાતા ગોદડામાં આળોટતો જોઇને મને મારી મનોદેવતા કહે છે કે, "નિર્મળ! જો, સંસાર કેવો ભયાનક છે! સંસારિયો કેવા પીડાવશ છે. તને જો તારૂં હિત સૂઝતું હોય,

તો આ દૃશ્યને એક વાર જોઈ લે અને તારા ભાવિ માર્ગને યોજી લે."

નિર્મળે આ પ્રમાણે વિચારના સમુદ્રમાં પોતાની મનોનૌકાને તરતી મૂકી દીધી.

હવે અમે આ સ્થળે કાળીનાથ મિત્રનો કિંચિત્ પરિચય આપીશું તો તે અસ્થાને તો નહિજ ગણાય! તે જ્યારે કલકત્તામાં વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારે કેટલાક મિત્રો તેની આસપાસ ફરી વળ્યા હતા. તેમની પાસેથી કાલીનાથે મદિરાપાન કરવાનું શીખી લઇને પોતાના ગામમાં આવી તેણે પોતાના મહાલયમાંજ એક મોટું મદ્યખાનું નિર્માણ કરાવ્યું અને રાત્રિ દિવસ મદિરાપાનમાંજ તે મસ્ત રહેવા લાગ્યો. વારાંગનાનો વિલાસ તેને એટલો બધો પ્રિય થઇ પડયો કે, તેને તેના વિના એક ક્ષણ પણ ચાલી શકતું નહોતું. મધુના ગંધનાયોગે ચારે તરફથી મક્ષિકાઓ આવીને તેને ઘેરવા માંડી. આ સમયે તેના પ્રબળ પ્રતિસ્પર્ધી—હરીફ શરાફ કેદારબાબૂ સાથે તેને જમીનદારીના સંબંધમાં તકરાર થઇ અને તેના યોગે તેને અદાલતમાં કેસ લડવો પડયો. હજી તે મુકર્દમો પૂરો પત્યો નહોતો, એવામાં એક ભાંગી તૂટી દીવાલને માટે પુનઃ મુકર્દમો શરૂ થયો. આ પ્રમાણે તેની જીંદગીમાં ઘણા ઘણા મુકર્દમા ચાલવા લાગ્યા અને તેમાંજ તેની બધી મિલ્કત ફના થઇ ગઇ. છેવટે દેવું કરીને, જમીન વેચીને તે મદિરા તથા મુકર્દમાનું ખર્ચ ચલાવવા લાગ્યો. જ્યારે તે મરણના કિનારાપર આવી પહોંચ્યો ત્યારેજ તેની મુકર્દમા લડવાની પ્રવૃત્તિ કાંઈક ઓછી થઇ. મદ અને મુકર્દમામાં મગ્ન રહીને, અત્યારે બાળક બાળિકાને માટે વ્યાકુળ થઇ, અનુતપ્ત હૃદયથી વિશ્વના મહાન ન્યાયાધીશ સમક્ષ હાજર થવા માટે કાલીનાથે સત્વર પ્રયાણ કર્યું!"

નિર્મળને ચુપચાપ ઉભેલો જોઇને કાલીબાબૂ સહજ ગભરાઇ ગયો અને તેને સંબોધીને કહેવા લાગ્યોઃ—" ભાઈ! આ બિચારાં કોમળ બાળકોની રક્ષાનો ભાર લેતાં તું આમ ગભરાય છે શા માટે? શું તું એક મહા ધર્માત્મા અને પરોપકારી નર તરીકે આખા સમાજમાં પૂજાય છે, તે ધર્મ અને પરોપકારને પણ તું મારા જેવા પાપી પ્રતિ દર્શાવતાં સંકુચિત થાય છે! ભાઇ! આ દુનિયામાં પશ્ચાત્તાપ જેવી બીજી કોઈ પણ સજા નથી. કારાગૃહ કિંવા મારની સજાથી કેવળ મનુષ્યના શરીરનેજ આઘાત થાય છે, પરંતુ પશ્ચાત્તાપ તો માનવ હૃદયને બાળીને રાખખાખ બનાવી દે છે. મને

મારાં કરેલાં સર્વ પાપોનો પૂર્ણ પશ્ચાતાપ થવા છતાં તુ મને ક્ષમા નથી આપતો એનું કારણ શું છે? આ જગતમાં મારી આશાને પૂર્ણ કરે, મારાં આ નિરાધાર સંતાનોની સંભાળ રાખે એવું કોઇ પણ મનુષ્ય રહ્યું નથી. મારી સર્વ આશાઓનું મૂળ માત્ર તુ એકજ છે અને એમ ધારીનેજ મેં આશ્રય મળવાની આશાથી તને અહીં બોલાવ્યો છે. છતાં તુ આમ સંકુચિત શા માટે થાય છે! ભાઇ તારા વિના મારો એક પણ આધાર નથી. જો તું મને સહાયતા નહિ કરે તો મારાં આ અજ્ઞાન અને ભોળાં બાળકો સંકટની સરિતામાં તણાઇ જશે. આશ્રયના અભાવે કૃતાન્ત કાળના ભક્ષ બનશે.”

“અત્યારે આ સંસાર મારા માટે શૂન્ય બની ગયો છે! મારૂં સર્વસ્વ ગયું છે! ધર્મને મેં પોતેજ અનીતિના શસ્ત્રથી છાંટી નાખ્યો છે. સત્કર્મને નીચ કાર્યરૂપ કરવાલથી સંહારી નાખ્યાં છે! હાય! પરમાત્માએ પણ મારો પરિત્યાગ કર્યો છે! વિશ્વ જેનો ત્યાગ કરે તેનો પ્રભુ પણ ત્યાગ કરે એ સ્વાભાવિકજ છે! પરંતુ તેમ છતાં પણ એમાં અન્ય કોઇનો દોષ દેવો વ્યર્થ છે, કરેલાં કર્મનું ફળ સર્વ કોઇને અવશ્ય ભોગવવુંજ જોઇએ. પરંતુ અત્યારે એનું અધિક વિવેચન કરવું અગત્યનું નથી. કારણકે, હવે મારો અંતકાળ સમીપ આવી પહોંચ્યો છે. માટે એવી મામુલી વાતોમાં વ્યર્થ વખત ગાળવો ઉચિત નથી. કહે ભાઇ, બોલતો કેમ નથી? મારા પ્રશ્નનું ઉત્તર નથી આપતો એનું કારણ શું છે? શું તને પણ આ હતભાગિ પ્રતિ તિરસ્કાર અથવા તો ઘૃણા ઉત્પન્ન થાય છે? મારાં કરેલાં કાળાં કામો જોઇને તારૂં હૃદય મારાં બાળકોની રક્ષાનો ભાર લેવા જતાં ગભરાઇ જાય છે? જો તેમજ હોય તો સ્પષ્ટ કહી દે એટલે હું તેમને મરણનીજ આજ્ઞા આપી દઉં.”

વૃદ્ધની આવી તીવ્રવાણી સાંભળીને નિર્મળનું હૈયું ભરાઇ આવ્યું. તેણે વૃદ્ધને ઉદ્દેશીને આશ્વાસન આપતાં કહ્યું:-“એ વિષયમાં આપ નિશ્ચિંત રહો. હું મારાથી બની શકશે ત્યાંસૂધી તમારાં બાળકોની રક્ષા કરવાનો યત્ન કરીશ. આજથી હું એમને મારાં ભાઇ બહેન તરીકેજ ગણીશ. સંસારમાં મારે સહોદર નથી તો હું હેમનેજ મારો ભ્રાતા માનીશ અને સહોદરાના સ્થાનપર પ્રિય ભગિની સોહાગને સ્થાપિત કરીશ. જ્યાંસૂધી મારા ઘરમાં એક મુઠી પણ અનાજ પણ હશે, ત્યાંસૂધી હું તેમને ભૂખ્યાં રહેવા દઇશ નહિ. મારૂં લોહી

રેડીને મારાં એ ભાઇ બહેનનું હું રક્ષણ કરીશ. તમે મારાપર પૂરતો વિશ્વાસ રાખજો કે, આ જગતમાંથી કદાચ સૂર્યનું અસ્તિત્વ નષ્ટ થશે તોય તમારો આ પ્રિય પુત્ર તુલ્ય નિર્મળ તમારાં બાળકોનું રક્ષણ કર્યા વિના રહેશે નહિ. લ્યો, હું આ તમને અંતિમ સમયનું અભય આપીને કહું છું કે, આજથી એમના રક્ષકનાપદને હું પોતે ગ્રહણ કરૂં છું."

રોગી કંપતા અવાજથી બોલ્યો:—ભાઇ ! તું સદા સુખી થા, ભગવાન તને રાજરાજેશ્વર કરો. તું મારાં આ બાળકોનો સહાયક થઇને ઉભો રહીશ, તો પછી તેમનો વાળ વાંકો કરવાનું કોઇ સાહસ કરી શકશે નહિ. હું પોતે તો મહાન પુરૂષોના કોઇ પણ ઉપદેશનું પાલન કરી શક્યો નથી. મારૂં જીવન મેં વ્યસન અને મોજમજામાંજ બરબાદ કર્યું છે. મારી જીંદગીને મેં ફના કરી નાખી છે. પરંતુ ભાઇ ! તું હજી યુવાન છે, તારા શરીરમાં યુવાનીનું લોહી ઉછળી રહ્યું છે, માટે તારાથી અધર્મના માર્ગમાં પદારોપણ ન થાય એની તું ખાસ સંભાળ રાખજે અને આટલું તો અવશ્ય સ્મરણમાં રાખજે કે:—

"दानं क्षमा धृतिः प्रज्ञा सन्तोषो वागनिष्ठुरा ।
ह्रीरहिंसा व्यसनिता स्नानं चेति सुखावहा ॥"

અર્થાત્ કે;—"દાન, ક્ષમા, ધૈર્ય, બુદ્ધિ, સંતોષ, નમ્ર વાણી, લજ્જા, અહિંસા, વ્યસનોમાં લીન ન થવું અને સ્નાન, એટલી બાબતો સુખદાયક થાય છે." આ ઉપરાંત નિરંતર સત્ય માર્ગનું અવલંબન કરતો રહેજે. જો કે તું નીતિમાન અને બુદ્ધિસંપન્ન પુરુષ છે, એટલે તને અધિક ઉપદેશ આપવાની આવશ્યકતાજ નથી, છતાં વયના યોગે ભૂલ્યેચૂકયે પણ તારા હાથથી કોઇપણ પ્રકારનો પ્રમાદ ન થઇ જાય એનું ખાસ ધ્યાન રાખજે. હું તો ચારિત્ર્ય વિહીન પશુ છું, એટલે તને અધિક બોધ આપવાની મારી યોગ્યતાજ નથી, છતાં હું અનીતિના સાગરમાં ડૂબેલો છું અને તેના યોગે મારે અત્યારે કેવી કેવી ભયાનક યંત્રણાઓ ભોગવવી પડે છે, તથા મારી સ્થિતિ કેવી દુઃખમય બની ગઇ છે, એનો કિંચિત્ માત્ર પણ તને આભાસ કરાવવો એ મારો મુખ્ય ધર્મ છે. પણ હવે એ વાર્તાનો વિસ્તાર ન કરતાં મારી છેવટનીજ એક વાર્ત્તા સાંભળી લે. નિર્મળ ! જે દેવીતુલ્ય અબળાએ હું મહા દુરાચારી હોવા છતાં

કદાપિ મારો તિરસ્કાર કર્યો નથી. કટુ શબ્દ બોલીને મારા હૃદયને દુઃખાવ્યું નથી, કદાપિ મલિન અને અપ્રસન્ન મુખથી મારા સ્હામું જોયું પણ નથી, તે પવિત્ર અને ધર્મપરાયણી વૃદ્ધા કોઇ પણ પ્રકારના દુઃખથી દુઃખી થવા ન પામે, તે અનાથિની અબળાને મારા જવા પછી સંસારમાં પોતાનું કોઈજ નથી, એવો અનુભવ ન થાય, એની સંભાળ રાખજે! બસ ભાઇ! આનાથી વધારે તને ઉપદેશ આપવાની કશી જરૂરજ નથી. કારણ કે, બુદ્ધિમાન મનુષ્ય માત્ર સંનામાંજ સમજી જાય છે.”

આમ કહેતાં કહેતાં કાલીનાથનો કંઠ ક્ષીણ થવા આવ્યો અને ધીમે ધીમે બોલવાની શક્તિ બંધ થઇ ગઇ. એ સમયે ડૉકટરે તેની નાડી તપાસીને ગંગાજળ આદિ અંતિમ સમયના પ્રયાણની તૈયારીની સર્વ સૂચના આપી દીધી. ઘરમાં એનો યોગ્ય બંદોબસ્ત કરવાનીજ વાટ જોવાતી હતી. નિર્મળના બોલાવ્યાથી આસપાસના ઘણા લોકો તેની પાસે પહોંચ્યા. ત્યાર પછી રડતા રડતા લોકો રોગીના દેહને ગંગાના ઘાટપર લઇ ગયા. જાન્હવીના જળમાં પોતાના શરીરને પધરાવ્યાથી જે કાલીનાથ થોડી વાર પહેલાં રોગી હતો અને અત્યારે પરલોકમાં પ્રયાણ કરી ચૂકયો હતો તે પાપી જીવે વિચાર્યું કે;–આ પવિત્ર જાન્હવી માતાના પવિત્ર જળમાં શું મારો પાપરાશિ ધોવાઇ શકશે ખરો કે ? ભગવાન ! આ જીવનમાં કદાપિ તને બોલાવ્યો નથી ! અરે તારૂં સ્મરણ માત્ર પણ કર્યું નથી. હે મધુસૂદન ! તારા આ દીન અપરાધી સેવકના અપરાધોની ક્ષમા આપવાની ઉદારતા તું દર્શાવીશ ખરો કે નહિ વારૂ ? હાય !

“વસી જેણે વિશ્વે, જનહિત કશૂંયે ન કર્યૂં;
પરાર્થો ના કીધા, નરતનુ ધર્યું તે નવ ધર્યું;
કુટુમ્બી ના જાણ્યું, સકળ જગ જેને સમજીને;
જીવ્યો તે ના જીવ્યો, જનમજ ગુમાવ્યો જનમીને:

* * * * *

ક્ષમા માગૂં દયા માગૂં બધૂં ત્યાગૂં રજા માગૂં;
અને, બસ ! એજ અજમાવું, લલાટે જે લખાવેલું.

હે નારાયણ ! મને એકવાર કહી દે કે, આ ઉપરના આકાશમાં તું છે કે નહિ અને આ નીચેનું જળ તારા ચરણમાંથી નીકળતી ભાગીરથીનું છે કે નહિ વારૂ ? જો તેમજ હોય તો તારા પદોદકને-ચરણના વારિને સર્વાંગપર ચોળીને તારી પાસે આવતાં, અરે ! આ

દુનિયાનો ત્યાગ કરીને તારા પવિત્ર રાજ્યમાં આવતાં મને શો ભય છે? જ્યારે તેં મારા પશ્ચાત્તાપથી મારાં પાપોની ક્ષમા આપીને તારા ચરણની પ્રસાદી આપી છે, ત્યારે મારે આ મૃત્યુલોકમાંથી તારા પ્રેમ-સ્વરૂપ રાજ્યમાં આવવામાં શી હરકત છે-કાંઇજ નહિ. ચાલ જીવ! માયાના બંધનમાંથી મુક્ત થઇને જ્યાં ભયાનકતાનો અંશ માત્ર પણ નથી. ત્યાં સત્વર પ્રયાણ કર! આ મોહમય વિશ્વનો પરિત્યાગ કરી જગદાધારના શાંતિમય રાજ્યમાં સત્વર ચાલ્યો જા!"

## ચતુર્થ પરિચ્છેદ

### સત્યમાં અસત્યનો સંચાર!

"છો ને અનેકાનેક તલ્વારો ઝઝૂમે શિર પરે;
છો ને બુરાઈ માનીને મિત્રો બધા વેરી બને;
છો ને દયાહીન દુશ્મન બહુ ઝુલ્મી લશ્કર મોકલે,
તોયે, ડરે ના જે કલમ હિત, સત્ય, સ્નેહ અનુસરે."

વિજયાને તેના પિયરમાં પહોંચાડી આવ્યા પછી નિર્મળ કુમારનું વહાણ ચોથે દિવસે પાછું વધૂગામમાં આવી પહોંચ્યું. ખલાસીઓના હાથમાં વિજયાએ એક પત્ર લખી મોકલ્યું હતું. નિર્મળ વ્યાકુળ મનથી તે પત્ર ફોડીને વાંચવા માંડયું:—

મારા જીવનસર્વસ્વ!

તમને છોડી આવવામાં મેં કાંઇ સારૂં કર્યું નથી. આખે રસ્તે રડતી રડતી આવી છું. અહીં આવવા છતાં પણ રોદનને વિરામ મળતો નથી. માતાનું મુખ, ભ્રાતાનું મુખ આદિ કોઇ પણ તમારી વિચ્છેદ યંત્રણાને ભૂલાવી શકતું નથી. હૃદય જાણે શૂન્ય બની ગયું છે અને માત્ર હાહાકારનાજ ધ્વનિ સંભળાઇ રહ્યા છે. બે દિવસ અહીં રહેવા છતાં પણ જો મારા મનની સ્થિતિનું પરિવર્તન નહિ થાય તો તમારી આ દાસી એકદમ તમારાં અને પૂજ્ય માતાનાં પવિત્ર ચરણોમાં હાજર થશે. તમારા વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. ચંદ્રના વિયોગે ચકોરીની જે દશા થાય છે, તેજ દશા અત્યારે તમારી આ દીન સેવિકાની પણ થઇ છે. તમારા આગ્રહનો અનાદર કરવામાં મેં ભયંકર ભુલ કરી છે."

"તમારી જ—
વિજયા."

નિર્મળ એકવાર, બેવાર અને એજ પ્રમાણે દસ વાર પત્ર વાંચી ગયો, અતૃપ્ત નયને પત્ર ભણી જોઇ રહ્યો. આંખોનાં આંસુથી પત્ર ભીંજાઇ ગયું. માશુકનું સ્મરણ થતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. છેવટે પત્રને હૃદય સાથે ચાંપી એકાંતમાં તે ધ્રુસ્કા મૂકીને રડવા લાગ્યો.

પત્ર વાંચન અને રોદન પછી એક પ્રકારની ચિન્તાએ આવીને તેના મસ્તિષ્કને ઘેરી લીધું. ચિંતાથી તેને દુઃખનો કિંચિત્ અનુભવ થયો. તે ઉઠીને બારી પાસે આવી ઉભો રહ્યો. નીચે જાન્હવીનું જળ હસતું હસતું, નાચતું નાચતું દોડી રહ્યું હતું. આશા અને ઉત્સાહના યોગે નિર્મળનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. ભગવતી ભાગીરથીના ઉછળતા તરંગોની પેઠે તેના હૃદયમાં પણ નાનાવિધ આશા અને ઉછરંગના તરંગો વહેવા લાગ્યા. તેણે વિચાર્યું કે, " વિજુ, મારી પ્રાણાધિક વિજુ! મારી જીવન સર્વસ્વ વિજુ! તું મારા માટે આટલી બધી દુઃખની બની ગઇ છે! હૃદયવલ્લભા! મારા વિરહથી તારૂં હૃદય આટલું બધુ વ્યાકુલ બની ગયું છે! મધુરી માશુક! તું મારા માટે આમ શોકાન્વિત કેમ બની ગઇ છે? હા હા સમજ્યો! તું શોકાતુર શા માટે ન બને? તારૂં હૃદય મારા હૃદય સાથે રંગાઇ ગયું છે. તેં મનેજ તારો પ્રભુ માની લીધો છે. તો પછી મારા વિયોગથી તારા હૃદયપર દારૂણ દુ;ખનો આઘાત થાય એ સ્વાભાવિકજ છે!"

આ સમયે તેની માતાએ તેને બોલાવ્યો, પુત્ર એકદમ માતા પાસે દોડી ગયો. અન્નપૂર્ણાએ પૂછ્યું:-" ભાઇ! વહુએ પત્રમાં શું લખ્યું છે વારૂ? મને તે કહી શકીશ ખરો કે? મારી વ્હાલી વિજુ વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી, માટે સત્વર મને તેના પત્રની બીના કહી સંભળાવ. પત્ર સાંભળવા માટે મારૂં મન અત્યંત આતુર થઇ ગયું છે."

માતાની ઇચ્છા અનુસાર નિર્મળે વિજુનું પત્ર વાંચી સંભળાવ્યું. પત્રની બીના સાંભળતાંની સાથે વૃદ્ધમાતાની પણ તેવીજ દશા થઈ ગઇ.

નિર્મળે પત્ર વાંચીને તરતજ કોઇ પણ જાતની શર્મ રાખ્યા વિના સ્વચ્છંદતાથી વિજુના પત્રને માતા તરફ ફેંકી દીધું. ત્યાર પછી તે ત્યાંથી પાછો હઠી ગયો અને ચુપકીથી આંખોનાં આંસુ લૂછવા લાગ્યો. છેવટે ચિત્તને સાવધ કરી અન્નપૂર્ણા બોલી:-" બેટા,

તું એકવાર વિશાલપૂર શા માટે નથી જતો? તને ત્યાં જવામાં શો વાંધો નડે છે વારુ?"

નિર્મળ બોલ્યો:—"માતા, બીજાને ત્યાં રહેવાથી મને ઘણુંજ દુઃખ થાય છે. લજ્જા અને સંકોચના ગોગે હું ગભરાઈ જાઉં છું અને એટલા માટેજ મને અન્યને ત્યાં રહેવું ગમતું નથી." મારી પ્રકૃતિજ એવા પ્રકારની છે કે, મારાથી આ ઘરનો ત્યાગ કરીને બીજાને ત્યાં એક દિવસ પણ રહી શકાય તેમ નથી. માટે માતા! કૃપા કરીને હવેથી તમે મને વિશાલપૂર અથવા તો અન્ય કોઇ પણ સ્થળે જવાનો વ્યર્થ આગ્રહ કદાપિ કરશો જ નહિ."

અન્નપૂર્ણા સમજી ગઇ કે, પોતાનો પુત્ર બીજે કોઇ પણ સ્થળે જવાની નાખુશી શા માટે બતાવી રહ્યો છે. તેમ છતાં પણ તેણે પુનઃ ભાર મૂકીને કહ્યું કઃ—જો તારી ઇચ્છા વિશાલપૂરમાં ગયા પછી વિજુનાં પિયરમાં રહેવાની ન હોય તો તું તારા વહાણમાં જ બેસી રહેજે અને વિજુ તથા તેના ભાઇ, માતા વગેરેને ત્યાં જ મળવા માટે બોલાવી લેજે. કહે, આમ કરવામાં તને કોઇ પણ જાતની અડચણ છે ખરી કે? હું ધારૂં છું કે, તું મારા આ પ્રસ્તાવ પ્રમાણે વર્તવાને અવશ્ય તત્પર થશે જ."

નિર્મળે જવાબ આપ્યો:—"આવા વંટોળિયા અને તોફાનના દિવસોમાં વહાણમાં રહેવાનું સાહસ મારાથી થઇ શકે તેમ નથી. માટે કૃપા કરીને હાલ તરત તો એવો આગ્રહ નજ કરો."

ફાલ્ગુન માસમાં વંટોળિયા-વાવાઝોડાં અને તૂફાનો થવાનો સંભવ અધિક રહે છે અને તેથી અન્નપૂર્ણા પણ તેનો યોગ્ય વિચાર કરીને તે સંબંધમાં કાંઇ પણ બોલી નહિ, ચૂપજ બેસી રહી. પરંતુ નિર્મળના મુખપર શોક અને વિષાદની છાયા છવાયલી જોઇને તે સહજ ગુંચવણમાં પડી ગઇ. થોડી વાર પછી પુત્રના મનોભાવનો યથાર્થ વિચાર કરીને તેણે પ્રસન્ન થઇ ગર્વભર્યા મનથી એક પ્રકારનું સ્મિત હાસ્ય કર્યું. તેણે વિચાર્યું કે;-મને છોડીને મારો પુત્ર પોતાની પત્નીને મળવા જવા માટે પણ રાજી નથી."

આ સમયે હેમ રૂંધાયલા અવાજે દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. આ જોઇને માતા તથા પુત્ર ઉભયે તેને ઉદ્દેશીને પૂછ્યું:—"કેમ હેમ! શું થયું છે? આટલો બધો ગભરાયલો કેમ જણાય છે? આમ દોડતો આવવાનું શું કારણ છે?"

હેમે ઉત્તર આપ્યું:-“ ભાઇ ! જલ્દી આવો, હું ધાઇ છું કે, બ્હેન હવે વધારે વાર જીવી શકશે નહિ. ”

વાતચીત અથવા તો પૂછપરછ કરવામાં વધારે સમય ન ગાળતાં નિર્મળ એકદમ અશ્વશાળાભણી દોડી ગયો. પોતાના હાથથીજ અશ્વ તૈયાર કરી તેની પીઠપર હેમને ઉચકી લઇને સત્વર અશ્વ દોડાવતો ચાલવા લાગ્યો અને થોડા સમયમાંજ આનંદપૂર આવી પહોંચ્યો. કાલીકાકાના ઘર પાસે આવી પહોંચતાંની સાથેજ તે અશ્વપરથી નીચે ઉતરી પડયો અને સત્વર તેના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં જઇને તેણે જોયું કે, સોનાની સોહાગ ધૂળમાં આમ તેમ આળોટી રહી છે. અને તેની આંખોમાંથી અશ્રુની અવિરલ ધારાઓ ચાલી રહી છે. તેની નજીકમાંજ બેસીને સોહાગની માતા પોકે પોકે રડી રહી છે.

સોહાગનો પરિચય અમે હજી સુધી અમારા વાચકોને આપ્યો નથી. માત્ર તેનું નામજ સાંભળ્યું છે, પરંતુ તેને સારી રીતે જોઇ નથી. તેનું વય માત્ર તેર વર્ષનુંજ હતું. સ્વાભાવિક રીતેજ શરીરપર ધારણ કરેલાં મલિન વસ્ત્રોમાંથી તેની અપૂર્વ સુંદરતાનાં આંખોને આંજી દે તેવાં તીવ્ર કિરણો તેની આ અવસ્થામાં સંપૂર્ણતાથી ઝળહળી રહ્યાં હતાં. નવા વર્ષના સમાગમથી જેવી રીતે બિલ્વવૃક્ષનો દેહ નવીન પત્રોથી આચ્છાદિત થઇ જાય છે એટલે કે ઢંકાઇ જાય છે, તેવીજ રીતે નવીન યૌવનના સંભાષણથી સોહાગનો દેહતરૂ નૂતન શોભાથી સુસંપન્ન થઇ ગયો હતો. સંધ્યા સમયે ઉદ્યાનમાં પ્રફુલ્લિત થવાની અણીપર આવેલી મલ્લિકાને જોતાં આ બાલિકાના રૂપની વાર્તાનું સ્વાભાવિકજ મનમાં સ્ફુરણ થઈ આવતું હતું. જીવનમાં જ્યારે જે કાંઇ આશા કરી હતી, જ્યારે જે કાંઇ આકાંક્ષા કરી હતી, ત્યારે આ બાલિકાને જોતાંજ તે અતૃપ્ત વાસનાની સ્મૃતિ હૃદયમાં જાગી ઊઠતી હતી. સંધ્યા સમયે, દિવસનું અવસાન થતી વેળાયે દૂર પ્રદેશના આકાશ પ્રાન્ત ભણી દૃષ્ટિપાત કરતાં કરતાં જેવી રીતે મનમાં એક પ્રકારની એક અસ્પષ્ટ, અવ્યક્ત વાસનાનો સંચાર થાય છે, તેવીજ રીતે આ બાલિકાના સરળ અને કોમળતાવાળા મુખ ભણી જોતાં હૃદયમાં કોઇએક પ્રકારના અભિનવની ઇચ્છાની સૃષ્ટિ નિર્માણ થઇ આવતી હતી. ઘણા દિવસની ભૂલેલી આકાંક્ષાની વાર્તા સ્વાભાવિકજ મનમાં ઉદ્ભવી આવતી હતી.

સોહાગની અવસ્થા જોઇને નિર્મળે વિચાર્યું કે, સોહાગ મૂર્ચ્છિત થઇ છે. આ જોઇને તેણે તેના મુખ તથા શરીરપર જળ છાંટવા માંડયું. એ જળના યોગે સોહાગના શરીરમાં ચેતનાનો સંચાર થયો. તેના પિતાના મૃત્યુ પછી તરતજ તેને આ રોગ લાગૂ પડયો હતો અને આજે તેણે ભયંકર સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

સોહાગને સ્વસ્થ થયેલી જોઇને નિર્મળના હૃદયમાં શાન્તિ વળી. તે સોહાગની માતાને તેના શુદ્ધિમાં આવ્યા પછી યોગ્ય આશ્વાસન આપીને કેદારદાદાના ઘર તરફ ગયો. દાદાસાહેબ તે સમયે બેઠકખાનામાં તકિયાને અઢેલીને બેઠો હતો તથા એક ખાતાદારના લેણદેણનો હિસાબ કરતો હતો. ખાતાદાર થોડું ઘણું વ્યાજ છોડી દેવાની કેદારદાદાને પ્રાર્થના કરતો હતો; પરંતુ કેદાર-દાદા મૃદુ હાસ્યની સાથે ખાતાદારને સમજાવતો હતો કે, વ્યાજ છોડવાથી પોતાનો વ્યાપાર બંધ થઇ જશે અને નાણાંની પણ સખ્ત તંગી પડશે. તે ઉપરાંત તે ખાતાદારને ઉદ્દેશીને એમ પણ કહી રહ્યો હતો કેઃ–"ભાઇ! આજ કાલ વખત ઘણોજ બારીક આવ્યો છે, પૈસાની સખ્ત મારામારી ચાલે છે. એક રૂપિયાનું મહિને ચાર આના વ્યાજ આપનારા પણ મળી આવે છે, પરંતુ પૈસા ધીર-નાર છે ક્યાં? આજનો વખત પૈસાનો છે. પૂરૂં વ્યાજ આપે તેને કોઇ ચાર પૈસા ધીરે, નહિ તો પછી અલ્લા અલ્લા ને ખયરસલ્લા! તમારી વ્યાજ છોડી દેવાની વાર્તા સાંભળીને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે! ભલા માણસ! પૈસા કેમ થાય છે, તેની તને કાંઇ કીમત છે? હવેથી જો વ્યાજમાંથી એક પાઇ પણ ઓછી કર-વાની વાત કરીશ તો હું તને મારે આંગણે નહિ ચડવા દઉં!"

આ સમયે ત્યાં આગળ નિર્મળ આવી પહોંચ્યો. તેને અચા-નક આવેલો જોઇને બધા અજાયબીમાં પડી ગયા. કેદારદાદાએઃ–"આવ, ભાઈ આવ," કહીને નિર્મળને આદર સત્કાર સહિત એક આસન પર બેસાડયો.

કેદારરાયનું ઘર ઘણુંજ ઉત્તમ હતું અને તે સાથે તેનો ઠાઠ-માઠ પણ તેવોજ ભપકાદાર હતો. વિશાળ મહાલય તુલ્ય મકાનની સ્હામે પૂજાનો એક મોટો દાલાન હતો અને તેમાં ભગવતી મહામા-યાની પૂજા થતી હતી. અન્તઃપુરનો ભાગ તદ્દન અલગ હતો. તેણે પોતાને માટે જે બેઠકખાનું બનાવ્યું હતું તે નિરંતર ખાતાદાર તથા ખુશામતખોરોથી ભરપુર રહેતું હતું. નિત્ય બે ચાર ચેલાઓ મૂડીને

તેમની પાસેથી પૈસા પડાવવા એજ કેદારરાયના જીવનનો મુખ્ય હેતુ હતો. તે પોતે એમજ માનતો હતો કે, પૈસા પેદા કરવામાં કદાચ અધર્મ, અનીતિ અથવા અસત્યનો આશ્રય લેવામાં આવે તો તેમાં પાપનો રંચ માત્ર પણ સંભવ નથી. તેણે અનેક વિધવાઓની અનામત રોકડ રકમોને હજમ કરી હતી. અનેક ગરીબ ખાતાદારોનાં ખાતાં પાડી બમણાં ત્રણગણાં નાણાં વધારીને તેમને બિચારાને ઘરબાર વગરના કરી દીધા હતા. તે જ્યારે કોઈને પણ નાણાં ધીરતો ત્યારે તેના વ્યાજનો દર સેંકડે ૫૦ થી ૭૫ ટકા સૂધીનો વધારતો હતો તથા ગરજવંત માણસને તો તેજ ઘડીએ માર્ગનો ભીખારી બનાવી દેતો હતો. આખા શહેરમાં તે એક રક્તપિપાસુ મારવાડી વ્યાપારીના નામથી ઓળખાતો હતો. લોકોનાં ગળાં કાપવામાં તેના જેવો બહાદુર બીજો કોઇ પણ વ્યાપારી તે ગામમાં તો નહોતોજ.'

કેદારરાયને કેટલાંક ગામો અને તાલુકા પણ હતા. તેમજ તેની શરાફીનો ધંધો પણ સારો ચાલતો હતો. તેની પાસેથી જે ખાતાદાર એકવાર બે રૂપિયા જેવી મામૂલી રકમ પણ ઉધાર લેતો હતો તે પુનઃ તેનું દેણું વાળવાને કદાપિ સમર્થ થઇ શકતો નહોતો. તેમ છતાં પણ તે લોકોની દૃષ્ટિમાં અધર્મી કિંવા અન્યાયી તરીકે બહાર આવ્યો નહોતો. કારણકે, પોતાના મસ્તકને મૂંડાવી નાખતો તથા ફક્ત એક લાંબી શિખાનેજ પોતાના શિરપર સ્થાન આપતો હતો. શરીરપર હરિના નામથી કેટલીક છાપો લીધી હતી; શંખ, ચક્ર, ગદા અને પદ્મ આદિ વિષ્ણુનાં ચાર આયુધો તેના ઉભય બાહુ પરજ નિવાસ કરતાં હતાં. કંઠમાં એકસોને આઠ મણકાવાળી માળાને પણ સ્થાન મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. મુખમાંથી રાત્રિ દિવસ, 'શ્રી જમનેશ મહરાણી,' 'રાધાવલ્લભ,' 'શ્રીમહાપ્રભુજી,' 'હરિ હરિ ગોકુળસ્યામ' 'દ્વારિકાધામ' આદિ શબ્દોના ઉચ્ચારનો પ્રવાહ ચાલૂજ રહેતો હતો. કોઇની સાથે વાતચીત કરતાં પણ 'હરિ હરિ એ શું બોલ્યા રાધાસ્યામ ભજો, કૃષ્ણ નામ જપો' એવા આડંબરમંડિત શબ્દો ઉચ્ચાર્યા કરતો હતો. પરંતુ તેનું હૃદય સર્વથા પાપરૂપ હળાહળથીજ પરિપૂર્ણ હતું, ખોટાં અથવા બનાવટી વીલ કરવાં, ધીરેલાં નાણાં કરતાં દશગણાં નાણાં કઢાવવાં, વિધવાઓની મંડળીઓ કરી 'રાસલીલા' ના પ્રસંગની વાર્તાઓ કરવી, બિભત્સ શૃંગારની ચેષ્ટાઓ કરવી, એજ તેનો નિત્યનો વ્યવસાય હતો. 'મુખમાં રામ બગલમાં છૂરી' એ સૂત્રનેજ તેણે સ્વીકાર

કર્યો હતો. જ્યારે કોઇ ભલા માણસને પોતાની જાળમાં ફસાવવાની તેની ઇચ્છા થાય, ત્યારે તે ધર્મનો આડંબર કરી પુરાણ કે શાસ્ત્રનાં દૃષ્ટાંતો આપી આડું અવળું સમજાવી પોતાના કાર્યની સિદ્ધિ કરી લેતો. બહારનો આડંબર તથા ઢોંગધતીંગ જોઇ બિચારા ભોળા લોકો તેના યથાર્થ સ્વરૂપને જાણી શકયા નહોતા તેમજ તેના શરીર-પર તેણે જે ભગવાનના નામોની છાપો છપાવી હતી એ જોઇને લોકો તેને પરમ ભગવદી પુરુષ ધારીને તેનું પૂરું સન્માન સાચવતા હતા તથા તેની પ્રકૃતિ અને ચારિત્ર્યના સંબંધમાં કદાપિ સ્વપ્નમાં પણ બુરી કલ્પના કરતા નહોતા.

અત્યાર સુધીમાં તે શ્રીમાને ત્રણવાર તો સંસાર પણ માંડી લીધો હતો, તેમાંની એક પત્ની પરલોકમાં તેના માટે નરકનો માર્ગ સાફ કરાવવા માટે પ્રયાણ કરી ચૂકી હતી અને બાકીની બીજી બે સ્ત્રીઓ તેના રાજીયા ગાવા માટે આ સંસારમાં અદ્યાપિ વિદ્યમાન હતી. વચ્ચલી સ્ત્રીનો એક પુત્રજ જીવતો હતો અને ત્રીજી પત્નીની બે કન્યાઓ તેના ગૃહની શોભાનો વધારો કરવા માટે સંસારમાં અસ્તિત્વ ધરાવતી હતી. પેલી પત્ની તો નિઃસંતાન અવસ્થામાંજ આ અસાર સંસારની માયાનો ત્યાગ કરીને કહો અથવા તો કેદાર-રાય કુટિલતાનો તિરસ્કાર કરીને કહો, પણ ગમે તે રીતે આ દુનિ-યામાંથી પોતાના પ્રાણ સહિત પ્રયાણ કરી ચૂકી હતી. પુત્રનું નામ તો હરિકિંકર હતું, પણ ગુણમાં તે વર્ણસંકર કિંવા શયતાન કિંક-રજ હતો. તે પરણેલો હતો. તેમજ દગાબાજીની પરીક્ષામાં પ્રથમ પંક્તિને શોભાવે તેવો અલૌકિક બુદ્ધિસંપન્ન અને કાર્યદક્ષ પુરુષ હતો.

કેદારરાયનું બેઠકખાનું પુરાણી પદ્ધતિનું હતું અને તેને તેવીજ ઢબથી શૃંગારવામાં આવ્યું હતું. બેઠકખાનાના મધ્ય ભાગમાં એક મોટી પાટ રાખવામાં આવી હતી અને તેનાપર એક નાનો ગાલિચો બિછાવેલો હતો. ગાલિચાપર એક સફેદ તકિયો પણ હતો. તે તકિ-યાને અઢેલીને કેદારરાય બેસતો હતો. જે ગાલિચાપર શ્રીમાન કેદાર-રાય બિરાજતા હતા તે ગાલિચાપર બીજા કોઇને બેસવાની તો શું પણ સ્પર્શ કરવાની પણ સખ્ત મના હતી. તેમ છતાં નિર્મળને માટે તે મનાનો અમલ થતો નહોતો. કેદારરાયે તેને સન્માન સહિત ગાલિચાપર બેસાડીને તે પોતે તેની બાજૂમાં બેસી ગયો.

કેદારદાદાએ કોઇ પણ પ્રકારનો દંભ દર્શાવ્યા વિના સરલ હાસ્યનો ધ્વનિ કરી કહ્યું:–" નિર્મળકુમાર! આજે તારા આવવાથી મારૂં ઘર પાવન થયું, મારા અંધકારમય ગૃહમાં તેજનો વિસ્તાર થયો. અહોહો! આજે ધનભાગ્ય ધન્ય ઘડી મારાં કે તારા જેવા એક પિતૃભક્ત અને આજ્ઞાધારક યુવકનાં મારે ઘેર પગલાં થયાં! ભાઇ! તમે બધા હજી આજકાલનાં છોકરાં કહેવાઓ, એટલે તમને દુનિયાની દિનદશાનું ભાન પણ ક્યાંથી હોય? દુનિયા શી ચીજ છે, કેમ ચાલે છે અને તેમાં રહીને કેમ વર્તવું જોઇએ એનો તમને હજી અનુભવ પણ ક્યાંથી હોય? તમે એ બાબતમાં જાણો પણ શું?" આમ કહીને તેણે રડતા અવાજે આગળ કહેવા માંડયું:–" હાય! જો આજે તારા પિતા જીવતા હોત તો–( આંખોનાં આંસૂ લૂછીને) તેઓ મને કેટલા બધા ચ્હાતા હતા! મને તેમનું સ્મરણ નિરંતર થયા કરે છે. અરે! તેમની યાદગીરીથી વારંવાર મારૂં હૈયું પણ રડી પડે છે. આહા! તેઓ કેવા ભલા હતા! નિર્મળ અમારા બધાનાં દુર્ભાગ્યયોગે આજે તેઓ આ સંસારમાં હાજર નથી. હાય! જો તેઓ જીવતા હોત તો કેવું સારૂં થાત!"

આ સાંભળીને નિર્મળ સમજી ગયો કે, કેદારરાવ પોતાના પ્રપંચની જાળ બિછાવીને મને સપડાવવાની કોશિશ કરી રહ્યો છે. પણ તેણે તેની કશી પરવાર ન કરતાં તરતજ પોતાના મુખમાં આવી અટકેલા શબ્દોને વ્યક્ત કરતાં કહ્યું:–" કેદાર દાદા! હું આપને એક વાર્તા કહેવાના ઉદ્દેશથીજ અહીં આવ્યો છું, પરંતુ આપને તે વાર્ત્તા બહુજ ગુપ્ત રાખવી પડશે."

કેદારરાય આથી જરા સ્તંભી ગયો, પણ વિચાર કરી બોલ્યો:– " શું ભાઇ! તને મારાપર વિશ્વાસ નથી બેસતો! તારા સ્વર્ગીય પિતા તો મને પોતાના હૃદયની એકેએક વાતો કહી સંભળાવતા હતા, મારાથી એક પણ વાત છાની રાખતા નહિ, તો પછી તું આમ સંકુચિત શા માટે થાય છે?"

કેદારરાયના ઇશારાથી બેઠકખાનામાં જે અનુચરો હાજર હતા તેઓ તરતજ આડા અવળા વેરાઇ ગયા. ત્યાર પછી નિર્મળકુમારે કાલીકાકાના સંબંધમાં જે કાંઇ વાતો કહેવાની હતી તેની શરૂઆત કરી અને જે કાંઇ ગરબડ મચી હતી, તેને શાંત કરવાનો કેદારદાદાને અનુરોધ કર્યો. કેદારે આ વાર્ત્તા સાંભળીને જાણે આકાશમાંથી પૃથ્વીપર આવી પડયો હોયની! એવો ડોળ પ્રકટ કર્યો તથા કાલી-

કાકાને માટે ખેદ તથા દુઃખ જાહિર કર્યું. ત્યાર પછી હરિ હરિ, રાધાશ્યામ, ગોપીવલ્લભ, આદિ ભગવન્ નામનો -ઉચ્ચાર કરી સૂકી આંખોને સાફ કરવા લાગ્યો. કેટલીક વાર સૂધી આંખો ચોળવા છતાં જ્યારે આંખમાં આંસૂ નજ આવ્યાં ત્યારે તે ગળગળો થવાનો ઢોંગ કરીને બહુજ નમ્રતાભર્યા સ્વરથી કહેવા લાગ્યો:-" શિવ ! શિવ ! શિવ ! તું આ શું બોલ્યો ? ગરબડ શી અને વાત પણ શી ? ગરબડ કોને કહે છે તે તો હું જાણતો પણ નથી. અરે ! મારી આખી જીંદગીમાં મેં ગરબડનું નામ પણ સાંભળ્યું નથી ! હું તો ફક્ત રામનામ જપી જાણું છું. દુનિયાના કોઇ પણ વ્યવહારમાં ભાગ લેવાનું મને પસંદ પણ નથી. રાધારમણ બોલ રાધારમણ બોલ ! આવી શંકા લાવતાં પણ તને શર્મ ન આવી ! મારા જેવા ભગવદ્‌ભક્તના શિરપર આવું આળ ઓઢાડતાં પહેલાં તેં સારાસારની કલ્પના પણ ન કરી ! મારા સમાન ધર્મની વિભૂતિપર આક્ષેપ કરતાં આ વસુંધરા ખળભળી ઉઠશે, પર્વતો કમ્પી જશે અને પૃથ્વી રસાતળ જશે. આવ, આવ રમાપતિ, મધુસૂદન, મધુકૈટભહારી, કૃષ્ણ મુરારી એક વાર આવ ! અને મારા પરના આ આક્ષેપને અસત્ય કરી બતાવ ! રાધાશ્યામ ! રાધાશ્યામ !

નિર્મળ કેદારરાયને બહુ સારી રીતે ઓળખતો હતો. તે તેની ધુર્ત્તતાને સ્મરણમાં રાખીનેજ બોલ્યો:-" કેદાર દાદા ! હું તમને બહુ સારી રીતે ઓળખું છું ! મારી આગળ તમારી ધુર્ત્તતા ચાલવાની નથી. ગરીબોના ગળાં રેંસવામાં, નિરાધાર અબળાઓની મિલ્કત પચાવી પાડવામાં અને દેણદારોનાં ઘરબાર લૂંટવામાંજ જો તમે તમારા મનુષ્ય જન્મની સાર્થકતા માનતા હો, તો તેમાં તમારો ભયંકર પ્રમાદ થાય છે ! જો તમારી ધારણા એવીજ હોય કે, દુનિયા બધી આંધળી છે અને હું મારી દગબાજીથી બધાને ભૂલવું છું, તો તે ધારણા પણ તદ્દન મૂર્ખતા ભરેલી છે ! તમે તમારૂં હિત ઇચ્છતા હોતો સોહાગના પિતાની સર્વ મિલ્કત તેને સ્વાધીન કરો નહિ તો તેનું પરિણામ અતિ ભયંકર આવશે. તમારા બધા મનસૂબા માટીમાં મળી જશે. આ લોઢાના ચણા ચાવવામાં કશો માલ નથી, એ સારી રીતે જાણી લેજો."

આ તરફ કેદારરાય કશું પણ લક્ષ ન આપતાં હરિનામનો ઉચ્ચાર કરી કહેવા લાગ્યો:-" ભાઇ ! આ દુનિયા બધી પ્રપંચી છે, સત્ય શું છે અને અસત્ય શું છે એનો દુનિયાને ખ્યાલ પણ નથી.

અમારા જેવા વૈરાગ્યવાન પુરૂષપર આવો આક્ષેપ ન કર. હરિ હરિ. રાધારમણ રાધારમણ !—" આમ કહીને તે એક ભજન ગાવા લાગ્યોઃ—

"કર મન હરિભજનનો વ્યાપાર, હરિભજનનો વ્યાપાર
સકળ સંસાર અસાર, સાર નહિ લગાર. કર મન.
મોહ માયા મદિરા સમ છે, અધમતાનો અધિકાર;
ધામ ધરા ને ધન આદિ કંઇ કાયમ નહિ ટકનાર. કર મન.
આવ્યો અવસર હાથ મહીં તે એળે નહિજ ગુમાવ;
ધરણીધરનું કે વિભુવરનું ધરી લેને તું ધ્યાન. કર મન.

આ પ્રમાણે અનેક પ્રલાપો કરતો કેદારરાય પોતાની નિર્દોષતાને સાબીત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. પણ નિર્મળ કાંઇ પણ લક્ષ આપ્યા વિના માત્ર એટલુંજ કહીને ત્યાંથી ચાલતો થયો કે;–

" નાદાન ગ઼ાફીલ કીસ જહાનપર હરદમ હય ભુલા;
શાહો ઼જીઆન ચુનચુન, હરઆન મારે અમીરો;
વ઼જીર ઼ગરીબ ફ઼કીર કીસ જહાનપર હરદમ હય ભુલા;
પાએ આરામ કોઇ ક્યુંકર નીસદીન પલ છીન."

નિર્મળના ચાલ્યા જવા પછી કેદારરાયે પોતાના પુત્ર હરિકિંકરને બોલાવીને કહ્યું:–" કાલીનાથની જે કાંઇ મિલ્કત આપણે છીનવી લીધી છે. તે આપણાથી કદાપિ છોડી શકાય તેમ નથી. નિર્મળ આપણો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. અરે! ભૂતભાવન ભગવાનથી પણ આપણને કશી ઇજા કરી શકાય તેમ નથી. કદાચ આકાશમાં દેવો પણ દુનિયાપર ઉતરી આવે, તો પણ આ કેદારરાય કાલીનાથના કુટુંબને એક ફુટી બદામ પણ પરખાવવાનો નથી. નિર્મળ કેટલો બધો મૂર્ખ છે, કે તેને એટલી પણ કલ્પના નથી. જે મસાણ ગયાં મુડદાં કદાપિ પાછાં આવી શકતાં નથી. જો કે નિર્મળ સમાજનો અધિપતિ છે અને તે ધારે તો આપણને યોગ્ય સજા પણ કરી શકે તેમ છે, પરંતુ આપણને તેની શી પરવાર છે. જો કદાચ તે આપણને જ્ઞાતિમાંથી બહિષ્કૃત કરશે તો આપણે એક નવીન જ્ઞાતિ નિર્માણ કરીશું. પરંતુ જીવ જશે તોપણ મિલ્કતને છોડીશું નહિ. પણ હા. હવે આપણે એક નવી બાજી રચવી પડશે અને તે સાથે કાલીનાથની વિધવા સાથે એક પ્રકારનો નિકટનો સંબંધ પણ દર્શાવવો પડશે. તેમ કરવામાં શાં શાં કાવત્રાં રચવાં પડશે તે હું હવે પછી તને કહી સંભળાવીશ."

હરિકિંકર પોતાની તીક્ષ્ણ બુદ્ધિનો પરિચય કરાવતો કહેવા લાગ્યો કેઃ–" તેમ કરવાથી આપણે બધી રીતે ફાવી શકીશું, પરંતુ નિર્મળ બાબૂ એક મહા બુદ્ધિમાન પુરુષ છે, માટે તેનાથી બહુજ ચેતીને ચાલવું પડશે. જો તે ધારશે તો આપણને એક ક્ષણ માત્રમાં બરબાદ કરી નાંખશે, માટે પ્રથમ તો તેનું કાસળ કાઢવાની જ ખાસ જરૂર છે."

કેદારરાયે કહ્યું:-" તેમાં ડરવાનું કશું કારણ નથી. આપણે કાલીનાથની જે મિલ્કત પચાવી પડયા છીએ તે કાયદાસર જ મેળવી છે. એમાં હવે સરકાર પણ ફાવી શકે તેમ નથી. સહજમાં કાંઇ પણ થઇ શકે તેમ નથી. મારી હયાતીમાં તો હું એક પાઇ પણ છોડવાનો નથી."

## પંચમ પરિચ્છેદ.

## દાસી કે દાનવી ?

अपि कुञ्जरकर्णाग्रादपि पिप्पलपल्लवात् ।
अपि विद्युद्विलसिताद्विलोलं ललनामनः ॥ §

× × × ×

यदन्तस्तन्न जिह्वायां यज्जिह्वायां न तद्बहिः
यद्बहिस्तन्न कुर्वन्ति विचित्रचरिताः स्त्रियः *

હવે અમે એકવાર વિજયાને જોવા માટે જઇશું, તો તે અસ્થાને તો નહિ જ ગણાય ! પરંતુ અમારી સાથે સાથે અમારા વાચકોને પણ અવશ્ય આવવું પડશે. કારણકે, જો તેઓ અસમ્મત થશે તો આ નવલકથાનું વાંચન બંધ કર્યા વિના તેમનો છૂટકો થશે નહિ.

§ કામિનીઓનાં મન નૂતન હાથિયોના કાનના અગ્રભાગથી, પીપળાના પાનથી અને વિજળીના ચમકારાથી પણ ચંચળ હોય છે.

* સ્ત્રિયો વિચિત્ર ચરિત્ર કરનારી થયા કરે છે; કારણકે, જે તેના મનમાં હોય છે તે જીભમાં હોતુ નથી, જે જીભમાં (હોય છે) તે બહાર ( હોતુ ) નથી અને જે બહાર કહે છે તે કરતી નથી.

નીતિ ઉપદેશ.

ગંગાનદીના કિનારાપર આવેલા એક સમૃદ્ધિશાળી શહેરમાં વિજયાનું પિત્રાલય આવેલું હતું. તે શહેરના ખરાં નામને છૂપાવી રખીને અમે અત્યારે એનું નામ વિશાળપૂર તરીકે જ જાહિર કરીશું. એ શહેર મુર્શિદાબાદની નજીકમાં જ હતું અને વધુગ્રામથી નૌકા માર્ગે જવામાં લગભગ બેએક દિવસનો સમય વીતતો હતો.

વિજુનો પિતા અત્યારે આ લોકમાં નહોતો. તેનો ભાઇ રમેશચંદ્ર હાલમાં અખૂટ દોલત તથા જમીનનો માલિક હતો. વિધવા માતા સંસારની સર્વ વાસનાઓનો પરિત્યાગ કરી પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન રહ્યા કરતી હતી, તેની તમામ આસક્તિઓ દૂર થઇ હતી. રમેશચંદ્ર એક જબરદસ્ત જમીનદાર હતો. કોઇ તેનાથી ડરતું હતું તો કોઈ તેને ચ્હાતું પણ હતું. તેનું નામ અને યશ ખ્યાતિ દૂર દૂરના દેશોમાં ફેલાઇ ગઇ હતી. મુર્શિદાબાદમાં પણ તેની આબરૂના પડઘા સંભળાતા હતા.

વિજુએ માતાની મુલાકાત કરી, ભાઇનો મેળાપ કર્યો, પણ તેમ છતાં પણ તેનું મન સ્વસ્થ થયું નહિ. પતિ પાસે પાછી ચાલ્યા જવા માટે તે આકુળ થઇ ગઇ. આ સમયે એકાએક તેના ભાઇના દુઃખનો વ્યાધિ એકદમ વધી ગયો, એટલે વિજુનો પાછા જવાનો વિચાર ફરી ગયો અને લાચારીથી તેને પિયરમાં રહેવાનો નિશ્ચય કરવો પડયો.

રમેશના સાસરિયામાંથી તેનો સાળો તથા સાસૂ આવ્યાં; મોસાળમાંથી આત્મીય સગાં વહાલાં આવ્યાં, જ્યાં જે કુટુંબીઓ હતાં ત્યાંથી તેઓ પણ ધીમે ધીમે આવવા લાગ્યાં. તેમજ કેટલાક મિત્રો, જમીનદારો તથા ધનવાનો પણ તેની મુલાકાત માટે આવવા લાગ્યા. ગામના વૈદ્યો અને ડૉક્ટરોથી ઘર ભરાઇ ગયું, દૂર દેશોમાંથી ચિકિત્સક અને વૈદ્યોને પણ આમંત્રણ કરી કરીને બોલાવવામાં આવ્યા. બહેરામપુરથી યુરોપિઅન ડૉક્ટર પણ આવી પહોંચ્યો.

આટલો બધો ગભરાટ હોવા છતાં પણ વિજુ નિર્મળને નિત્ય કાગળ પત્ર લખવાનું ભૂલતી નહોતી. રોગી ભાઇના પથારી પાસે બેસવા છતાં પણ વિજુ નિરંતર નિર્મળના નામનું સ્મરણ કર્યા કરતી હતી. તેને સ્વાભાવિક જ નિર્મળનું સ્મરણ થઇ આવતું હતું, પોતાની ઇચ્છાનુસાર તેને યાદ કરવાની જરૂર પડતી નહોતી. નિર્મળના પત્રો પણ નિત્ય આવતા હતા. બધાં કામો કોરાણે મૂકીને

નિર્મળનું પત્ર વાંચવામાં વિજુ નિમગ્ન થઈ જતી હતી. પત્રનું ઉત્તર આપવામાં તે કદાપિ લેશ માત્ર પણ વિલંબ કરતી નહિ.

રમેશને જ્યારે શ્વસુરાલય છે, ત્યારે તેનાં લગ્ન પણ થયેલાં હોવાં જોઇએ. તેની સ્ત્રીનું નામ જ્યોત્સ્ના સુંદરી હતું અને તેનું વય લગભગ વીસેક વર્ષનું હતું. જ્યોત્સ્નાનું પિયર પાસેના રૂદ્રપૂર નામક ગામમાં જ હતું. જમીનદારની ગૃહિણીને જેવું રૂપ, અને ગર્વ હોવો અગત્યનો છે, તેવાજ રૂપ અને ગુણથી જ્યોત્સ્ના સંપૂર્ણપણે મંડિત થયેલી હતી. છતાં ગર્વનું પ્રમાણ જોઇએ તેના કરતાં કાંઇક વધારે હતું. ગમે તેમ હો તોપણ એક માર્ગની ભિખારિણીની અવસ્થામાંથી પોતાના પૂર્વના ચૌદ પુરુષોએ પણ કદાપિ સ્વપ્નમાં ન જોયેલું અથવા ન અનુભવેલું સુખ મળવાથી તથા રાજમહાલય જેવા મકાનમાં નિવાસ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાથી અને રાજ્યના ઐશ્વર્ય ભોગવવાથી તે મહા ગર્વિતા બની ગઇ હતી. આજે તેનો ગર્વ કુબેરપત્નીને પણ લજ્જાયુક્ત બનાવી દે તેટલી સીમાપર્યન્ત જઇ પહોંચ્યો હતો. રંક સ્થિતિમાંથી રાજાની સ્થિતિએ આવતાં પોતાના ગર્વને કાબુમાં રાખી શકે એવાં સ્ત્રી પુરુષો આ અવનીપરથી ભાગ્યે જ મળી શકશે. કારણકે, લક્ષ્મી ગર્વની પ્રબળ સહાયક છે અને તેના યોગે અતિ વિચારવંત અને બુદ્ધિસંપન્ન માનવી પણ એ ગર્વના દાસાનુદાસ બની જાય છે. તો પછી જ્યોત્સ્ના જેવી એક અલ્પ બુદ્ધિવાળી વનિતા ગર્વના શિખરપર ચઢી પોતાના ભાગ્યની ચળકતી દિશાનું અવલોકન કરાવે તો તેમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે ?"

જ્યોત્સ્નાનો ભાઇ પણ ઘણે ભાગે તેના જેવો જ હતો. તેનું નામ હારાણચંદ્ર હતું. તેને બિચારાને કદાપિ મહાલયમાં વસવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું નહોતું. તેણે પોતાની અત્યાર સુધીની જીંદગી કેવળ એક સાધારણ ઝૂંપડામાં જ ગાળી હતી. પરંતુ જ્યારે તે પોતાની ભગિનીને ત્યાં આવતો ત્યારે તેને મહાલયની શોભા તથા રીતભાત જોવાનો પ્રસંગ સારી રીતે પ્રાપ્ત થતો હતો. હારાણચંદ્રની ઉમ્મર લગભગ ત્રીસ વર્ષની હતી. તે તદ્દન મૂર્ખ અથવા અભણ નહોતો—કાંઇક લખતાં વાંચતાં શીખ્યો હતો; તેણે અનેક નાટક લખ્યાં હતાં. ચારવાર પ્રવેશક પરીક્ષામાં નાપાસ થવાથી હારાણે બે ચાર નાટક અને એકાદ નવલકથા પણ લખી હતી. તેણે લખેલાં નાટક પણ અલૌકિક જ હતાં. આ દુનિયામાં જેટલાં નાટકો લખાયાં છે તે બધાં રસહીન અને શુષ્ક છે, કાલીદાસ, ભવ-

ભૂતિ, શૂદ્રક આદિ નાટયકારો નાટયકલાથી અનભિજ્ઞ હતા; સેક્સપીયરને પાત્રનું આલેખન કરવાની કળા જ આવડતી નહોતી. વૉલ્ટર સ્કૉટ, મૅરી કૉરેલી, રેન્લોલ્ડ્ઝ, ઝોલા, ગેબોરિયો, આદિ નવલકથાકારોને નવલકથા એ શી વસ્તુ છે એનું કશું ભાન જ નહોતું. ટેનીસન, ગોલ્ડ સ્મિથ, બાયરન, શૅલી, આદિ કવિયોને કવિતા રચતાં જ આવડતી નહોતી. કાર્લાઇલ, સેમ્યુઅલ જોન્સન, બૅકન, લૉન્ગફૅલો, સ્માઇલ્સ, મેઝિની, એમર્સન, વગેરે આંગ્લ સાહિત્યકારોએ સાહિત્યના યુગમાં કોઇ પણ પ્રકારની નવીનતા ન કરતાં કેવળ પ્રાચીન સાહિત્યનું પિષ્ટપેષણ જ કર્યું છે. બંકિમચંદ્ર, માઇકેલ મધુસૂદન દત્ત, રમેશચંદ્ર દત્ત, ચંડીચરણ સેન આદિ બંગવિદ્વાનોએ બંગ સાહિત્યને ઉન્નત બનાવવાને બદલે છેક અવનતિની ગહન ગર્તામાં ગબડાવી દીધું છે. ભારતેન્દુ હરિશ્ચંદ્ર અને તુલસીદાસ આદિ કવિયોએ સાહિત્યમાં અનર્થ ઉપજાવી મૂક્યા છે, વ્યાસ, પારાશર, ચાણક્ય, શુક્રાચાર્ય, બુદ્ધ, વિવેકાનંદ આદિ સમર્થ વિદ્વાનો પણ જોઇએ તેવી વિદ્વત્તાને પાત્ર નહોતા, એવી શ્રીમાન હારાણચંદ્રની માન્યતા હતી. અને એને માટે તે કેટલાકો સાથે વાદવિવાદ તથા ગાળાગાળી–મારામારી પણ કરી ચૂકેલો હતો.

તે પોતાને આધુનિક તથા પ્રાચીન વિદ્વાનો કરતાં અધિક વિદ્વાન માનતો હતો. તેણે લખેલાં નાટકો અને નવલકથાની શૈલી પણ અન્ય વિદ્વાનોથી સર્વથા જૂદા પ્રકારની જ હતી. તેનાં નાટકો સ્ટેજપર મૂકવામાં આવે તો લગભગ એક માસના અવધિ વિના તો તેની પૂર્ણાહુતિ થવાનો સંભવ પણ નહોતો. નાટકનાં નામ પણ તેણે બહુ જ વિચિત્ર રાખ્યાં હતાં; એક નાટકનું નામ ‘ દુનિયા પાયમાલ, મનુષ્ય બરબાદ અને ઇશ્વર નિરાધાર ’ તથા બીજા નાટકનું ‘ ખાઓ, પીઓ અને ખેલો ’ એવું નામ રાખ્યું હતું. ભાષાના વિષયમાં પણ તેણે તેવું જ અદ્દભૂત પરિવર્ત્તન કરી નાંખ્યું હતું. પરંતુ બંગ ભાષાના, બંગ પ્રજાના અને સમસ્ત ભારતવર્ષના સૌભાગ્યયોગે કહો કિંવા દુર્ભાગ્ય યોગે કહો, પણ આ વિશ્વમાં તે વિદ્યમાન રહ્યાં નહોતાં; પંચત્વને પામી ગયાં હતાં. નવલકથાની પણ એજ દશા થઇ હતી. ઘણી જ શોચનીય વાર્ત્તા છે, કે એવા એક બૃહસ્પતિનું ભેજું ધરાવનાર, સરસ્વતીની સ્પર્ધા કરનાર અને તેત્રીશ કોટિ દેવોની બુદ્ધિનો ફાંકો રાખનાર મહાપ્રચંડ વિદ્વાન, ધુરંધર નવલ કથાકાર, સમર્થ નાટયકાર અને અલૌકિક કાવ્યકારની એક

પણ કૃતિ આ વિશ્વપર અસ્તિત્વમાં રહી શકી નહિ. હજી તે ગ્રંથનો પ્રચાર થયા પહેલાં જ ભગિની જ્યોત્સ્નાએ તેને અગ્નિનારાયણના ઉદરમાં પધરાવી દીધા હતા. જ્યોત્સ્નાએ અનલદેવતાને આવો અનુપમ ઉપહાર આપવાની જે ઉદારતા દર્શાવી હતી, એ જોઇને શ્રીયુત હારાણચંદ્રનું હૃદય ક્ષોભ, અભિમાન અને ક્રોધના યોગે અત્યંત વિરક્ત થઇ ગયું. તેમણે તે સમયથી ગ્રંથલેખનનો વ્યવસાય બંધ કરી દીધો. તેમના તે વ્યવસાયના બંધ થવાથી સાહિત્યની કોણ જાણે કેવી દુર્દશા થઇ, તે તો અમારાથી બરાબર કહી શકાતું નથી. બંગાળાના ગમે તેવા ભાગ્યથી હારાણે પુસ્તક, નાટક કે કાવ્ય લખવાનું બંધ કર્યું.

આ વ્યવસાયનો અંત આવ્યા પછી તેણે એક ક્લબની સ્થાપના કરી. તે ક્લબનું લવાજમ ભરનાર કોઇ પણ જાતિનો પુરુષ તેમાં દાખલ થઇ શકતો હતો. એ ક્લબમાં ' રાજનૈતિક, સામાજિક અને સાંસારિક આદિ સર્વ વિષયોની ચર્ચા ચલાવવામાં આવતી હતી. સુરા, માંસ અને ચાહદેવીને પણ સ્થાન મળતું હતું. ક્વચિત્ ક્વચિત્ વેશ્યા કે વારાંગનાના નાચગાનનો જલ્સો પણ થતો હતો. અહીં સભ્ય સમાજના સભાસદો એકત્ર થઇ હાથમાં ગ્લાસ ધારણ કરી પરસ્પર મધુરી મદિરાનો વિનિમય કરી એક બીજાની આબાદી ઇચ્છવાનો આડંબર કરતા હતા. ઇઝીચેરપર બેસી સિગારેટ ફૂંકતાં ફૂંકતાં દેશની ચાલતી સ્થિતિની ચર્ચા ચલાવતા હતા, તેમનો તે ચર્ચાનો આશય, દેશ અવનત થવા માંડયો છે, ભારતમાં પાશ્ચાત્યોનાં ખોટાં અનુકરણો થવા માંડયાં છે, લોકો આડંબરમંડિત બની ગયા છે અને સર્વત્ર અવિદ્યાનો અંધકાર ફેલાઇ ગયો છે એવા પ્રકારનો હતો. કોઇ કોઇ વેળાયે તેઓ ટેબલ્પર હાથ પછાડી દેશની દુર્દશાનો વિચાર કરતા આંખોમાંથી આંસુનો પ્રવાહ પણ વહેવડાવી દેતા હતા.

ક્લબના અધ્યક્ષનું પદ શ્રીમાન હારાણચંદ્રને પ્રાપ્ત થયું હતું અને તેના યોગે તે ક્લબના સભાસદો તેને દેશપૂજ્ય મહાત્માના નામથી ઓળખાવવાનો પ્રયત્ન પણ કરતા હતા. તે ઉપરાંત તે વિશાળપૂરના જમીનદાર ધનવાન રમેશચંદ્રના સાળાનું સ્થાન મેળવી શકવાથી લોકો તેને એક બુદ્ધિમાન અને ચારિત્ર્યવાન પુરૂષ ધારતા હતા. હારાણની સ્થિતિ છેક ખરાબ નહોતી; તે ઉપરાંત

ભગિની તરફથી વારવાર મળતી સહાયતાદ્વારા હારાણની બાબૂગીરી ખુશીથી ચાલી શકતી હતી.

હારાણ ધારતો હતો કે, તેના જેવા રૂપવાન પુરૂષો આ દુનિયામાં વિરલજ હશે. તે કારણથી હો, અથવા તો બીજાં ગમે તે કારણથી હો, પણ તે પોતાના મનમાં એમજ માનતો હતો કે, આ વિશાળ વિશ્વની પ્રત્યેક સ્ત્રીઓ તેના રૂપપર મોહિત કિંવા મુગ્ધા બની જાય તેમ છે. જો માર્ગમાં અથવા બારીમાં ઉભેલી કોઇ પણ રમણી અકસ્માત્ એકવાર હારાણ તરફ એક ક્ષણને માટે પણ જોઇ રહેતી, તો તેથી હારાણ તરતજ પોતાની સાથેના મિત્રને ઉદ્દેશીને કહેતો કે;–"જો ભાઇ! મને જોઇને આ સુંદરી મોહી પડી છે. મારાપર ફીદા થઇ છે અને મારી સાથે રતિક્રીડા કરવા માટે તેનું મન વ્યાકુલ બની ગયું છે!" ઇત્યાદિ.

હારાણ, માતાને સાથે લઇ પોતાના બનેવીને મળવા આવ્યો. રોગી ભગિનીપતિની પથારી પાસે હારાણે જે જોયું, તે તેનાથી ભૂલાયું નહિ; અનિમેષ નયને વિજુની અસામાન્ય સુંદરતા તરફ જોઇ રહ્યો. ઘણા દિવસ પહેલાં હારાણે એકવાર વિજુને જોઇ હતી. પરંતુ તે વિજુ અને આ વિજુમાં ઘણો તફાવત પડી ગયો હતો. પ્રથમ તેણે તેની મનોહર પ્રતિમાને ધૂળમાં રગદોળાયલી જોઇ હતી અને આજે તેજ પ્રતિમાને તરેહ તરેહવારના રંગોથી રંગાયલી, પુષ્પના અલંકારોથી શૃંગારાયલી અને સુંદરતાના નવીન સમાગમથી શોભિત થયેલી જોઇ. બીજનો ચંદ્રમા જોઇને તે ઉંઘી ગયો હતો, પરંતુ નિદ્રાનો ભંગ થતાં તેને શારદાકાશમાં પૂર્ણિમાનો પૂર્ણ વિકસેલો ચંદ્રમા દૃષ્ટિગોચર થયો. એક દિવસ જે સ્થાનને ઘાસથી ઢંકાયલું જોયું હતું, આજે તેજ સ્થાનને ખીલેલાં ફૂલવાળા બગીચાના રૂપમાં બદલાયલું જોયું. હારાણ આંખનો પલકારો પણ ન થવા દેતાં એકીનજરે વિજુ તરફ જોઇ રહ્યો.

હારાણની તીવ્ર દૃષ્ટિને ન સહન કરી શકવાથી વિજુ વહુરાણી પાસે ચાલી ગઇ. જ્યોત્સ્ના તે સમયે એક ઓરડામાં એક કોચપર અર્ધી સૂતેલી અવસ્થામાં એક નવલકથા વાંચી રહી હતી. વિજુને જોઇ જ્યોત્સ્નાએ નવલકથાને કોરાણે મૂકી દીધી અને ત્યાર પછી પુછ્યું:–"વિજુ! તું તારા ભાઇ પાસેથી કેમ ચાલી આવી?"

વિજુ:—"ત્યાં આગળ અત્યારે એક પુરુષ આવેલ છે, તેથી હું અહીં ચાલી આવી છું."

જ્યોત્સ્નાઃ—" કોણુ આવ્યું છે ?"

વિજુઃ—" હારાણુ બાબૂ !"

જ્યોત્સ્નાઃ—" મારા ભાઇની સાથે તું આવો સંકોચ શા માટે રાખે છે ?"

વિજુઃ—" હું નથી સમજી શકતી કે, તેમની સાથે બેસતાં મને આટલી બધી શર્મ શા કારણથી થઇ આવે છે ! ગમે તે હો, પણુ મને તો તેમની પાસે બેસવું ગમતું જ નથી."

જ્યોત્સ્નાઃ—" હું બહુ સારી રીતે જાણી શકું છું કે, તને મારા ભાઇની અદેખાઇ જ આવે છે. જો તું એટલી બધી શર્માળ છે, તો પછી તારા ભાઇ પાસે એકદમ કેમ દોડી જાય છે ?"

વિજુઃ—" શર્મ કાંઇ નિપજાવી નિપજતી નથી. એ તો પોતાની મેળે જ ઉભરાઇ આવે છે."

જ્યોત્સ્નાઃ—વિજુ ! મને છેતરવાની ચાલાકી ન કર, કોઇ ભોળી ભામિનીને ભરમાવજે. અહીં કાંઇ પણુ ચાલાકી ચાલવાની નથી. શર્મની પૂંછડી ન જોઇ હોય તો તું એક જ છે ખરૂં ને વારૂ ? તું કેવીક શર્માળ છું, એ હું બહુ સારી રીતે જાણું છું, માટે મારી પાસે એવો ડોળ ન કર."...

વિજુઃ—ભાભી ! જરા વિચાર કરીને બોલો. હું તમારી નણંદ છું, એટલે સભ્યતાની ખાતર તમારે મને 'તું' 'તાં'ના તોછડાઇ ભરેલા શબ્દોથી બોલાવવી પણ ન જોઇએ. તમે શર્મ ન રાખો તો કાંઇ નહિ, પણ મારે તો હજી દુનિયામાં વસવું છે, એટલે દુનિયાની શર્મ જરૂર રાખવી જોઇએ. તમે પોતે શર્મ છોડી બેઠાં છો, એટલે મને પણ બેશર્મ બનાવવાની કોશિશ કરો છો. પરંતુ તમારી તે બધી કોશિશો મારી પાસે કામ આવે તેમ નથી તે નથી જ."

જ્યોત્સ્નાઃ—" શર્મ રાખવાથી કાંઇ આવી મોટી જમીનદારી ચાલી શકતી હશે ખરી કે ? જો હું શર્મ રાખી ઘુમટો તાણી બેસી રહું તો પછી દીવાન, નાયક અને નોકર વગેરેને હુકમ પણ કોણુ કરે ? વળી આજકાલના સુધારાના યુગમાં શર્મનું ઍાધરૈશન પણ શા કામનું ? શર્મ રાખી ખૂણામાં બેસી રહેવું એ ઈડિયટોનું કામ છે, જેન્ટલમૅનનું નથી. એ અભાગણી શર્મને લીધે જ આજકાલ હિન્દુસ્તાન ભૂખે મરતું થયું છે ! મોટા મોટા ઘુમટા તાણવા, ખૂણામાં બેસી રહેવું, મૂગા થઇ ચૂપ રહેવું, એ શું ઉન્નતિનો ઉપાય કહેવાય

ખરો કે? મારી દૃઢ ધારણા છે કે, હિન્દુસ્તાનીઓ શર્મના માર્યાજ ભૂખે મરતા અને ઘરબાર વગરના થયા છે. યૂરોપ, અમેરિકા આદિ સુધરેલા દેશોમાંથી જ્યારે શર્મને તિલાંજલિ જ આપવામાં આવી, ત્યારે તે ઉન્નતિના શિખરપર આવી ચઢયા છે. જો તું આવી શર્મમાં ને શર્મમાં જ ભણાતી જઇશ, તો હું ધારૂં છું કે, થોડા જ વખતમાં તારાં બધાં સુખોનો અંત આવી જશે. માટે જો મારૂં કહેવું માને તો એ શર્મને અત્યારથી જ પાણીચું પધરાવી દે અને મારી રીતભાતને સ્વીકારી લે."

વિજુઃ—"તમારા આ સર્વ મિથ્યા પ્રલાપોજ છે! હું તમને એમ કહેવા માગું છું કે, જ્યારે મારા ભાઇ હયાત છે અને તેમણે જ બધો કારભાર સંભાળી લીધો છે, ત્યારે તમારે આવી પંચાત કરવાની જરૂર પણ શી છે? ઘુમટા તાણવા કે ન તાણવા એ વિષય ઘણોજ ગંભીર છે અને તેની ચર્ચા ચલાવવાનું કામ મારૂં કે તમારૂં નથી. તમારા આવા વિચારોથીજ જો ઉન્નતિ થઇ શકતી હોત તો ભારતના વિચારશીલ પુરુષોએ તે સંબંધી યોગ્ય વિચાર ક્યારનોય કરી રાખ્યો હોત. પણ એ બધી બાબતો બહુ જ ઝીણી અને વિચારવા જેવી હોવાથી હું તમારી સાથે એનો કશો પણ વાદવિવાદ કરવા ઇચ્છતી જ નથી."

જ્યોત્સનાઃ—"જો નાની સૂની જમીનદારી હોય તો તો એક માણસ પણ ચલાવી શકે, પરંતુ આવડી મોટી જમીનદારીનો વહિવટ ફક્ત તારા ભાઇના હાથથી જ ચાલી શકે તેમ ન હોવાથી મારે છેક લાચાર થઇને એમાં ભાગ લેવો પડે છે. જો તું મારા સ્થાન પર હોત તો તને સમજાત કે, મારૂં જીવન કેટલું બધું જોખમ ભરેલું છે અને મારે કેવી કેવી મુશીબતો વેઠવી પડે છે."

વિજુઃ—"ભાભી! તમે પોતે ભૂલો છો અને મને પણ ભૂલાવવાનો નિરર્થક પ્રયત્ન કરી રહ્યાં છો કારણ કે, મારા પિતાના સમયમાં પણ તમારી માફક માત્ર એક દીવાન જ હાજર રહેતો હતો અને તેની માર્ફત જ જમીનદારીનું બધું કામકાજ થયા કરતું હતું. એમાં મારી માતાને અથવા બીજાં કોઈ પણ બૈરાંઓને ભાગ લેવાની કશી પણ જરૂર પડતી નહોતી. હું સારી રીતે સમજી શકું છું કે, તમે આ બધા એક પ્રકારની છૂટ લેવાના જ ઉપાયો શોધી રહ્યાં છો, પણ સારાંશ જોતાં વાતમાં કાંઇ માલ જેવું જણાતું નથી. દુનિયામાં બ્હાનાં તો અનેક છે, જેને ફાવે તે બ્હાનું બતાવીને

મનુષ્ય પોતાના ગુન્હામાંથી છૂટવાની કોશિશ કરે છે, પરંતુ એ બધાં બ્હાનાં નકામાં છે, સત્ય તો નથી જ. દુનિયામાં જો જે કાંઇ પાપો થતાં હોય, તો તેનું ખરૂં કારણ આવાં નકામાં બ્હાનાં જ છે. ભાભી ! કૃપા કરીને આ વિજયાને હવે પછી આવું બહાનું બતાવશો નહિ."

આ પ્રમાણે વાદવિવાદ થવાથી તે નણંદ ભોજાઇમાં એક જાતની નાખુશી ફેલાઇ ગઇ. આ સ્થળે વિજુનો અપરાધ એ હતો કે, તે હીરાણુની કરડી નજરને નહિ સહી શકવાથી ચાલી આવી હતી. વિજુ કોઇ પણ વેળાયે જ્યોત્સ્નાને પ્રિય થઇ પડી ન હતી. જ્યોત્સ્નાની નિર્લજ્જતા જોઇને વિજુ વારંવાર દુઃખી થતી હતી. તેને જ્યોત્સ્નાનો સ્વભાવ બિલ્કુલ પસંદ પડતો નહોતો.

વિજુ ઊઠીને માતા પાસે ગઇ. માતા તે સમયે ભગવાનના નામની માળા જપતી હતી. તેની સાથે બે ચાર વાતો કરી વિજુ પોતાના ઓરડામાં ચાલી આવી. પિયરમાં તેને બે ઘર મળ્યાં હતાં; અત્યારે પણ તેને તેજ ઘરમાં રહેવાનું મળ્યું હતું. તેનું બેસવાનું ઘર સારી રીતે શણગારેલું હતું. તેમાં કુર્સીઓ હતી, પલંગ હતો અને પલંગપર કાર્પેટ–શેતરંજી બિછાવેલી હતી. મોટા મોટા તખ્તા, ફ્રેમમાં મઢેલી મોટી મોટી છબિયો દીવાલપર લટકી રહી હતી. તેમાંની કોઇ છબિ દશમહાવિદ્યાની, કોઇ દશ અવતારની, તો કોઇ પ્રેમમય ચૈતન્યદેવની, કોઇ છબિ કર્મમય કંસઅરિ શ્રી કૃષ્ણની પણ હતી. છબિ સિવાય ઘરમાં બીજી કેટલીક વસ્તુઓ પણ હતી–અભરાઇ, કબાટ આદિ ફર્નીચરનો કશો પણ અભાવ નહોતો.

ઘરમાં આવી વિજુએ એક દાસીને બોલાવી. રેવતી નામની એક પરિચારિકા વિજુ સાથે વધૂગ્રામથી આવી હતી. તે વિગત-યૌવના એટલે કે યુવાનીને ઓળંગીને આગળ વધેલી હોવા છતાં પણ રેવતી બહુ રસીલી હતી. તે પોતાને 'રસીલી રેવતી'ના નામથીજ સર્વત્ર ઓળખાવતી હતી. યુવાનીનો ઝંકાર ન સાંભળી શકવાથીજ તેણે જાણે રસનો પ્રવાહ એકત્ર કરવાની કોશિશ કરવા માંડી હોયની ! એવો ભાસ થઇ આવતો હતો. તેની આંખોમાં દરેક વખતે વિલોલ કટાક્ષ એટલે કે ચંચળ પલકારા વિરાજમાન રહ્યા કરતા હતા તથા તેવીજ રીતે હોઠપર રસનું હાસ્ય સતત કંપિત રહેતું હતું. અપરિચિત પુરુષ સમક્ષ તે કટાક્ષ જાણે વિશેષ મર્મઘાતી થતાં હતાં અને હાસ્યનો પ્રકાર પણ તેવોજ અધિક મિષ્ટ

ભાસતો હતો. દુર્ભાગ્ય અથવા સાભાગ્યવશાત્ તેના કટાક્ષથી પક્ષી અથવા બકરાં સિવાય મનુષ્ય મરતો નહિ, હાસ્યથી સરોવરના જળ સિવાય બીજું કાંઇપણ ગળતું નહતું.

રેવતી શ્યામરંગી અથવા તો કાળી હતી અને તેનું શરીર પણ બહુજ દુબળું પાતળું હતું, બન્ને આંખો વિશાળ હતી. સફેદ દાંત, લાલરંગથી રંગાયલા હતા અને તે જાણે કોરા કાગળપર શાહીના અક્ષર લખ્યા હોયની ! એવા જણાતા હતા. કાળા કાળા વાળો નિતંબસુધી લંબાયલા હતા. બન્ને મદનમંદિરો અત્યારે સૂકાયી થવા આવ્યાં હતાં, છતાં પણ તેનાં ચિન્હ છેક વિલુપ્ત થયાં નહોતાં.

રેવતી આવી. ભાઇના ઓરડામાં બીજું કોઇ છે કે નહિ, તે જોવા માટે વિજુએ તેને મોકલી આપી. રેવતીએ જઇને જોયું કે, રમેશની પાસે હારાણ બેઠેલો છે. હારાણ તરફ બે ચાર ભીષણ કટાક્ષ ફેંકવામાં રેવતીએ ખામી રાખી નહિ. આ કટાક્ષના અગ્નિથી હારાણ દગ્ધ થાય એવી આશંકાથી તેણે સહજ હાસ્યની સુધા પણ વર્ષાવી. હારાણે ધાર્યું કે, તેણે જાણે વૉટર્લૂ અથવા તો પાણિ-પતનો વિજય કર્યો.

રેવતીએ આવીને વિજુને સમાચાર આપ્યા. વિજુ તે સ-મયે બીજાં કામો પડતાં મૂકીને સ્વામીને પત્ર લખવા બેઠી.

---

## ષષ્ઠ પરીચ્છેદ

---

### ભાર્યા કે રાક્ષસી ?

" નદી બસ ઝેરની નારી ! જહાંમાં ભૂલભૂલામણી છે ?
ફસાવી ભોગ લેનારી ! અગર વિકરાલ ડાકિણી છે !
બુરો અવતાર માયાનો ! મહા રિપુ જોગી રાયાનો !
સિરફ જ્યાં ખ્યાલ કાયાનો ! મુખે અમી ! માંહ્ય સાપણી છે !
ઘડી એકાંતમાં વસવું, અગર અળગું જરી હસવૂં—
નરકને દ્વાર એ ફસવૂં, નરકની એજ રાણી છે !
હવાબીબીથી ફસ્યા આદમ ! બન્યૂં બસ ત્યારથી જહન્નમ !
સુવાડી મોતમાં આલમ ! ઠગારી મિષ્ટ ભાષિણી છે !
પ્રપંચી પ્રકૃતિ સાગર ! ખરે ! બચવું મહા દુસ્તર !
ત્રિગુણપર ભોગવો દિલ્બર, અગર ફતેહ આપણી છે ! "

મધ્યાન્હ વીત્યા પછી વિજુ ભાઇની પાસે આવી બેઠી. રમેશ પથારીપર સૂતો હતો; વિજુને જોઇ તેણે પૂછ્યું:–" અત્યારે તું કેમ આવી બહેન !"

વિજુએ જવાબ આપ્યો:–" તમે મને બોલાવતા હતાને ભાઇ !"

રમેશ બોલ્યો:–" હા વિજુ, હું તને બોલાવતો હતો અને એટલા માટેજ તું મારી પાસે આવી હશે. મારી માંદગીને લીધે મને એટલું પણ ભાન રહ્યું નથી કે, મારા બોલેલા શબ્દો પણ યાદ રહી શકે. તું મારી પાસે હાજર નથી એમ ધારીને મેં હજી સુધી કશુંય ખાધું પણ નથી. તારા વિના હું બીજા કોઇના હાથે ખાવાનું પણ ઇચ્છતો નથી. આવ બ્હેન ! મારી પાસે બેસ. તારા બેસવાથી મારા હૈયાને બહુજ શાંતિ વળે છે. મારૂં મન મુંઝાતું અટકે છે. "

વિજુએ તરતજ દૂધ ગરમ કરી લાવીને રમેશને પીવડાવ્યું. દૂધ પીધા પછી રમેશ બોલ્યો કે;–"વિજુ ! હું નથી સમજી શકતો કે, તારા વિના મને બીજા કોઇના હાથનું અનાજ પણ શા કારણથી નથી ભાવતું ? થોડીવાર પહેલાં થોડુંક ઠંડું દૂધ લઇને જ્યોત્સ્ના મને પીવડાવવા માટે આવી હતી. પણ મેં તેને ભૂખ ન લાગવાનું બ્હાનું બતાવીને પાછી કાઢી હતી અને દૂધ પણ પીધું નહોતું. "

આ સમયે હારાણ ત્યાં આવી ચઢયો. એ જોઇને વિજુ મોઢાપર ઘુમટો તાણીને એક બાજુએ બેસી રહી. હારાણ જેને શોધતો ફરતો હતો, તેને જોઇ શકયો. વિજુનું લજ્જાથી રંગાયલું મુખ જોઇને હારાણ મુગ્ધ બની ગયો, તેનું મન વિ વળ થઇ ગયું. તે બધું ભૂલી જઇને એકીટસ તેના મુખ તરફ જોતો ઉભો રહ્યો. હારાણની તીવ્ર દૃષ્ટિનો આશય વિજુના જાણવામાં આવી ગયો. તે તેના પ્રતિ ક્રોધે ભરાઇ ગઇ અને તરતજ ઉઠીને ઉભી થઇ. આ જોઇને રમેશ બોલ્યો:–"વળી પાછી કયાં જાય છે, વિજુ ?"

વિજુ પુનઃ બેસી ગઇ; તેમ છતાં પણ એ વખતે તેનું મુખ ઘુમટાથી તો ઢંકાયેલું જ રહ્યું. રમેશ અજાયબ થઇને એનું કારણ શોધવામાં ગુંથાઇ ગયો. એકાએક હારાણ તરફ તેની નજર પડી. તે જોઇને તે બધી બીના જાણી ગયો. વિશેષ વિરક્ત થઇ બોલ્યો:— "હારાણ ! તમે આ ઓરડામાંથી હમણાં ને હમણાં જ ચાલ્યા જાઓ.

અહીં એક પળનો પણ વિલંબ ન કરતાં સત્વર તમારી ઇચ્છામાં આવે ત્યાં જતા રહો !"

લાચારીથી હારાણ ચાલ્યો ગયો. રમેશે તરતજ દીવાનને બોલાવ્યો. દીવાનના આવવાથી વિજુ જોડેના ઓરડામાં ચાલી ગઇ. રમેશ બોલ્યો;–" દીવાન! ભાઇબંધ દોસ્ત તથા સગાંવહાલાં વગેરે જે કોઇ મને મળવામાટે આવે, તેમને બહારના મકાનમાં રાખવામાં તમને શું કોઇ પણ જાતની અડચણ આવે છે ? બહારનું એક પણ મકાન ખાલી નથી ?"

દીવાને જવાબમાં નમ્રતાથી જણાવ્યું:–"જી, ના. અડચણ તો કશી નથી, પરંતુ અત્યારસુધી આપની આજ્ઞા ન મળવાથી જ અમે ચૂપચાપ બેસી રહ્યા હતા, પણ હવેથી તેવી ધાલમેલ નહિ થાય તેનો પૂરતો બંદોબસ્ત રાખીશ અને આપની આજ્ઞા પ્રમાણેજ ચાલીશ."

રમેશ બોલ્યો:–"બહુ સારૂં. જેઓ મને મળવા માટે આવતા હોય તેમને કહી દેજો કે, અત્યારે હું બહુજ દુઃખી છું. મારો રોગ ઘણો વધી ગયો છે અને વૈદ્ય તથા ડૉક્ટરોએ વિનાકારણ બીજાની મુલાકાત લેવાની સખ્ત મના કરી છે. તે ઉપરાંત આટલું અવશ્ય ધ્યાનમાં રાખી લેજો કે, મારી પરવાનગી સિવાય બીજું કોઇ પણ મનુષ્ય મારા મહેલમાં આવી શકે નહિ."

દીવાને એક નવો સવાલ રજૂ કર્યો:–" કૃપાનાથ ! હારાણ-બાબૂને માટે પણ આ કાયદો લાગૂ પડે છે ખરો કે? તેમને પણ આપની પરવાનગી સિવાય અંદર આવતા અટકાવવામાં આવે તો તેમાં કાંઇ પણ વાંધા જેવું તો નથી ને ?"

" ના, બિલ્કુલ નહિ. બધાને માટે આ નિયમ એક સરખી રીતેજ લાગૂ પડે છે. એમાં તમારે હારાણ કે બીજા કોઇનું પણ મ્હોં રાખવાનું નથી." રમેશચંદ્રે જુસ્સામાં આવી કહ્યું.

"અંદરના મહાલયમાં આવતાં બધાં માણસોને અટકાવવાં કે ફક્ત નવીન માણસોને જ અટકાવવાં વારૂ ?" દીવાને બીજો એક વિલક્ષણ પ્રશ્ન વિદિત કર્યો.

" નજીકનાં સગાંવહાલાં તથા રોજ આવતાં જતાં માણસોને પહેલાંની માફક આવજાવ કરવા દેવામાં કોઇ પણ જાતની અડચણ આવે તેમ નથી." રમેશચંદ્રે સ્પષ્ટ ઉત્તર આપ્યું.

આ પ્રમાણે વાતચીત કર્યા પછી દીવાન વિદાય થયો. વિજુના આવ્યા પછી રમેશ બોલ્યો:–"વિજુ ! હું તને એક વાત કહેતાં

ભૂલી ગયો છું, તેને તેં યાદ કરાવી આપી છે. મારા આ ઘરમાં લજ્જા અથવા શર્મનો અંશ માત્ર નથી. સ્ત્રીઓએ જે લજ્જાને ધારણ કરવાની ખાસ જરૂર છે, તે પણ અત્યાર સુધી મારા ધ્યાનમાં નહોતી. પણ હવે હું સારી રીતે સમજી શકયો છું કે હું માત્ર ગફલતમાંજ પડયો હતો. મારી તે ગફલતને તેં અત્યારે દૂર કરી છે. તું ખરેખર એક કુલીન કન્યા છે. તારા જેવી લજ્જાવતી લલનાઓજ આર્યગૃહસંસારના શોભિતા અલંકારો છે. હું જોઉં છું કે, ભારત દેશપર વિદેશિયોના અસહ્ય અને અસંખ્ય આઘાતો થવા છતાં તે પોતાના ગૌરવને અદ્યાપિ જાળવી શકી છે, તેનું મૂળ કારણ તારા જેવી ધર્મપરાયણા વનિતાઓ જ છે. બ્હેન ! આજે તેં મને અજ્ઞાનના ઘોર અંધકારમાંથી જાગ્રત કરીને જ્ઞાનના પ્રકાશમાં લાવી મૂકયો છે. ધન્ય છે ! તને બ્હેન ! અનેક વાર ધન્ય છે !"

વિજુ કાંઇ પણ બોલી નહિ; માથું નીચું કરીને બેસી રહી. રમેશ એક યુવાન પુરુષ હતો. પરંતુ બેડોળ અને કુબડો હતો. વાંચતો લખતો થયા પછી સ્ત્રીના વિલાસથી શિથિલ થઇ ગયો હતો. પોતે એક સારો શિક્ષિત પુરુષ હતો, તેમજ એક મેમ રાખીને તેણે પોતાની સ્ત્રીને પણ ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું. વિલાસના સરસામાનથી તેનું ઘર ભરપૂર હતું. સ્ત્રી જે કાંઇ માગતી, તે તેનો સ્વામી આનંદ સહિત લાવીને રજૂ કરતો. છેવટે સ્ત્રી સ્વાધીન–સ્વતંત્ર થઇ, પુરુષ સામે ઘુમટાથી મુખ ઢાંકવાનો તે તિરસ્કાર કરવા લાગી. તેમ છતાં પણ દયા કરી તે અન્તઃપુરનો પરિત્યાગ કરીને બેઠક ખાનામાં આવી બેસવાનું સાહસ કરતી નહોતી. પરંતુ સ્વાધીન થઇને જમીનદારીનું કામકાજ જોવા લાગી, રોકડ કે ખાતાવહીમાં જરા પણ શંકા પડતી તો મહેતાજી અથવા ગુમાસ્તાની તે ધૂળ જ કાઢી નાખતી. જમીનદારીના દરેક દરેક કામપર તે એટલું બધું લક્ષ્ય આપતી કે, તેની ઇચ્છા વિના કોઇનાથી એક પગલું પણ આગળ ભરી શકતું નહોતું. તે એક બડી ચાલાક અને ચતુર અબળા હતી.

જયોત્સના દરિદ્રની કન્યા હોવા છતાં પણ એક અતિ રૂપવતી લલના હતી. તેના રૂપપર સંસાર મુગ્ધ થતો હતો, જ્યાં સુધી આપણે દોષ અથવા ગુણનો વિચાર કરવામાં અસમર્થ થઇને રૂપભણી જોઇ રહીએ છીએ. રૂપનું જ અવલોકન કર્યા કરીએ છીએ. ત્યાં સુધી રૂપના મોહમાં લાંબા સમય સુધી લુબ્ધ રહેવાનો સંભવ બહુજ ઓછો રહે છે. શય્યાસંગિનીના સંસર્ગથી રૂપની નવીનતાનો નાશ

થાય છે અને તેના પ્રતિનો મોહ પણ ધીમે ધીમે લુપ્ત થતો જાય છે. રમેશનો મોહ અત્યારે નષ્ટ થયો હતો. તે રૂપનો પરિત્યાગ કરી દૂર જઇ ઉભો હતો. સ્ત્રીના સૌન્દર્યપ્રતિ તેને એક પ્રકારનો નૈસર્ગિક તિરસ્કાર થઇ આવ્યો હતો. રમેશ અત્યારે ઉપાસક નહોતો, પણ સમાલોચક તો અવશ્ય હતો જ.

રમેશ દૂરદર્શી અને બુદ્ધિમાન હતો; પરંતુ પત્ની પાસે શાન્ત અને અલ્પભાષી રહેતો હતો. તે ઉચ્ચ વિચારનો અને આત્મસંયમી હતો, તેમ છતાં ક્રોધના યોગે કોઇ કોઇ વેળાયે આત્મ વિસ્મૃત થઇ પણ જતો.

પરંતુ અત્યારે આ સ્થળે તેનો અધિક ઉલ્લેખ કરવાની આવશ્યકતા ન હોવાથી આપણે જે વિષયનું પ્રતિપાદન કરીએ છીએ તેને જ આગળ લંબાવીશું.

હારાણ રમેશના ઓરડામાંથી અપમાનિત થયા પછી તરતજ ભગિની પાસે આવી હાજર થયો. હારાણે કહ્યું:—" રમેશદત્તની તબીયત કેવી છે વારૂ ? તમે તેના કાંઇ પણ સમાચાર આપશો કે ?"

જ્યોત્સ્ના બોલી:—" ભાઇ ! આવી વાર્ત્તા કેમ કહો છો ? હજી તમે હમણાં જ તેમને મળી આવ્યા છો, છતાં આવો વિલક્ષણ પ્રશ્ન શા કારણથી પૂછો છો, એ હું કોઇ પણ રીતે સમજી શકતી નથી. "

હારણે બનાવટી જવાબ આપ્યો:-" ત્યાં જવાનો મારા માટે એક પણ ઉપાય બાકી રહ્યો નથી. "

જ્યોત્સનાએ પૂછ્યું:- ' કેમ, આવા શબ્દો શા કારણથી ઉચ્ચારો છો વારૂ ? "

હારાણ બોલ્યો:-" મને ત્યાંથી અપમાનિત કરી કાઢી મૂકવામાં આવ્યો છે ? "

જ્યોત્સ્નાએ પૂછ્યું:—"તેમણે શું તમને કાઢી મૂક્યા છે ? એ શું કહેવાય ? તેમના જેવા સરલ હૃદયના પુરુષના હૃદયમાં કોપનો સંચાર શા કારણથી થયો ? ઇન્દુમાં કૃષ્ણતાનો આભાસ કેમ વ્યાપ્યો ? ભાઇ ! મને તો તમારા આ વાક્યોપર લેશમાત્ર પણ વિશ્વાસ બેસતો નથી. કારણ કે, મારા પતિ કદાપિ ક્રોધને માઠું લાગે તેવું કાર્ય કરતા નથી. "

હારાણ મીઠું મરચું ભભરાવીને બોલ્યો:-"વિજુના ભાઇને માટે આ તારી બધી કલ્પનાઓ વ્યર્થ છે. અત્યારે તે એક સાધારણ

મૂષકે ભયંકર કાળ ભૂજંગનું સ્વરૂપ ધારણ કરી લીધું છે. તું સરળ અને ભોળી હોવાથીજ તેને સરળ માનતી આવી છે, પરંતુ તારી તે ધારણા તદ્દન ભૂલભરેલી છે. શયતાનના રૂપમાં છૂપાયલા એક મનુષ્યને તેં મનુષ્ય ધારી લીધો છે. પાપપ્રતિમાને પુણ્યનો દેવ ઠરાવી દીધો છે; પણ વસ્તુતઃ તેમ નથી તે નથી જ. રમેશ એક પાખંડી અને પરસ્ત્રીલોલુપ પુરુષ છે. વ્યભિચારી છે, તારા પ્રતિ તેનો આંતરિક તિરસ્કાર એટલો બધો વધી ગયો છે કે, તે હવે તારો ત્યાગ કરીને બીજી કોઇ સુંદરીને પોતાની પત્નીના પદપર સ્થાપવાની કોશિશ પણ કરી રહ્યો છે. જ્યોત્સ્ના ! આ આખી દુનિયા સરળ હોતી નથી, તેમા વિવિધ પ્રકારનાં મનુષ્યો વસે છે. આજકાલના જમાનામાં બહારનો આડંબર એટલો બધો વધી ગયો છે કે, મનુષ્યના ખરા સ્વરૂપ તથા સ્વભાવને જાણવાનું કામ કઠિન થઇ પડયું છે. મહા બુદ્ધિમાન પુરુષો પણ પુરુષના હૃદયની પરીક્ષા કરવાને અશક્ત છે, ત્યારે તારા જેવી એક કોમળહૃદયા કામિની તેના યથાર્થ સ્વરૂપને ન જાણી શકે તો તેમાં કશી નવાઇ જ નથી. બ્હેન ! તે તારો પતિ છે અને એના યોગે જ તું એના પર મરી ફીટે છે, પણ તે તો તને ધિક્કારે છે, તારા કરતાં કોઇ વિશેષ સ્વરૂપવાન સુંદરીના પ્રેમની આકાંક્ષા રાખે છે અને તેના શોધમાં જ તે ગુંથાઇ રહે છે. અત્યારે તેની સ્થિતિ બીમાર છે, છતાં તેના હૃદયની તે આકાંક્ષા લેશમાત્ર પણ ઓછી થઇ નથી.”

“હું નથી સમજી શકતો કે, મને પોતાના ઓરડામાં દાખલ થવાની રમેશે શા કારણથી મના કરી છે. હું તેનો સાળો છું, તેનુ નિરંતર ભલું ઇચ્છતો આવ્યો છું, છતાં મને ધિક્કારીને શા માટે બહાર કાઢયો છે. જ્યોત્સ્ના ! હવે હું તારા ઘરમાં એક પળવાર પણ રહેવા ઇચ્છતો નથી. કારણ કે, જ્યાં માનની હાનિ થતી હોય, પોતાનું આત્મ સન્માન ન સચવાતું હોય, ત્યાં રહેવામાં કશો માલ જ નથી. ભગવાને અમારા ભાગ્યમાં જે દાળ રોટલા લખાવ્યા હશે તે ખાઇશું અને આનંદ કરીશું. પરતંત્રતાના વૈભવ કરતાં સ્વતંત્રતાનું સંકટ પણ સારૂં હોય છે. હું કાંઇ મારૂં પોષણ કરવાને અશક્ત નથી. ગમે ત્યાંથી મારા ગુજરાન જેટલું મેળવી શકું તેમ છું, તો પછી આવાં મેણાં ટોણાં શા માટે સાંભળવાં જોઇએ ! મારી ઇચ્છા આવતી કાલેજ રવાના થવાની છે.”

જ્યોત્સ્નાએ સાક્ષાત્ ચંડિકાનું જેમ સ્વરૂપ ધારણ કરી વાસુને

વિદીર્ણ કરતા મહા ગંભીર અને કઠોર સ્વરથી કહ્યું:—" ભાઇ હારાણ! તું જરા પણ દિલગીર ન થા. જ્યાંસુધી તારી આ ભગિની જીવતી છે, ત્યાંસુધી તને આ ઘરમાંથી બહાર કાઢવાનું સાહસ કોઇનાથી પણ થઇ શકે તેમ નથી. મારો પતિ જ્યારે પાપકર્મમાં લિપ્ત થયો છે, તો મારે પણ પત્ની ધર્મનો ત્યાગ કરીને તેને તેના કુકર્મનું ફળ અવસ્ય ચખાડી આપવું જોઇએ. જો તેણે સર્પનું રૂપ ધારણ કર્યું છે, તો હું ગરુડનું સ્વરૂપ ધારણ કરી તેનો નાશ કરીશ. પ્રતિશોધ અથવા બદલો લેવા જતાં કદાચ પતિઘાતિની થવું પડશે તો તેમ કરવામાં પણ પાછી હઠીશ નહિ. તે અંધને બતાવી આપીશ કે નારી બદલો લેવામાં રાક્ષસી પણ થઇ શકે છે. હારાણ! તું નિશ્ચિંત રહેજે કે, આ જ્યોત્સ્ના પોતાની ઇચ્છાનુસારજ આ જમીનદારીનો બધો વહિવટ ચલાવશે અને તને પોતાનેજ તેનો વારસ ઠરાવશે. હું સારી રીતે જાણું છું, કે જ્યારથી પેલી રંડા–વિજુ આવી છે, ત્યારથી મારા ઘરમાં કજીયાનાં બીજ રોપાયાં છે અને તેની ભંભેરણી રૂપી જળથી તે બીજના અંકુરો પણ ફૂટી નીકળ્યા છે. પણ ફિકર નહિ, જ્યોત્સ્ના તે અંકુરોને પોતાના પ્રપંચના હથિયાર વડે છાંટી નાખવાને સમર્થ છે."

આમ કહેતાં કહેતાં ક્રોધથી જ્યોત્સ્નાના કપાળની શિરાઓ ઉછળી આવી. વિજુના શિરપર જ તેણે બધા આક્ષેપોનું આરોપણ કરી દીધું અને ગમે તે ઉપાયે સંહાર કરવાની પ્રતિજ્ઞા લઇ લીધી. તે પુનઃ બોલી:–" ભાઇ! તમે પુનઃ એકવાર તેમની પાસે જાઓ. તમારે ચિંતા રાખવાનું કશું કારણ નથી. હું તમારી પાછળ પાછળ ચાલી આવું છું."

હારાણ રમેશ પાસે જવા માટે નાખુશી દેખાડવા માંડયો, તેનાથી ત્યાં જવાનું સાહસ કરી શકાયું નહિ. પરંતુ વિજુની મધુરી મૂર્ત્તિનું તેને એકાએક સ્મરણ થઇ આવવાથી, તે પુનઃ સ્થિર રહી શક્યો નહિ. વિજુનાં દર્શનની આકાંક્ષાથી તે વિચલિત થઇ ઉઠયો. તે ઊઠીને ઉભો થયો, વિજુનાં દર્શન માટે જવાને તૈયાર થયો.

જે ઓરડામાં રમેશ રહેતો હતો, તે એક બે માળવાળા મકાનમાં આવેલો હતો. ઉપર જતાં પહેલાંજ હારાણને અટકવું પડયું. તેણે જોયું કે, દ્વારપર એક પ્રહરી ઉભેલો છે. પ્રહરીએ રસ્તો છોડયો નહિ, હારાણને ઉપર જવા દીધો નહિ. હારાણે વિસ્મિત થઇને

પૂછ્યું:–" પ્રહરી, વિના કારણ રસ્તો શા માટે બંધ કરે છે? મને જતો કેમ અટકાવે છે ? "

પ્રહરીએ કહ્યું:–" હુજૂરનો હુકમ છે કે, બીજા કોઇને પણ પ્રવેશ કરવા દેવો નહિ. એજ કારણથી તમને પણ જતા અટકાવવામાં આવે છે. "

હારાણે પૂછયું:–" મને આવવાની પણ મના કરી છે ? "

પ્રહરી બોલ્યો:–" માત્ર તમારા એકના માટે જ નહિ, પણ બધાને માટે એ નિયમ એક સરખા રીતે જ લાગૂ પડે છે, એટલે એમાં અજાયબી પામવા જેવું કાંઇ રહેતુ જ નથી. "

હારાણ જરા ઉંડો થઇને કહેવા લાગ્યોઃ–" ત્યારે બાબૂસાહેબ પાસે શી રીતે જવું વારૂ ? "

પ્રહરીએ જવાબ આપ્યો:–" હુજૂરનો હુકમ થતાંની સાથે જ હું રસ્તો છોડી દઇશ. "

હારાણે પૂછયું:–" હું હમણાં અહીં ઉભો રહું છું, પણ મારે બાબૂનો હુકમ શી રીતે મેળવવો એનો કાંઇ પણ ઉપાય તું બતાવી શકે તેમ છે ખરો કે ? "

પ્રહરીએ કહ્યું:–" હા-હું હમણાંજ હુકમ મંગાવી આપું છું. "

પ્રહરીએ એક દાસીને માલિક પાસે મોકલી આપી. થોડી વારમાં દાખલ થવાની પરવાનગી મળી. હારાણે રમેશના ઓરડામાં જઇને જોયું તો, ત્યાં તેને વિજયા જણાઇ નહિ. આ જોઇને હારાણ વ્યાકુળ ચિત્તે ચારે તરફ જોવા લાગ્યો. પરંતુ તે જેને શોધતો હતો તે કયાંય પણ નજરે ચઢી નહિ. વિજુને તે બિલકુલ જોઇ શક્યો નહિ. આથી તે ગભરાટમાં પડી ગયો અને પોતાની બધી મહેનતને બરબાદ થયેલી જોઇને પસ્તાવો કરવા લાગ્યો.

હારાણના એ ગભરાટને રમેશે જોઇ લીધો અને તેનું ખરૂં કારણ પણ તેના જાણવામાં આવી ગયું. તેણે સહજ કર્કશ સ્વરથી કહ્યું:–" હારાણચંદ્ર, તમે વિનાકારણ મારા ઓરડામાં આવીને મને શા માટે તકલીફ આપો છો ? મારી આવી સખ્ત બીમારી હોવા છતાં પણ તમે વારંવાર આવજાવ કરીને મને દુઃખ થાય એવાં પગલાં કેમ ભર્યા કરો છો વારૂ ? "

હારાણે જવાબ આપ્યો:–" આપની તબીયત કેવી છે, એ જોવા માટે મારી ભગિની જ્યોત્સ્નાએ મને અહીં મોકલી આપ્યો છે અને એટલા માટે જ હું આપની પાસે આવ્યો છું. આપને દુઃખ

અથવા તકલીફ આપવાનો મારો ઇરાદો જ નથી, છતાં આપ જ્યારે આવા શબ્દો ઉચ્ચારો છો. એ જોઇને મને ઘણીજ અજાયબી થાય છે. આપના જેવા એક વિચારશીલ પુરુષ જ્યારે આવો આક્ષેપ કરે, ત્યારે તેનો અર્થ માત્ર એટલોજ કહી શકાય કે, એમાં આપનો કશોય દોષ નથી, પણ મારાં દુર્ભાગ્યનો જ બધો દોષ છે. સારૂં કરતાં ભૂડું પરિણામ આવે ત્યારે તેનો દુર્ભાગ્ય સિવાય બીજો શો અર્થ કરી શકાય વારૂ ? "

રમેશે જરા ચીડાઇને કહ્યું:–" હારાણચંદ્ર, વાતો બનાવવાનું કામ છોડી દો અને સીધી રીતે તમારા આવવાનું કારણ જણાવો. હું તમારા બધા પ્રપંચોને ઘણી સારી રીતે જાણી શક્યો છું. તમારા વિકારી ચિત્તમાં વ્યાપેલા અધમતાના અધિકારને પણ સમજી શક્યો છું. જ્યોત્સ્ના પોતેજ થોડીવાર પહેલાં આવીને મારી તબીયતને બરાબર જોઇ જવા છતાં ફરીવાર તમને મોકલવાની શી જરૂર છે. એ હું કોઇ પણ રીતે સમજી શકતો નથી."

હારાણે કહ્યું:—"મારાથી પણ તે સમજી શકાતું નથી."

રમેશે પૂછ્યું:–"તે અત્યારે શા કામમાં રોકાઇ છે વારૂ ?"

હારાણે જવાબ આપ્યો:–" પિયાનો વગાડવામાં અત્યારે તે મગ્ન થઇ ગઇ છે."

રમેશ બોલ્યો:–" બહુ સારૂં. તમે પણ મને હજી થોડીવાર પહેલાં જ જોઇ ગયા છો, તેમ છતાં પણ એટલીવારમાં ફરીવાર શા માટે આવ્યા છો વારૂ ?"

હારાણે કહ્યું:–" ત્યારે આપની સાથે કશી વાતચીત કરવાનો મને અવસર મળ્યો નહતો અને તેથીજ હું અત્યારે પુનઃ આપની મુલાકાતે આવ્યો છું.'

રમેશ કાંઇક વિચાર કર્યા પછી બોલ્યો:–" એ સંબંધી મને કશું પણ ન પૂછતાં તમારે જે કાંઇ પૂછવું હોય તે વૈદ્ય અથવા ડૉકટરને પુછી જૂઓ, એટલે તમને બરાબર જવાબ મળી જશે." શું તમે એમ ધારો છો કે, વૈદ્ય તમને મારી તબીયતના ખરા સમાચાર નહિ આપે ? જો એમ ધારતા હો, તો તેમાં તમારી મોટી ભૂલ થાય છે."

હારાણે કશો જવાબ વાળ્યો નહિ, એટલે રમેશ પથારીપર બેઠો થઇને જરા ગુસ્સાભર્યા અવાજથી બોલ્યો:–" જૂઓ હારાણ, જ્યારે મને તમારી જરૂર પડશે, ત્યારે હું મારી મેળેજ તમને બો·

લાવી લઇશ. જ્યાં સુધી તમને ન બોલાવવામાં આવે ત્યાં સુધી તમે એમજ માની લેજો કે, તમારે અહીં આવવાની કશી જરૂરજ નથી. કેમ મારૂં કહેવું સમજ્યા કે? જાઓ હવે અહીંથી તમારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જાઓ."

હારાણુ તરતજ ચાલ્યો ગયો. હારાણુને રમેશ બહુ સારી રીતે ઓળખતો હતો. હારાણુની બગિનીને પણ રમેશ છેક ઓળખતો નહોતો, એમ તો નહોતુંજ. એથી તેની આંખો ઉઘડી હતી. જ્યોત્સ્નાનું બધું ચારિત્ર્ય તેના જાણવામાં આવી ગયું હતું. છતાં ઘરની વાત બહાર ન જાય, એવા ભયથી રમેશ મૌન ધારી બેસી રહેતો. આવી સ્થિતિમાં જો મૌન ધારણ કરવામાં ન આવે તો બીજો ઉપાય પણ શો ચાલી શકે વારૂ?

માર્ગમાં હારાણુને બ્હેનની મુલાકાત થઇ. જ્યોત્સ્નાને તેણે બધી વાત કરી. ક્રોધથી જ્યોત્સ્ના સળગી ઉઠી. ખભાપરથી વસ્ત્ર ખસી પડયું; અંબોડામાંથી તારાના પતનની પેઠે બે ચાર ગુલાબનાં ફુલ પણ ઓરડાની પડથાળપર પડી ગયાં; દાસદાસીઓ શંકાશીલ થઇને ચારે તરફથી દોડી આવ્યાં. મનુષ્યનાં પગલાંના આઘાતથી ઓરડાને કંપાવતી, શરીરપર પહેરેલા અલંકારોના ખખડાટના ધ્વનિથી પોતાના કોપને વ્યક્ત કરતી જ્યોત્સ્નામયી પોતાના પતિના ઓરડા તરફ દોડી ગઇ. સ્વામીના ઓરડામાં દાખલ થઇ જ્યોત્સ્નાએ જોયું કે, રમેશ આંખો મીંચીને પથારીપર પોઢી રહ્યો છે. ઓરડામાં બીજું કોઇ નથી. આ જોઇને તેણે રમેશને બોલાવ્યો:—
"રમેશ!"

કશો જવાબ મળ્યો નહિ. શિક્ષિતા સ્ત્રી રોગી સ્વામીની પથારી પાસે આવી ઉભી અને ઉંચા અવાજથી બોલી:–"રમેશ!"

આ વખતે પણ કશો જવાબ ન મળ્યો. બુદ્ધિમતી ભાર્યા સમજી ગઇ કે, રમેશ ખરી રીતે ઉંઘતો નથી, તેની ઉંઘ બનાવટી છે. એ જોઇને તે ગર્વિતા રમણીએ ગુસ્સા સાથે તે ઓરડાનો ત્યાગ કર્યો, તે ત્યાંથી ચાલતી થઇ.

---

# સપ્તમ પરિચ્છેદ

## કપટીઓનાં કારસ્થાન

" રે હાય ! રાક્ષસ ! કરાલ પસારી પાંખો
મ્હેં વ્યોમ મધ્ય ઉડતો હમણાંજ ઝાંખ્યો;
આવી અહિં ક્ષણુજ દ્વારમહિંથી નાઠો,
ઓ બાળકી ! નહિજ નિર્ભય સ્થાન આતો !

× × × ×

ઓરે ! પેલો આવિયો રાક્ષસ પાછો આમ–
જા ભૂંડા ! તું જા ! અહિં ત્હારૂં નથારે કામ.

નરસિંહરાવ



રમેશના ઓરડામાં બીજે દિવસે જયોત્સ્ના દેખાઇ નહિ. આથી રમેશને પણ શાંતિ મળી. આઠ પ્રહર તાવની પીડા ભોગવ્યા પછી જે માનસિક અશાંતિ આવી પડી હતી, તે સહજમાં તેનાથી સહી શકાતી નહોતી. તેથી સુખ અને શાંતિની સર્વ આશાઓ તેણે વિજયાપરજ છોડી દીધી હતી. વિજુ તેને દવા પાતી, ખોરાક ખવરાવતી, માથું દાબતી અને વાતો પણ કહેતી. વિજુની પેઠે કોઇ તેની સેવા કરતું નહિ, મામી અથવા સાસુ, કાકી અને ભાભી આદિ તેની પાસે બેસી સેવા ચાકરી કરતાં તો રમેશને તે બિલકુલ રૂચતું નહિ. વિજુ સિવાય બીજા કોઇનું પણ કામ રમેશને પસંદ પડતું નહિ. વિજુના એક પળના પણ વિયોગથી રમેશ ગભરાઇ જતો, દાસદાસી મારફત તરતજ તેને પોતાની પાસે બોલાવી લેતો અને તેની સાથે વાતચીત કરીને આનંદ પામતો.

બપોરે જમી રહ્યા પછી વિજુ પોતાના ઓરડામાં નિત્ય થોડીવાર બેસી આરામ લેતી. આજે પણ વખત થતાં ઓરડામાં આવી પલંગપર બેઠી. નિર્મળકુમારની એક નાની છબિ વિજુ પાસે હતી. એક નાના ઓરડામાંથી છબિને બહાર કાઢી વિજુ એકીટસે તેને જોવા લાગી. જોતાં જોતાં આંખોમાં આંસુ આવ્યાં. આંસુનો પ્રવાહ ધીમે ધીમે ખૂબ વહેવા માંડયો અને થોડીવારમાં તેના ગુલાબી ગાલને ભીંજાવીને પૃથ્વીપર દડ્ દડ્ પડવા લાગ્યો.

છબિને તેના આસનમાં પધરાવી વિજુએ આંખો બંધ કરી. એક હાથીદાંતની પેટીમાં તેના કેટલાક પત્રો હતા. વિજુ એક એક તે પત્રો વાંચવા લાગી. વાંચતાં વાંચતાં તે ખૂબ રડી પડી; આંખો મીંચીને પુનઃ વાંચવા લાગી. પત્રો નિર્મળના લખેલા હતા; તેથી રડ્યા વિના તેનું વાંચન કરવું એ તેના–વિજુના માટે તદ્દન અસંભવિત જ હતું.

ત્યાર પછી વિજુ પત્ર લખવા બેઠી. રડતાં રડતાં આંખોના આંસુ લૂછતાં લૂછતાં વિજુએ પત્ર લખ્યો. નિર્મળને આશ્વાસન આપી, રડવાનો નિષેધ કરી, રડતાં રડતાં વિજુએ પત્ર પૂરો કર્યો.

પત્ર સમાપ્ત કરી વિજુ ભાઇના ઓરડામાં ગઈ. ત્યાં જઇ જોયું, કે એક નાનો સૂનો ઝગડો જાગી ઊઠયો છે. જ્યોત્સ્નામયી ઓરડામાં બારે સૂર્યનું તેજ ધારણ કરી વાક્યના પ્રવાહથી પીડિત પતિને પખાળી રહી છે. વિજુને જોઇ તે પ્રવાહ જાણે વાયુની સહાયતા મેળવી વિશેષ ગાજી ઊઠયો.

ઓરડામાં બીજું કોઈ નહતું. જ્યોત્સ્નાની ભયંકરતા જોઇ સગાંવહાલાં તથા દાસદાસી આદિ સર્વ આઘાંપાછાં સરી પડયાં હતાં. જ્યોત્સ્ના બોલતી હતી:—

"પોતાને ત્યાં આવેલા અતિથિનું જે અપમાન કરે, આત્મીયજનોને અથવા તો કુટુંબીઓને લાંચ્છિત કરે, નસાડી મૂકે, તે પુરુષ શિક્ષિત હોવા છતાં ભદ્ર અથવા સભ્ય નામને પાત્ર થવાને બિલકુલ યોગ્ય નથી. જેઓ કૃપા કરીને આપણી આફત વખતે આપણને મળવા અને મદદ કરવા આવ્યાં છે, તેઓ આપણા સન્માને પાત્ર છે, અપમાનપાત્ર તો નથી જ. મૂર્ખ અને અજ્ઞાન મનુષ્ય જ તેમના જેવા દયાળુ જનોને નસાડી મૂકવાનું સાહસ કરી શકે છે, પણ બુદ્ધિમાન અને ચતુર મનુષ્ય દ્વારા તેમ થવાનો સંભવ કદાપિ રહેતો નથી." આમ કહી વિજુ તરફ તીવ્ર કટાક્ષ ફેંકી આગળ કહેવા લાગી:–"આ ઘર, આ સંસાર, અને આ કુટુંબ પાપથી પ્લાવિત થયું છે. સંસારમાં રહી જે લજ્જા રાખવાની આવશ્યકતા છે. તેને તેઓ સર્વ સર્વથા વિસરી ગયાં છે. સભ્યતાનું તો તેમને કશું પણ ભાન જ નથી. સભ્યતાના યુગમાં આવી નિર્લજ્જતા પ્રકટ કરવી, એના જેવી બીજી એક પણ મૂર્ખતા નથી. આ પ્રાચીન યુગ નથી, એટિકેટનો યુગ છે. અત્યારે પુરાણા વિચારોને વળગી

રહેવાનું નથી, નવીન વિચારોને સ્થાન આપવાનું છે. આવી આવી અનેક ઝીણી બાબતો જાણવી બહુ જરૂરની છે, પણ આમનું તો ભેજું જ કટાઇ ગયું છે, એટલે વાત પણ શી કરવી? સુધારાના જમાનામાં શી રીતે વર્તવું જોઇએ, એનું આ મૂર્ખજનોને જરા સેન્સ પણ નથી. એલાસ (અફસોસ). લજ્જારૂપ પાપના આવરણને અળગું કરવાથી ધર્મ પોતાની મેળે જ કોઇ પણ જાતના સંકોચ વિના આવીને ઊભો રહે છે, એવી માન્યતા રાખીને જેઓ લજ્જાનો બહિષ્કાર કરે છે, એમાં તેમનો ભયંકર પ્રમાદ થાય છે. દુનિયામાં વસનાર દરેક માણસે લજ્જા અથવા શર્મ રાખવાની ખાસ જરૂર છે. જેનું ગુપ્ત જીવન અને પ્રકાશ્ય એટલે કે ખુલ્લું જીવન તદ્દન જૂદું છે, મુખમાં રામ અને બગલમાં છૂરી છે, તેઓ સભ્ય સંસારમાં પ્રવેશ કરે છે તો, તેમના સંસાર સુખનો તથા શાન્તિનો સંપૂર્ણ રીતે નાશ થાય છે.

"રમેશ!" જ્યોત્સ્નાએ કાળી ઝેરીલી સર્પિણીનું સ્વરૂપ ધારણ કરી ગર્જના કરી કહેવા માંડયું:—"હું તમને બહુ સારી રીતે જાણી શકી છું. મારી સાથે લગ્ન કરી મને તમે નિરાશાની નદીમાં ફેંકી દીધી છે. જો હું પ્રથમથીજ જાણુતી હોત કે તમે મનુષ્યના આકારમાં છૂપાયલા શયતાન છો, પરદારામાં લંપટ થયેલા કામાંધ કીડા છો, તમારા કંઠમાં હળાહળ અને મુખમાં અમૃત છે, તો હું કદાપિ તમારી સાથે લગ્ન કરવાનું સાહસ કરત નહિ. અખૂટ દોલતના માલિક હોવાથીજ હું તમારા પર મોહી પડી છું, તમારી આવી મોટી જમીનદારી જોઇને જ મેં તમારી સાથે લગ્ન કર્યાં છે, એવી તમારામાં કોઇ પણ ધારણા હોય તો, તેને કાઢી નાખજો. મને તેની કશી પરવાર નથી. હું તમને આજથી સૂચના આપી દઉં છું કે, હવે મારે અને તમારે કશો સંબંધ નથી. આજથી આપણા બન્નેનો પતિ પત્નીનો સંબંધ તૂટી જાય છે. તમે સુધારાને સખ્ત ફટકો માર્યો છે. મારા યૌવન પુષ્પને કચડી નાખ્યું છે. આજ સૂધી આપણને આ સંસારમાં સુખ અને શાંતિ મળી શકયાં હતાં પણ હવે—"

રમેશ તેને બોલતી અટકાવી વચ્ચમાંજ બોલ્યો:—"જ્યોત્સ્ના, હવે તારા બોલવાની હદ થાય છે. તારૂં સ્ત્રીત્વ નષ્ટ થયું છે. તું અત્યારે રમણીના રૂપમાંથી રાક્ષસી બની ગઈ છે. મારા પર જે મિથ્યા આક્ષેપનું તું આરોપણ કરે છે, તેનાં પ્રમાણો મેળવ અને ત્યારપછી જ મને જે કાંઇ કહેવું હોય તે કહે. પ્રમાણ વિનાની વાત

કરવી એ તદ્દન નાદાનીજ છે. હું તારો પતિ છું, એ વાતને ભૂલી જઇ તું જે અસભ્યતા દર્શાવી રહી છે, એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે. આ વિશ્વ સત્યના આધારે ટકી રહ્યું છે. અસત્ય ટકી શકતું નથી. તું કોઇના ભરમાવ્યાથી જે શબ્દો બોલી રહી છે, એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે. પણ અત્યારે મારો તાવ એટલો બધો વધી ગયો છે કે, મારાથી તારો એક પણ શબ્દ સહી શકાતો નથી તથા મારાથી પણ બોલી શકાતુ નથી. માટે કૃપા કરીને હાલ તરત તું અહીંથી સત્વર ચાલી જા. તારા કાળાં મુખને મારી નજર આગળથી દૂર કર."

જ્યોત્સ્ના કઠોર સ્વરથી બોલી:–" ખરી વાત કોઇને પણ સારી લાગતી નથી. તમે કાળાં કામના કરનાર છો, એટલેજ તમને મારી વાત રૂચતી નથી."

રમેશ બોલ્યો:—" તારો આ કોલાહલ મારા રોગમાં વધારો કરી રહ્યો છે."

જ્યોત્સ્નાએ કહ્યું:–" ખરી વાતમાં તમને હમેશાં ખોટું લાગે છે. યોગ્ય ભાઇને યોગ્ય ભગિનીની વાર્તાજ વ્હાલી લાગે છે. પણ મને તો એવું ખોટું કહેતાં આવડતુ નથી. તમારૂં મન મેલું છે અને તેથીજં હું તમને કડવી ઝેર જેવી લાગુ છું."

રમેશ બોલ્યો:—" જ્યોત્સ્ના–"

જ્યોત્સ્નાએ કહ્યું:—" કેમ શું કહો છો ?"

રમેશ:—" ધૈર્યની પણ અમુક હદ હોય છે."

જ્યોત્સ્ના:—" ત્યારે શું મને પણ કાઢી મૂકવા ધારો છો ?"

રમેશ:—" જ્યોત્સ્ના, મેં તને સ્વતંત્રતા આપી છે, તેનું જતું મને આવું કડવું ફળ આપવાને તૈયાર થઇ છે ખરૂં ને વારૂ ? જો મને પ્રથમથીજ એવી ખબર હોત કે, તું આવી એક પિશાચિની છે, તારા હૃદયમાં પાપનો આટલો બધો અધિકાર છે, તો હું તને કદાપિ મારા ગૃહમાં પગ પણ મૂકવા દેત નહિ. તારા વિશે જો મને પહેલાંથીજ એમ માલૂમ પડયું હોત કે, તને સ્વતંત્રતા આપવાથી તું મારો પોતાનોજ કાળ થશે, તો દુધ પાઇને સર્પિણીને ઉછેરવાનું અથવા તો તારા જેવી કુલટાને મારા ઘરમાં લાવવાનું અને તને આવી સ્વાધીનતા આપવાનું હું સાહસજ કરત નહિ પણ હવે જ્યારે જોઉં છું, ત્યારે મને સ્પષ્ટ જણાઇ આવે છે કે, મારાં કર્યાં મારે ભોગવવાંજ પડશે. હાથનાં કર્યાં અવસ્ય હૈયે વાગશે. જ્યારે મેં તને

આટલી બધી સ્વાધીનતા આપી છે, તો પછી તું મારી સ્વાધીનમાં વિઘ્ન નાખવાને શા માટે તૈયાર થઇ છે વારૂ જ્યોત્સના ?"

જ્યોત્સનાઃ-"તમે જ્યારે મારા ભાઇનું અપમાન કરી તેને દૂર કરશો, મને ડગલે ને પગલે અપમાનિત કરશો, તો પછી મારા તરફથી સ્વાધીનતા મેળવવાની આશા શી રીતે રાખી શકશો ? રમેશ ! હું તમને સાચા શબ્દો કહું છું, તે તમને નથી ગમતા તેનું ખરૂં કારણ મારા સમજવામાં આવી ગયું છે. આ રંડાએ—વિજુ એજ તમને ભમાવ્યા છે, તમારા મનપર ખોટી અસર કરી છે, તેથીજ તમારૂં મન આવું વિકારી બની ગયું છે. જો હવે એને ઘરમાંથી બહાર નહિ કાઢવામાં આવે તો આપણો ગૃહસંસાર કદાપિ સુખપૂર્વક ચાલી શકશે નહિ."

રમેશ ગુસ્સે થઇ બોલ્યોઃ-" જ્યોત્સના ! રાક્ષસી જ્યોત્સના ! મારી ભગિનીને રંડાના નામથી બોલાવતાં તારાપર આકાશ કેમ નથી તૂટી પડતું ? તું બળીને ભસ્મ કેમ નથી થઇ જતી ! આકાશમાં વ્યાપેલા દેવતાઓ તારી આવી કઠોર વાણી સાંભળી તારા ચૂરેચૂરા કેમ નથી કરી નાખતા ? પાપીપસી પ્રમદા ! હવેથી તું જો વિજુને એક પણ કઠોર શબ્દ કહી સંભળાવીશ, તો તરતજ તારો ત્યાગ કરવામાં આવશે, તને રસ્તાની રખડતી ભીખારિણી થવુ પડશે. દુનિયામાં હજી ભ્રાતૃ પ્રેમનો અભાવ નથી થયો. જ્યાંસુધી મારૂં અસ્તિત્વ હશે, ત્યાંસુધી મારી ભગિની વિજુનો કોઇથી વાળ પણ વાંકો કરી શકાશે નહિ. દુષ્ટા, હવે હું તારી સાથે વાત પણ કરવા માગતો નથી. જા, ચાંડાલિની અહીંથી તારૂં કાળું મુખ લઇને સત્વર ચાલી જા. ત્હારો ભાઇ મારી પાસે આવી શકશે નહિ અને પ્રહરી તેને મારા મહાલયમાં પ્રવેશ પણ કરવા દેશે નહિ."

જ્યોત્સના વ્યંગાત્મક સ્વરથી બોલીઃ—" ગૃહસ્વામીની આજ્ઞાને સેવિકા શિરોમાન્ય રાખે છે. પણ મારા માટે શો હુકમ ફર્માવાય છે, એનીજ ફક્ત વાટ જોવાય છે."

રમેશે કંટાળીને કહ્યું:—"જ્યોત્સના, હવે શાંત થા, મને ક્ષમા કર. હું થાકી ગયો છું."

ગુસ્સાના આવેશમાં આવી જ્યોત્સના તે ઓરડાનો ત્યાગ કરી એકદમ ચાલી ગઇ. જતી વેળાયે વિજુ તરફ એકવાર સળગતો કટાક્ષપાત કરતી ગઇ.

જ્યોત્સ્નાએ પોતાના ઓરડામાં જઇ અંદરથી સાંકળ વાસી દીધી. બે ચાર ઘડી વીત્યા પછી તેણે દ્વાર ઉઘાડી હારાણને બોલાવ્યો. હારાણના આવ્યા પછી તે બન્ને ભાઇ બ્હેન વચ્ચે કેટલીક વાર સુધી સલાહ મસલત ચાલી. તેમની સલાહનું તાત્પર્ય લગભગ આ પ્રમાણે હતું:—

હારાણે પૂછ્યું:—"રોજ કાગળ આવે છે?"

જ્યોત્સ્નાએ જવાબ આપ્યો:—"હા, નિત્ય આવે છે."

હારાણ:—"તું બરાબર જાણે છે?"

જ્યોત્સ્ના:—"અન્તઃપુરના બધા કાગળો પ્રથમ મારી પાસેજ આવે છે, તો પછી હું ન જાણું એમ બનેજ કેમ વારૂ?"

હારાણ:—"કાલે કાંઇ પણ કાગળપત્ર આવે તો તેને અટકાવી રાખજે."

જ્યોત્સ્ના:—"ત્યાર પછી?"

હારાણ:—"ત્યાર પછી મારી વિદ્યાને તો તું સારી રીતે જાણેજ છે."

જ્યોત્સ્ના:—"પણ તેમ કરતાં પહેલાં ખૂબ સાવધ રહેજો કે, કોઇ પણ આફતમાં ન આવી પડો. મામલો ઘણોજ ગંભીર હોવાથી સાવચેત રહેવાની ખાસ જરૂર છે."

હારાણ:—"તેનો મને કશો પણ ભયજ નથી. આ મૃત્યુલોકનો માનવી તો શું પણ કદાચ એકવાર આકાશમાંથી કોઇ દેવતા પણ ઉતરી આવે તો તે પણ મારા પ્રપંચનો પાર પામી શકે તેમ નથી. કપટકળાના વિષયમાં આ હારાણના જેવા બાહોશ પુરૂષો ભાગ્યેજ મળી આવશે. મેં એક એવો ઉપાય શોધી રાખ્યો છે કે, સર્પ જલ્દી મરી જાય અને લાકડી અખંડ રહી શકે. બ્હેન! જ્યારે દુનિયામાં વસીએ છીએ, ત્યારે પ્રપંચની પણ કેટલીકવાર જરૂર પડે છે. હું એ પ્રપંચ વિદ્યામાં પૂર્ણ દક્ષ છું. મારી પાસે તે વિષયમાં તો કોઇ પણ જીતી શકે તેમ નથી માટે હવેથી તું એવી દલીલ પણ કરતી નહિ."

જ્યોત્સ્ના:—"જો આફત આવવાનો ભય ન હોય, તો પછી તમારી મરજી મૂજબ કરવાની હું તમને રજા આપું છું. એ કાર્યમાં મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. તમારી પ્રપંચ વિદ્યાના હથિયાર રૂપે હું કામ કરવાને તૈયાર છું. તમે અગ્નિ છું અને હું ધૃતછું. આપણા બન્નેના મિલનથી એક દિવસ વિજુ તથા રમેશ બળીને

ખાખ થઇ જશે. એમાં જોઇતી મદદ આપવામાં હું જરા પણ પાછી પડીશ નહિ. જો એકવાર તમે અગ્નિ તૈયાર કરશો તો પછી હું રમેશ તથા વિજુને તેમાં હોમવાનું સાહસ કરીશ. બદલો લેવામાં પાપ પુણ્યનો વિચાર કરવો એ કેવળ મૂર્ખતા સિવાય બીજું કંઇ જ નથી.”

હારાણઃ–“ત્યારે પછી બીજું શું જોઇએ ?”

જ્યોત્સ્નાઃ–“પણ રેવતીનું શું કરીશું ?”

હારાણઃ–“તે વિષયમાં નિશ્ચિંત રહે. હું બધો બંદોબસ્ત કરી લઇશ.”

જયોત્સ્નાઃ–“પૈસા માટે જરા પણ તંગી ભોગવશો નહિ, જે જોઇશે, તે હું આપીશ. જેમ બને તેમ વિજુનો સર્વનાશ કરો, તેના સ્વામીની સાથે વિક્ષેપ કરાવો, તેમને બન્નેને છૂટાં પાડો. ત્યાર પછી હું તેને કલંકિની ઠરાવીને ઘરમાંથી બહાર કાઢી મૂકીશ. મારે ઘેર મારૂં અપમાન ! મારા ભાઇનું અપમાન ! પણ નહિ–જ્યાં સુધી હું હાજર હઇશ ત્યાં સુધી મારા વિરુદ્ધ કોઇનાથી કશું પણ થઇ શકશે નહિ. મારા બુદ્ધિહીન પતિને પણ તેની દુષ્ટતાનું ફળ ચખાડી આપીશ. છંછેડાયલી સિંહણને પજવવામાં કશો પણ સાર નથી એમ તેને સાબીત કરી આપીશ. અભાગણી વિજુને પણ ઘર-બાર વગરની ભામટી ભીખારિણી બનાવીશ. હારાણ ભાઇ ! તમે નિશ્ચિંત રહો, આ જયોત્સ્ના હવે પોતાનું વૈર વાળ્યા વિના કદાપિ ઝંપીને બેસવાની નથી તે નથી જ.”

માત્ર એટલુંજ નહિ; જયોત્સ્નાના ક્રોધનું બીજું પણ એક કારણ હતું. જયોત્સ્નાએ એક સમયે ભીખારણી થઇને નિર્મળના પ્રેમની માગણી કરી હતી. પરંતુ તે માગણી નાકબુલ થઇ હતી. શર્મથી અને ક્રોધથી જ્ઞાનશૂન્ય થઇને જયોત્સ્ના ત્યારથી મનમાં ને મનમાંજ બળ્યા કરતી હતી. આજે તેને વેરવાળવાનો વખત મળ્યો હતો તેથી આજે જયોત્સ્ના હિંસામયી પિશાચિની બની ગઇ હતી. સ્ત્રીઓમાં સ્વાભાવિકજ જે સ્નેહ અને મમતાનો અંશ હોવો જોઇએ, તેનાથી જયોત્સ્ના સર્વથા શૂન્યજ હતી. તેનું હૃદય આજે પાષાણથી પણ અધિક કઠિન બની ગયું હતું અને તેના ચિત્તમાં વૈરની જ્વાળાઓ પ્રચંડ રૂપ ધારણ કરી ધુધવાટા કરતી સળગી રહી હતી.”

બીજે દિવસે સવારમાં કેટલાક કાગળો આવ્યા. અન્તઃપુરના

પત્રો જ્યોત્સ્ના પાસે મોકલવામાં આવ્યા. વિજુના નામે એક પત્ર હતો. જ્યોત્સ્નાએ એ પત્રને દબાવી રાખી બાકીના પત્રો દાસીના હાથમાં વહેંચી આપવા માટે આપી દીધા.

વિજુને તે દિવસે પતિનો પત્ર મળ્યો નહિ. પત્ર ન મળવાથી તે દીવાનીની પેઠે આમ તેમ દોડાદોડ કરવા માંડી. તેણે રેવતીને દીવાન પાસે મોકલાવી. દીવાન કશા પણ સમાચાર આપી શક્યો નહિ. આથી વિજુ ઘણાજ ગભરાટમાં આવી પડી. તેનું ચિત્ત ચકડોળે ચઢ્યું.

છેવટે વિજુ રડતી રડતી પત્ર લખવા બેઠી, પરંતુ આંસુથી આંખો ભરાઇ આવી. પત્ર લખી શકાયો નહિ. આંખો મીંચીને ફરી-વાર પત્ર લખવા બેઠી. પણ પુનઃ આંસુ આવ્યાં; આંખો છલકાઇ ગઇ એટલે ગાલપરથી વહીને આંસુ ધરણીપર ઢળવા લાગ્યાં. છેવટે ઘણીજ મેહનતે આંખોના આંસુથી પત્ર ભીંજાવીને વિજુએ પત્ર પૂરો કર્યો, અને પોસ્ટમાં નાંખવા માટે રેવતીના હાથમાં સોંપી દીધો. ત્યાર પછી તે પોતાના સ્વામીના સ્મરણમાં ગુંથાઇ ગઇ.

રેવતી પત્ર લઇને બહાર આવતી હતી, એવામાં રસ્તામાંજ હારાણને જતો જોઇને તે જરા વાર થોભી ગઇ. ત્યાર પછી માથા-પરના ઘુમટાને સહજ આગળ તાણી રંગથી રંગાયલા દાંત તથા તાંબુલના રંગથી રંગાયલા કાળા હોઠપર સહજ મધુરૂં હાસ્ય લાવીને તેણે હારાણ તરફ ઉપરા ઉપરી કટાક્ષની વૃષ્ટિ વર્ષાવવા માંડી. હા-રાણે પણ મંદ હાસ્ય કર્યું. ત્યાર પછી જરા આગળ આવી હારાણ બોલ્યો:—" રેવતી, તારી બન્ને આંખો અતિ સુંદર છે."

રેવતી ગળી ગઇ તેને કોઇ દિવસ કોઇએ આ વાર્તા કહીજ નહોતી આથી તેના આનંદનો અવધિ થયો. આનંદની મારી તે બમણી ફુલાવા લાગી.

હારાણ રેવતીને બોલાવીને પોતાના ઓરડામાં લઇ ગયો. તેનું ઘર રસ્તાપર આવેલું હતું; તે ઘણું મોટું, સુંદર અને સુસ-જ્જિત પણ હતું. ખુર્શી, ટેબલ, કોચ–સૉફા, ઘડિઆળ, અભરાઇ આદિનો અભાવ નહતો. એક તરફ એક સુંદર પલંગપર સફેદ પથારી પાથરેલી હતી. એક કોચપર રેવતીને બેસાડી હારાણ તેની નિકટમાંજ જઇ બેઠો. ભૂલી જવાની અણીપર આવેલા મનોહર સંગીતની સ્મૃ-તિની પેઠે યૌવનનાં સુખ સ્વપ્ન એકે એકે રેવતીના મનમાં સાંભરી આવ્યાં. રેવતીએ ધાર્યું કે;–" આજે મને મારા રૂપની ખરી કદર

જાણનાર રસીલો દિલદાર મળી શકયો છે. જો દુનિયામાં રસની પરીક્ષા કરનાર કોઇ પણ વ્યક્તિ વિદ્યમાન હોય, તો તે કેવળ હારાણુજ છે. હારાણુ સિવાય આ બધી દુનિયા રસહીન છે, ફીકી છે. દુનિયાના કોઇપણ લોકોને રૂપની કદરજ નથી.” તે ઉપરાંત રેવતી પોતાને બહુજ સુંદર માનતી હતી કોઇ કોઇ વેળાયે વાતની વાતમાં તે એમ પણ કહી દેતી હતી કે:—“ વિશ્વમાં સુંદરતાનો આદર્શ જોવો હોય તો વિશેષ દૂર જવાની કશી આવશ્યકતાજ નથી. કારણ કે, હું પોતેજ સુંદરતાની અધિકારિણી રતિદેવીનો અવતાર છું. તથા મેનકા, ઉર્વશી અને રંભા આદિ સૌન્દર્યમયી અપ્સરાઓ તથા અન્યાન્ય લાવણ્યમયી લલનાઓના ગર્વને ગળિત કરવા માટે મેં આ અવની પર અવતાર ધારણ કર્યો છે. જેવી રીતે ભગવાન પૃથ્વી પર જ્યારે જ્યારે પાપનો પ્રચાર વધી જાય છે અને ધર્માત્માઓ પીડાય છે, ત્યારે અવતાર ધારણ કરીને પાપનો વિનાશ કરે છે, તેવીજ રીતે હું પણ વિશ્વમાં જ્યારે જ્યારે રૂપવતી રમણીઓ પોતાના રૂપના યોગે ગર્વિતા બની જાય છે તથા એક પ્રકારના ઉન્માદને ધારણ કરી લે છે, ત્યારે આવો મનુષ્ય અવતાર ધારણ કરી મારા રૂપથી એ રૂપવતીઓને પરાજિત કરૂં છું તથા તેમના ગર્વના ચૂરેચૂરા કરી નાખુ છું. વસુની અધિકારિણી લક્ષ્મી અને વિદ્યાની સ્વામિની સરસ્વતી પણ મારૂં રૂપ જોઇને ચાર કોશ દૂર ન્હાસે છે. હું રતિને પણ શર્માવી દઉં છું.”

મદિરા થઇ મદહીન છે મારાં મદીલાં લોચને;
કટિ દેખી લજ્જાથી નમાવી શિર સિંહો ગયા વને;
અવલોકિ કેશકલાપ ફણિધર ધરામાંહિ રહ્યા અને-
ગતિ જોઇ શુદ્ધિ ખોઇ નાખે ધૂળ ગજનિજ આનને.”

સારાંશ કે રેવતી પોતાને એક અતિ મનોહારિણી લલના તરીકે પ્રકાશમાં લાવવાની ચેષ્ટા નિરંતર કર્યા કરતી હતી. પોતાની આત્મપ્રશંસા કરવામાં તે જરા પણ સંકુચિત થતી નહતી.

રેવતીએ પૂછ્યું:–“ મને અહીં શા માટે લાવ્યા છો ? ઓ મા, લોકો દેખશે તો શું કહેશે ?”

હારાણુ તેનો કશો પણ જવાબ આપ્યા સિવાય બોલ્યો:-“ રેવતી, તું કેવી સુંદર છે ! તારા જેવી સુંદર તો તારા માલિકની મહારાણી પણ નથી. ઇશ્વરે તારા જેવું રૂપ બીજી કોઇ પણ સુંદરીને આપ્યું હોય, એવી મારી ધારણા તો નથીજ. ખરેખર તું રતિદેવીની પ્રતિસ્પર્દ્ધિની જ છે !”

આ સમયે રેવતીના આનંદનો અવધિ થયો. તેની આંખોના તારા, પોતાનું સ્થાન છોડી એવા ભાવથી ઘુમવા માંડ્યા કે, આંખોના રક્ષણના સંબંધમાં પણ અતિશય સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો; સુમધુર હાસ્યથી બન્ને હોઠ એવી રીતે ફેલાઇ ગયા કે જેના યોગે તેના મુખની પૂર્વાવસ્થા જોઇ શકાશે કે કેમ તેના માટે હારાણ ઉદ્વિગ્ન થયો-ગભરાઇ ગયો. હારાણુ બોલ્યો:-"રેવતી! તારા હાથમાં પેલું શું છે વારૂ?"

રેવતીએ જવાબ આપ્યો:-"પત્ર."

હારાણ:-"કોનો પત્ર?"

"બ્હેનનો-વિજુનો!"

"તેને તુ હમણાં ક્યાં લઇ જાય છે?"

"ટપાલમાં નાખવા."

"કોને પત્ર લખ્યો છે, તે તું કાંઇ જાણે છે ખરી કે?"

"ના, હું તે નથી જાણતી; શિરનામું વાંચી જૂઓ."

હારાણુ શિરનામું વાંચીને બોલ્યો:-"હું ધારૂ છું કે, નિર્મળકુમાર એજ વિજુનો પતિ હશે ખરૂં ને વારૂ રેવતી! કેમ, તુ તારા માલિકનું નામ જાણે છે ખરી કે નહિ?"

રેવતીએ જવાબ આપ્યો:-હા, તેમનું નામ તે જ છે. પણ હવે હું અહીંથી વિદાય થઇશ. અમારી શેઠાણી ચીડાશે અને વખતે બહાનું બતાવીને મને બે ચાર લપડાકો પણ ચડાવી દેશે, માટે હવે મારાથી અહીં એક ક્ષણવાર પણ રોકાવાશે નહિ."

હારાણુ બોલ્યો:—"ત્યારે આટલું બધું દુઃખ વેઠીને તારે પોતાને ટપાલમાં જવાની શી જરૂર છે? આ ટેબલપર પત્ર રાખી દે, મારા કાગળો સાથે તેને પણ હું ટપાલમાં મોકલાવી દઇશ."

રેવતીએ કહ્યું:-"હાશ, નીરાંત થઇ, મારી રોજની પીડા ટળી, પણ અમારાં વહુ રાણીને બીજા કોઇનો જરા પણ વિશ્વાસ નથી, એટલા માટે મને પોતાને જ તે નિત્ય ટપાલમાં કાગળ નાખવા માટે મોકલે છે, તેના જાણવામાં જો આ વાત આવી જાય તો પછી મારી શી દશા થાય?"

હારાણુ બોલ્યો:-"એ તેમનો એક પ્રકારનો અન્યાય છે. તારા જેવી આબરૂદાર ઘરની યુવતી રસ્તામાં રઝળતી પત્ર નાખવા માટે ઠેઠ ટપાલ સુધી જાય, એ કોઇ પણ રીતે ઉચિત ગણાય ખરૂં કે? તારી સ્વામિની જરાવાર ચીડાઇને બેસી રહેશે, તારો વાળ પણ

વાંકો કરી શકશે નહિ. તુ તેને માટે જરા પણ ચિંતા ન કર. તેના સપાટામાંથી હું તને કોઇ પણ રીતે બચાવી લઇશ."

રેવતીએ કહ્યું:-"જો અમારાં વહુસાહેબને એટલી ખબર હોય તથા મારી જવાનીની કદર હોય તો તો શું જોઇએ? એઓ તો કશોય વિચાર કર્યા કારવ્યા વિના મને રોજ પત્ર નાખવા માટે મોકલી આપે છે. તેમને સારૂં શું અને ભૂંડું શું એની તો કશી કલ્પનાજ નથી. રાત્રિ દિવસ આંસુ સારવાં, ગમગીનીમાં બેસી રહેવું, ન કોઇની સાથે બોલવું કે, ચાલવું, બળ્યું એ તે કેમ પાલવે? હું તો કોઇ દિવસ તેમનું હસતું મ્હોં પણ જોતી નથી. મોજમજા એ શી વસ્તુ છે, ઇશ્વરે આટલા બધા વૈભવો આપ્યા છે તેનો ઉપભોગ શી રીતે કરવો જોઇએ, એતું તેમને કશું ભાન પણ નથી. મારા જેવી ફાંકડી અને રસીલી રમણીને આવી શેઠાણી ક્યાંથી મળી, કે મને કોઇ જાતનો આનંદ જ ન મળી શકે. હારાણચંદ્ર, તેમને ભગવાને અખૂટ દોલત આપી છે, પૂરતું રૂપ આપ્યું છે, પણ તેઓ એટલાં બધાં કંજુસ છે કે, તેનો ભૂલ્યે ચુકયે પણ વ્યય થવા દેતાં નથી. મને તો એજ વિચાર થયા કરે છે કે, ઇશ્વર એવાં કંજુસોને એવું રૂપ અને દોલત પણ શા માટે આપતા હશે?"

હારાણ કાંઇક વિચાર કર્યા પછી બોલ્યો:-"ત્યારે શું વિજુ તને રોજ કાગળ નાખવા મોકલે છે?"

રેવતી:-"ત્યારે શું હું જૂઠું બોલું છું? જો મારા બોલવાપર વિશ્વાસ ન આવતો હોય, તો હું તેની ખાત્રી કરી આપવા તૈયાર છું. કોઇ કોઇ વેળાયે તો દહાડામાં બે ચાર વાર પણ તેઓ પત્ર લખે છે અને તેજ ઘડીએ મને ટપાલમાં મોકલી આપે છે."

હારાણ બોલ્યો:-"બહુ સારૂં. તુ મારી પાસે આ પત્ર મૂકની જા, હું માણસ પાસે તેને ટપાલમાં મોકલી આપીશ. મારે પણ કેટલીક ટપાલ લખવાની છે, એટલે એની સાથેજ તારી શેઠાણીનો પત્ર પણ જશે. એ વિષયમાં તુ જરા પણ ફિકર રાખીશ નહિ. હું તને કશી પણ ઇજા આવવા દઇશ નહિ."

રેવતીએ અજાયબીથી પૂછ્યું:—"તમે મારા માટે આટલી બધી તકલીફ કેમ ભોગવી રહ્યા છો? મારા તરફ તમારી લાગણી આટલી બધી માયાળુ કેમ બની ગઇ છે, તેનું કારણ મારાથી સમજી શકાતું નથી."

હારાણે જવાબમાં જણાવ્યું:—"એમ કરવાનો મારો બીજો કશો પણ હેતુ નથી, પણ એમ કરવાથી તારી આ મોહક મૂર્તિનાં દર્શન કરવાનો તારા આ પ્રેમિકને અવસર મળી શકે એજ એમ કરવાનો મૂળ ઉદ્દેશ છે. તારાં દર્શન એજ મારૂં ખરૂં ઇનામ છે. તેં મારા મનપર એવો કાબુ મેળવી લીધો છે કે, મારાથી તારા વિના એક પળ પણ રહી શકાય તેમ નથી. ચકોર વિના ચકોરીની જેવી ગતિ થાય છે, તેવીજ ગતિ તારા વિના મારી થવા આવી છે. દિલદાર ! મારી મહેબૂબ ! તેં મને તારો ગુલામ બનાવ્યો છે. પ્રેમની સાંકળમાં જકડી લીધો છે. જો આ દુનિયામાં મારા મનપર કોઇ પણ અબળા કાબૂ મેળવવાને સમર્થ થઇ શકી હોય, તો તેમાં સર્વથી અગ્રસ્થાન તારૂં જ આવે છે."

રેવતી જરા શર્માઇ ગઇ; પણ થોડી વારમાં તે શર્મને છોડી દઇને કહેવા લાગી:–"હારાણચંદ્ર ! તમે મારામાં આટલા બધા મોહી પડયા છો, એ જોઇને મને અતિ આનંદ થાય છે. પણ તમારા મોહિત થવાનું કારણ શું છે, એ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. શું આ દુનિયામાં મારા કરતાં વધારે ખૂબસૂરત બીજી કોઇ પણ સ્ત્રી તમારા જોવામાં નથી આવી કે, તમે મને જ તમારા હૃદયની રાણી બનાવી દીધી છે ?"

હારાણે જવાબ આપ્યો:—"રેવતી, પ્રેમ એ કાંઇ રૂપને જોતો નથી, પાત્રને જ જૂએ છે. વળી નારીઓમાં એક નૈસર્ગિક શક્તિજ વ્યાપેલી હોય છે કે, તેઓ પોતાના કટાક્ષ બાણથી ગમે તેવા દૃઢ હૃદયી પુરુષના હૃદયને વીંધી શકે છે. કોઇએ ખરૂં જ કહ્યું છે કે:-

નારીના કટાક્ષ આગળ પુરુષ છે ગુલામ;
હાવ ભાવને કરીને હરે છે પુરુષહામ;

તેમજ તારી સુંદરતા કરતાં પણ તારી વાણી અત્યંત મધુર છે અને એ મધુર વાણીના યોગેજ તું મારા હૃદયપર તારા પ્રેમનો અધિકાર સ્થાપવાને શક્તિમાન થઇ શકી છે. રેવતી ! હવે તું બહુ સારી રીતે યાદ રાખજે કે, હું તારો છું અને તું મારી છે. તારા વિના મને ઘડી પણ ચેન પડવાનું નથી કારણ કે;-

"થયું દિલ ઇશ્કનૂં કેદી, બીજી બેડી બધી જૂઠી;
અજાયબ ઇશ્ક આલમ છે, સનમ સરકારની છૂટી;
ખડો તલ્વારની ધારે ! હુકૂમ હક્કદારનો મ્હારે;
ફુટયાં ચશ્મો ! ઝબાં ટુંકાં ! ઇનામે ઇશ્ક એ મ્હારે.

× × × ×

દર્વેશ દિલ દરબારનો,—
દોરંગી દુનિયા પારનો;
દર્દી દીદારે યારનો—
સાગર સનમ સરકારનો.
તાલીબ તસવ્વર પ્યારનો—
ગર ઝખ્મી અન્દર બહારનો.

રેવતી આ સાંભળી 'વાહ વાહ' નો પોકાર કરી ઉઠી. આનંદથી તેનું હૃદય નાચવા લાગ્યું. તે અતિ આનંદમાં આવી બોલીઃ—"મારા હૃદયના રાજા ! આજે તમે મને નિરાશાની નદીમાંથી આશાના શિખરપર આણી મૂકી છે ! મારા હૃદયકાનનમાં સૂકાયલા નંદનકાનનને પુનઃ લીલુંછમ બનાવી દીધું છે. બસ, આજથી હું તમારી દાસી છું, તમારી સેવિકા છું." આમ કહી ટેબલપર પત્ર મૂકી રેવતી વીજળીના વેગે દોડી ગઇ. હારાણના ઓરડો તેના જેવા સૌન્દર્ય દીપકના અદૃશ્ય થવાથી અંધકારમય બની ગયો.

રેવતીના ચાલ્યા ગયા પછી હારાણ પોતાના મનમાં જ પ્રસન્ન થતો બોલ્યોઃ—"બસ, પ્રપંચના પાસા પડ્યા પોબાર, હવે થોડા જ સમયમાં થશે બેડો પાર. દુનિયાના મૂર્ખજનો કહે છે કે, પ્રપંચ કરવું એ મહાપાપ છે. પણ હું કહું છું કે, પ્રપંચના જેવું એક પણ પુણ્ય નથી. પ્રપંચના જાળમાં સપડાયલો માનવી પુનઃ ચેતીને ચાલે છે અને તેથી તેને ઘણાં નુકસાનો ભોગવવાં પડતાં નથી. એથી જો પ્રપંચને એક પ્રકારનો પરોપકાર કહેવામાં આવે તો તેમાં પણ કશોય પ્રત્યવાય નથી."

આ પ્રમાણે પોતેજ પોતાની પ્રશંસા કર્યા પછી તેણે વિજુના પત્રને આમ તેમ ઉલટાવી પલટાવીને બરોબર તપાસી જોયો. ત્યાર પછી કવર પર સહજ પાણી ચોપડી કવરને ઉઘાડી નાખ્યું. પરબીડિયામાં વિજુએ નિર્મળના નામપર જે પત્ર લખ્યો હતો તેને કાઢી લઇને હારાણે તેને બદલે બીજો એક બનાવટી પત્ર મૂકી દીધો.

**વિજુ ! અભાગણી વિજુ ! એકવાર આવીને તારા આંસુથી ભીંજાયલા પત્રની થયેલી દુર્દશાને જોઇ જા ! તારા પ્રિયતમપર લખેલા પત્રપર એક શયતાન મારફત થતા જુલ્મને તારી નજરોનજર જોઇ જા. હાય ! તારો પત્ર મળતાં નિર્મળને કેવો આનંદ થાત ! તેના હૃદયમાં કેટલી બધી શાંતિ થાત ! પણ હવે જ્યારે આ હારાણરૂપ શયતાનનો બનાવટી પત્ર મળતાં નિર્મળ ! તારા હૃદયપર કેવો**

કઠોર આઘાત થશે? તારી આંખો ક્યાં સુધી રડયા કરશે? અરે, તારી વ્હાલી વિજુ તરફ તને કેવો તિરસ્કાર ઉપજશે? તારા વિયોગી ચિત્તને કેટલો બધો ક્લેશ થશે?"

વસ્તુતઃ હારાણુનો બનાવટી પત્ર મળતાં નિર્મળની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ ગઇ. તેનું હૃદય એકદમ ચિંતાના વાદળાંથી ઘેરાઇ ગયું. જ્ઞાનનો રવિ અજ્ઞાનના રાહુથી ઢંકાઇ ગયો. તેનો પ્રેમ સૂકાઇ ગયો.

વિજુનો દિવસ પણ રડવામાં ને રડવામાં જ વીત્યો. તેણે રડતાં રડતાં આંખોનાં આંસુથી બિછાનું ભીંજાવીને રાત્રિ વીતાડી. તે રાત્રિ તેને માટે એક મોટા યુગ જેવડી થઇ પડી.

દુઃખની રાત્રિ પણ પ્રભાત થતાં ચાલી ગઇ. તેની દુઃખની રાત્રિનો અંત આવ્યો. પ્રભાતમાં ઊઠી ટપાલમાં પત્ર આવવાની આશાથી વિજુ રસ્તા તરફ વાટ જોતી ઉભી રહી. છેવટે પત્ર આવવાનો વખત થયો; એટલે વિજુ ગભરાટથી આમ તેમ દોડવા લાગી. ટપાલ આવી છે કે નહિ, એની તપાસ કરવા માટે તે ઉપરાઉપરી નોકરોને દોડાવવા માંડી. ટપાલ આવી; વિજુના નામનો એક પત્ર પણ આવ્યો. ટપાલમાં ખરો પત્ર ન મળવા છતાં વિજુને એક બનાવટી પત્ર તો અવશ્ય મળ્યો જ. પત્ર વાંચી વિજુ સ્તંભિત થઇ. તેમાં લખ્યું હતું:—

"મારી વિજુ!

કેટલાંક જરૂરના કામોમાં રોકાયલો હોવાથી, પત્ર લખવામાં વિલંબ થયો છે, ક્ષમા આપવી ઉચિત જણાય તો આપજે, નહિ તો પછી જેવી તારી ઇચ્છા! જો કોઇ કોઇ વાર મારો પત્ર ન મળે તો, ગુસ્સે થઇશ નહિ. હાલમાં મને બિલ્કુલ ફુરસદ મળી શકતી નથી, મારા શિરપર અનેક કામોનો બોજો આવી પડયો છે. એથી જો મારા પત્રમાં વિલંબ થાય તો તે સ્વભાવિક જ છે.

તારો જ—નિર્મળ!"

પત્ર વાંચી વિજુ સ્તંભી ગઇ, તેનું મુખ મલિન થઇ ગયું. જાણે ઉષાના પ્રકાશથી ઝળહળી ઊઠેલું નદીનું વક્ષ એકાએક કાળાં વાદળાંથી ઢંકાઇ ગયું. જેનો સ્નેહમય સુવિસ્તૃત પત્ર વાંચતાં વાંચતાં વિજુનું હૃદય નાચી ઉઠતું, આંખોમાં આંસુ આવતાં, તેનોજ આવો ક્ષુદ્ર અને નીરસપત્ર! વિજુનું માથું ફરવા માંડયું. થોડીવારમાં ખભા-

પર તેનું માથું જઇ પડ્યું. આ સમયે તેનું સ્વરૂપ એવુંજ જણાતું હતું કે મૃણાલપરથી ભાંગી પડેલી કમલિની જાણે જળરાશિ પર ઢળી પડી હોયની !

વિજુ એક ઊંડો નિઃસાસો નાંખી પોતાના મનમાં માત્ર એટલુંજ બોલી:—

કથી ન શકતી ! એવૂં એવૂં ઉરે કંઇ થાય છે;
સહી ન શકતી ! એવૂં હૈયે મ્હને કંઇ થાય છે;
ઝખમી ઊર આ વારેવારે, અરે ! ઝખમાય છે;
સહુ દરદના સવાંળા આ હવે ન સહાય છે !

કેટલીક વાર સુધી શાન્ત રહ્યા પછી પુનઃ કાંઇક વિચાર આવતાં વિજુ સાવધ થઇને મનમાં જ કહેવા લાગી:—

" પ્રેમાંધી જીવ કોટિધા ઝુરી મરે, પ્રેમાંધના પાસમાં;
આશા નાશ થશે તથાપિ નવતે, છોડે મહા ત્રાસમાં;
પીડા દેહ સજે તજે ગૃહ તથા, સંસાર સુનો કરે;
તોએ પ્રેમ પુરો પડે નહિ હદે, અંતે દુઃખોથી મરે. "

---

## અષ્ટમ પરિચ્છેદ.

## પ્રેમી યુગલની પ્રેમગોષ્ટિ !

" હો યકીં દિલકો, કે દિલદાર સમઝતે હો મુઝે ?
ખાય પા અય મેરે સરદાર સમઝતે હો મુઝે ?
દો જબાં મુઝકો કે મજબુત મેરી ચાહમેં હો,
કૌલ દો મુઝકો કે મુસ્તઆદ મેરી રાહમેં હો.

× × × ×

અમે એક જણનો પરિચય આપતાં ભૂલી ગયા છીએ, જેથી બીજી બધી વાતો પડની મૂકી હવે અમારા વાંચકો સહિત આનંદપુરમાં આવી તેનો પરિચય આપીએ છીએ. જે વ્યક્તિનો પરિચય આપવાનો અમારાથી પ્રમાદ થયો હતો તે વ્યક્તિનું નિવાસસ્થાન આનંદપૂર હતું, તેના પિતાનું નામ કેદારરાય અને તેનું પોતાનું નામ હરિકિંકર હતું. એ હરિકિંકરનો તો અમે આગળપર અમુક ઉલ્લેખ કરી આવ્યા છીએ, પણ તેની પત્ની રાધાના સંબંધમાં કશું પણ જણાવ્યું નથી.

રાધામતિ એક અઢાર વર્ષની સુંદરી યુવતી હતી. તેનામાં શાંતિ, નમ્રતા અને પતિભક્તિનો સંપૂર્ણતાથી નિવાસ થયો હતો. તેની બુદ્ધિનો વિકાસ થયાં પહેલાંજ એટલે કે, તદ્દન બાલાવસ્થામાંજ રાધામતિનાં લગ્ન થયાં હતાં. પતિને ત્યાં આવ્યા પછી કેટલાંક નાટક અને નૉવેલ સિવાય તેણે બીજા કોઇ પણ ગહન વિષયના પુસ્તકનું વાંચન કર્યું નહોતું. રાધામતિ સંગીત જાણતી હતી, પરંતુ ગાઇ શકતી નહતી. એકાદશી-શિવરાત્રિ આદિ પવિત્ર દિવસોમાં તે ઉપવાસ કરતી તથા પંચમીવ્રત, અષ્ટમીવ્રતનું પાલન કરતી. કવચિત્ કવચિત્ સ્વામીની સાથે બેસી સોગઠાં બાજી અથવા શેતરંજની રમત પણ ખેલતી. સ્વામી જે વસ્તુને પસંદ કરતો, તેનો સંગ્રહ કરી ઘરમાં લાવી હાજર કરતો. કિંકર તંબાકૂ પીતો, રાધામતિ પોતાના હાથથી ચલમ ભરી, નવું પાણી રેડી, તંબાકૂ બદલાવી હુકો તૈયાર કરી આપતી. વૈશાખ માસના તાપના દિવસોમાં પાસેના બગીચામાંથી જાઇ અને જૂઇ આદિનાં સુગંધિત ફૂલો તોડી લાવી, તેની નાની મોટી માળાઓ બનાવી, સ્વામીની સેવામાં રજૂ કરતી. કેટલીક વાર કિંકરના ગળામાં માળા પહેરાવ્યા પછી તે દેવતાની પેઠે તેને પગે લાગતી, પૂજા કરતી. રાધામતિ પોતાના સ્વામી સિવાય બીજી કોઇ પણ બાબતમાં ધ્યાન આપતી નહિ. સ્વામીસેવા એજ સાચું સ્વર્ગ છે, એવો રાધાને દૃઢ વિશ્વાસ હતો. સ્વામીને પ્રસન્ન રાખવા સિવાય તેના બીજી કશી પણ ઇચ્છા નહતી-સ્વામી સિવાય તેના જીવનનો અન્ય એક પણ હેતુ નહોતો.

એક દિવસ સંધ્યા પહેલાં થોડીવારે રાધામતી પોતાના ઓરડામાં બાળ હોળતી બેઠી હતી. વાળ હોળી રહ્યા પછી પક્ષ વિસ્તારી ઉડતા વિહગતુલ્ય ભ્રૂયુગલના મધ્યમાં કંકુનો ચાંલ્લો કર્યો. વિશાળ નયનના નીલ તારા તળે સુરમાનું અંજન કર્યું તથા કાળા કાળા કોમળ કેશ કલાપના મધ્ય ભાગમાં પાડેલી સેંથામાં સિન્દૂરની સૂક્ષ્મ રેખાને યત્નપૂર્વક સ્થાપિત કરી. ત્યાર પછી આયનામાં પોતાનું મુખ જોઇને તેણે એક પ્રકારનું મૃદુ મંદ હાસ્ય કર્યું. તાંબુલના રંગથી અધર અથવા હોઠને રંગીને, કંઠ તથા કેશમાં અલંકાર ધારણ કરીને તેણે પુનઃ એક મોટા ચળકતા આયનામાં પોતાના મુખનું અવલોકન કર્યું. તેણે પોતાના મનમાં ને મનમાંજ વિચાર્યું કે;-"આટલો બધો પરિશ્રમ કરવા છતાં પણ તેમના સમાન સુંદર થઇ શકી નહિં! તેઓ સુંદરતાના અવતાર છે અને મારામાં સુંદ-

રતાનો અંશ પણ નથી. તેઓ તેજોમય રવિ છે અને હું એક ક્ષીણ અને તેજહીના તારિકા છું." તેમની અને મારી તુલના થવી અતિ કઠિન છે, અતિ અસંભવિત છે."

એવામાં અચાનક આયનામાં સ્વામીના મુખનો પડછાયો પડયો. રાધામતિએ ચમકીને પાછું વાળી જોયું. જોતાં જણાયું કે, પોતાની પાછળ ઉભેલો હરિકિંકર મંદમંદ હસી રહ્યો છે. લજ્જાથી સંકુચિત થઇ રાધામતિએ પુનઃ દર્પણ ભણી દૃષ્ટિ કરી. તેને તે દર્પણમાં પણ તે મંદમંદ હાસ્ય અને મીઠી મીઠી પ્રેમસૌરભ દૃષ્ટિગોચર થઇ. આથી રાધાએ આયના તરફથી પોતાનું મુખ ફેરવી લીધું અને તરતજ તે ઘુમટો તાણી એક બાજૂપર બેસી ગઇ. હરિકિંકર પાસે આવી ધીમે ધીમે બોલ્યો;–"રાધા, હૃદયની રાણી રાધા, તું આવી સુંદર છે, એ હું અત્યાર સૂધી જાણી શકયો નહોતો ! તારા લલાટમાં ઇન્દુનું તેજ આવી વસ્યું છે, નયનમાં નક્ષત્રની ગતિનો સમાવેશ થયો છે, અધરમાં સુધાનું મિશ્રણ વ્યાપેલું છે અને સમસ્ત શરીરમાં રૂપનો અનલ છૂપાયો છે, એની મને અદ્યાપિ કલ્પના પણ નહતી. ખરેખર તું માનિની નહિ પણ મોહિની છે.

રતિના રૂપને ધારી ખરે, તું આંહી આવી છે;
હૃદય દિલદારનું હરવા, ખરે તું આંહી આવી છે.
મધુંરૂં તું રૂડું બુલબુલ, મધુરી મૂર્ત્તિ તારી છે,
ખરે માશુક ! તને જોતાં હૃદયમાં હાય મારી છે !
કર્યો બેજાન પ્યારી તેં, નયનનાં બાણ મારીને;
પ્રણયપૂજા કરૂં તારી હૃદયની ભૂલ હારીને !"

પરંતુ રાધામતિ કાંઇ પણ બોલ્યા વિના, માત્ર મસ્તક પરના ઘુમટાને દૂર કરી સ્વામી તરફ ટગર ટગર જોતી બેસી રહી. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ.

રાધામતિએ આંખો મીંચી અને પુનઃ પાછી ધીમે ધીમે ઉઘાડી. આ સમયે બારીમાંથી પડતા પ્રકાશ દ્વારા તેને આકાશ દેખાવા માંડયું. રાધા આકાશ ભણી જોઇ રહી. એક, બે, ત્રણ, ચાર અને એજ પ્રમાણે બીજાં કેટલાંક પક્ષીઓ ઉડતાં જણાયાં, રાધા તેને જોવા લાગી, એકાગ્રચિત્તથી જાણે તેની ગણતરી કરવા લાગી.

કિંકરે તેને બોલાવીઃ–" રાધા !"

રાધામતિએ આંખો નમાવી સ્વામી તરફ જોયું. કિંકર બોલ્યોઃ– " શા વિચારમાં પડી ગઇ છે, રાધા ?"

રાધા બોલીઃ–"તમે જ કહોને કે હું શા વિચારમાં પડી હોઇશ વારૂ ?"

કિંકરે કહ્યું:–"હું જાણુતો નથી–તું પોતેજ કહે."

રાધાઃ–"આજે મને બોલાવવાનો આટલો બધો આગ્રહ કેમ કરી રહ્યા છો ?"

કિંકરઃ–"એનું કારણુ અતિ ગહન છે."

રાધાઃ–"ત્યારે શું હું એ કારણુને જાણુવાની અધિકારિણી થઇ શકું તેમ નથી જ !"

કિંકરઃ–"છે, અવશ્ય છે !"

રાધાઃ–"તો પછી શામાટે મને તે નથી જણાવતા ?"

કિંકરઃ–"પ્રાણાધિકે ! તારાથી મારા હૃદયની કોઇ પણુ વાર્ત્તા ગુપ્ત રાખવાની કશી અગત્ય નથી. હું તને અત્યારે બોલાવવાનો આગ્રહ કરી રહ્યો છું. એનું ખરૂં કારણુ માત્ર એજ છે કે, આજે મને તેં તારામાં એટલો બધો મોહિત બનાવી દીધો છે કે, તારી શબ્દસુધાનું હું સદોદિત પાન જ કર્યા કરૂં, એવી મને ઇચ્છા થઇ આવી છે. રાધામતિ ! તું જેવી સુંદર છે, તેવીજ તારી વાણી પણુ મધુર અને મિષ્ટ છે, માટે તારા આ કોમળ કંઠમાંથી એકવાર મૃદુ ગાયન ગાઇ સંભળાવ."

પ્રથમ તો રાધામતિ ગાયન ગાવામાં અસમ્મત થઇ, પરંતુ સ્વામીના અત્યાગ્રહથી તેને લાચારીથી એક ગાયન ગાવું પડયું. રાધામતિ સંગીતકળામાં અતિ પ્રવીણુ હતી, તેથી તેનું ગાયન પણુ તેવું જ મધુર અને કર્ણુપ્રિય હતું. તેણે જે ગાયન ગાયું હતું, તે આ પ્રમાણેનું હતું:—

"આ વેરાન વિશે આ વેળશો
મીઠો ટુહુટૂહુકાર ?
તપી સૂકી વનભૂમિ બધી, મહિં એક લીલું કલ્પજાગાર;
ઊંડી બેઠી મહિં એકલી પેલી કોયલ અમૃતની ધાર;
રેડેરેલી મીઠો ટૂહુકાર.
રેલાઇ રેલ અમીતણી એ ફેલી વેરાન મોઝાર;
તપ્ત શિલા તૃણુ શૈલનાં બન્યાં શીતળ જોતાં વાર.
આ શો મીઠો ટુહુટૂહુકાર ?
અવિરત અમૃતની ધાર આ મ્હેં પીધી અણુમણુવાર;
ધરાઇ જઇ એહ રેલથી જડ હૃદય બન્યું શું આ વાર ?
પીએ ન મીઠો ટુહુટૂહુકાર ?

દિવ્ય ગાન તુજ કોકિલા ઓ ! સંતૃપ્તિ કેમ તે ઠાર ?
સંતૃપ્તિ લૌકિક વસ્તુમાં, અને નિશ્ચે અલૌકિક સાર.
તારો દિવ્ય કુહુટૂહુકાર.

ગાયન ગાયા પછી રાધા પુનઃ ઊંડા વિચારમાં પડી ગઇ. હૃદયમાં વ્યાપેલો આનંદ અકસ્માત્ સૂકાઇ ગયો. તેની-આવી સ્થિતિ જોઇ કિંકર બોલ્યો:-"કેમ રાધા ! આજે આવું અનુપમ રૂપ ધારણ કર્યું છે, એથી જ આમ મોંઘી થતી હઇશ ખરૂંને વારૂ ? પ્રપંચવિદ્યાનો વિસ્તાર કરી પતિને પણ પ્રપંચના જાળમાં સપડાવવાની તારી જે ઇચ્છા છે, એ ઇચ્છાને હું બહુ સારી રીતે જાણી ગયો છું. પણ એ પ્રપંચમાં તું ફાવવાની નથી અને તને મારો પ્રેમ મળવાનો પણ નથી."

આ સાંભળીને રાધાનાં ઉભય નયન નાચી ઊઠયાં. હોઠપર ધીમું હાસ્ય આવી ગયું. રાધામતિ છેવટે શર્માતી શર્માતી બોલી:-"તે મારાથી કહી શકાશે નહિ."

કિંકર બોલ્યો:-"ત્યારે હવે હું જાઉં છું."

રાધામતિએ કહ્યું:-"ના, નહિ જવા દઉં. બેસો, કહું છું."

રાધાએ, પતિનો હાથ પકડી પોતાની પાસે ખેંચી લીધો અને બળાત્કારે બેસાડયો. પુનઃ સહજ હાસ્ય હોઠપર ઝળકી આવ્યું, પુનઃ બન્ને આંખો શર્માઇ ગઇ. તેણે કહ્યું:-"હું એજ વિચારતી હતી કે, આ તમારૂં—" તેનાથી વધારે બોલી શકાયું નહિ.

કિંકરે ફરીવાર કહ્યું:-"જો તું એ વાતને પૂરી નહિ કરે તો, હું હમણાંજ ચાલ્યો જઇશ."

રાધા:-"ના, ના. કહું છું. આ-આ તમે કેવા સુંદર છો !"

કિંકર આદર અને પ્રેમની સાથે રાધાની ચિબુક ઊંચકાવીને બોલ્યો:-"અને તું, રાધા ?"

તે વાતનો જવાબ વાળ્યા વિનાજ રાધા બોલી:-"તેમજ એમ પણ વિચારતી હતી કે-"

કિંકર:-"શું કહે."

રાધા:-"જો તમે સુંદર ન હોતાં કુત્સિત હોત તો."

કિંકર:—"તો તેથી શું થાત, વારૂ રાધા ?"

રાધા:—"તો હું તમને અત્યારે જેટલા ચાહું છું તેનાથી વધારે ચાહત અને તમારી પ્રતિમાનું નિરંતર પ્રભુની પેઠે જ ધ્યાન ધર્યા કરત."

કિંકરઃ—“ એમ કેમ વારૂ ? ”

રાધાઃ—“ હું તે બરાબર જાણુતી નથી. પણુ મને એટલું તો અવસ્ય સમજાય છે કે, જો તમે કુત્સિત હોત તો મારા સિવાય બીજી કોઇ પણુ પ્રમદા તમને ચાહત નહિ. મારા પ્રેમનો ભાગ પડાવવાને કોઇ પણુ શક્તિમાન થઇ શકત નહિ. તમારી આ સુંદરતાના યોગે મારા પ્રેમને લૂટી લેનાર અનેક અનુપમા અબળાઓ તૈયાર થઇ હોય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. ”

કિંકરઃ—“ રાધા, તું શું કહેવા માગે છે, તે મારાથી બરાબર સમજી શકાતું નથી, માટે સ્પષ્ટ કરી સમજાવ. ”

રાધાઃ—“ જગત તમને સુંદર જૂએ, અથવા તો તમે જગતને સુંદર જૂઓ, એ મારાથી સહી શકાય તેમ નથી. હું તમને મારા પ્રેમાગારમાં જ પૂરી રાખવા માગું છું. ”

કિંકરઃ—“ એટલે શું ? ”

રાધાઃ—“ એટલે એજ કેઃ-

“ દિલ વિના દિલનું દર્દ કહો ક્યાં કહીએ ?
અમૃત ઘટ મૂકી ઝેર પીવા ક્યાં જઇએ ?
દિલદાર વિના દિલદારી કહો કયાં દઇએ ?
હીરો આપી કયમ કાચની કિમ્મત લઇએ ?
પ્રીતિરૂપી કંચનને તાતે તાપે તાવીએ જો,
સુખરૂપી ચંદનને ભઠ્ઠીમાંયે બાળીએ તો,
કંચન તે કંચન ને ચંદન તે ચંદન તો;
કસ્તૂરી કદાપિ નહિ કાંદો લસણુ તો-
પારસમણિ મુકી કંકર કયમ કર લઇએ ? ”

કિંકરઃ—“ હા રાધા, હું તારા કથનના આશયને બહુ સારી રીતે સમજી શકયો છું. પણ તું મારામાં દૃઢ વિશ્વાસ રાખજે કે, હું તારા વિના અન્ય કોઇ પણુ પ્રમદાને તારા પ્રેમનો અધિકાર કદાપિ સુપ્રત કરીશ નહિ. તારા ભાગ્યમાં લખાયલા ભરથારને તું પાપના માર્ગમાં પ્રવેશ કરતો કદાપિ જોઇ શકીશ નહિ. કારણુ કે, મને દુનિયાના ઘણા અનુભવો મળી ચૂકયા છે. ઠેકઠેકાણે હું ઠોકરો ખાઇ ચૂકયો છું, તેથી હવે મારૂં હૃદય વજ્રનું બની ગયું છે. તેમજ હું સારી રીતે જાણું છું કેઃ-”

“ જેહી પુરુષકો પર પ્રમદાસેં પ્રેમ લગ્યો;
પરપુરુષસેં નેહ લગ્યો જેહી નારીકો;
નરક નિવારી ત્રાસદાસક તેહિકો હોત;
જગતમેં જશ ન રહત નારી કારી કો;

ધિ:ક અવતાર તાકો હોત ધરની તલમેં;
જીનહી લજાયો કુલ તાત માહાતારીકો;
પ્રબીન નહિં સો પુનિ નહિં રસ સાગર જો:
ચુલ્લીમેં પર્યો ચતુરપ તો વ્યભિચારીકો—"

રાધા ! પરસ્ત્રીલંપટ પુરુષ કદાપિ સુખી થઇ શકતો નથી. એવા નરકના કીડાઓ નરકમાં જ મરે છે. વ્યભિચારીનું આયુષ્ય ઉપાધિમાં ને ઉપાધિમાં જ બળીને ભસ્મીભૂત થઇ જાય છે. માટે મારી મનોહારિણી રાધા ! તું મારા માટે એવો સંદેહ લાવતીજ નહિ. જો પિતાની દૃષ્ટિ દુહિતા પર પડે, તોજ મારૂં મન પરસ્ત્રીમાં આસક્ત થાય, એમ તું ખાત્રીપૂર્વક માની લેજે."

રાધાએ કહ્યું:-" તમારી એ બધી વાતોને હું કબુલ રાખું છું. પણ અત્યારે તમારૂં આ મનોમોહક રૂપ, ફક્ત મનેજ નહિ, પરંતુ પ્રત્યેક પ્રમદાને ભૂલાવી દે તેવું છે. પ્રત્યેક રમણીની નજર આગળ તમે અત્યારે અતિ સુંદર દેખાઓ છો. પ્રત્યેક રમણીના કંઠમાંથી અત્યારે તમારા રૂપની પ્રશંસા સંભળાઇ રહી છે. આવા સંજોગોમાં કદાચ ન કરે નારાયણને તમારા મન પર કોઈ માયાવિની માનિની પોતાના પ્રેમનો અધિકાર સ્થાપી દે તો તેમાં આશ્ચર્ય પણ શું હોઇ શકે વારૂ ?"

કિંકરે જવાબ આપ્યો:—" પરંતુ જો કોઇ મારી પાસે મારા રૂપની પ્રશંસા કરે છે, તો મારૂં હૃદય આનંદથી ઉછળી ઊઠે છે. મને અત્યંત ગૌરવાન્વિત થવાનો પ્રસંગ મળે છે."

રાધાએ એક વિલક્ષણ પ્રશ્ન ઉપસ્થિત કર્યો:—" પુરુષના મુખથી મારા રૂપની વ્યાખ્યા સાંભળવાથી શું તમને આનંદ થાય છે? તેને તમે તમારૂં ગૌરવ માનો છો ?"

કિંકર:—" એમ કદાપિ બની શકતું હશે ખરૂં કે ?"

રાધા:—" ત્યારે તમે મને ચાહતાજ નથી."

કિંકર:—" શું હું નથી ચાહતો ?"

આ સમયે એક પરિચારિકાએ આવીને ખબર આપી:- " ભાઇ સાહેબ! આપને પિતાશ્રી બોલાવે છે. તેઓ ઘણી વાર થયાં આપની વાટ જોતા બેઠા છે."

દાસી ચાલી ગઇ. હરિકિંકર પણ ઊઠીને ઊભો થયો. જતી વેળાયે તે કહેતો ગયો કે:—"કોનો કેટલો પ્યાર છે અને કોની કેવી ચાહના છે, તે એક દિવસ સમજી શકાશે, રાધા !"

---

## નવમ પરિચ્છેદ

## પુરુષ કે પિશાચ?

कृते प्रत्युपकारो यो वणिग्धर्मो न साधुता,
तत्रापि ये न कुर्वन्ति पाशवस्ते न मानुषाः
× × × ×
મંદિર—મસીદને, ચાહ તો, ઇન્સાન! તોડજે;
પણ આદમીનું દિલ નહીં, નાદાન! તોડજે;
× × × ×

હરિકિંકર ઊઠીને બેઠકખાનામાં પોતાના પિતા પાસે આવ્યો. એ જોઇને પિતા બોલ્યો:—"કિંકર, હવે તું વયમાં આવ્યો છે. માટે તારી મિલ્કતને તું સંભાળી લે. હું તો હવે આ અસાર સંસારની માયાથી છેક કંટાળી ગયો છું. આ દુનિયા પ્રપંચનો બાઝાર છે અને એ પ્રપંચમાં પ્રત્યેક મનુષ્ય સપડાઇ જાય છે, પણ મારી ઇચ્છા એ પ્રપંચમાં પડવાની નથી. હવે તું ઘરબાર સંભાળી શકે તેવી સ્થિતિમાં આવી ગયો છે, માટે મને વૃંદાવનમાં શ્રી ગોપીવલ્લભનાં દર્શનાર્થ જવા દે. મારી ઉમ્મર પાકી ગઇ છે, એટલે હવે વધારે વાર દુનિયામાં રહેવું મને ઉચિત લાગતું નથી. રાધેકૃષ્ણ! રાધેકૃષ્ણ! કુંજવિહારી, ગોવર્ધનધારી, કંસારિ મુરારિ! ધન્ય ધન્ય લીલા તારી! રાધાશ્યામ. હરિ બોલો! ભાઇ હરિ બોલો! જમાનો બદલાઇ ગયો છે!"

ગયાં દશ વર્ષ થયાં કેદારરાય વૃંદાવન જવા માટે આતુર થઇ રહ્યો હતો, આજે જવું કાલે જવું એવા નિશ્ચયપર પણ આવી ગયો હતો, પરંતુ જવાનો કોઇ પણ સંજોગ મળી શક્યો નહોતો. મુકર્દમામાં હાર ખાવાથી અથવા પત્ની પાસે લાંચ્છિત થવાથી, કિંવા ગમે તે કારણથી તેના મનમાં સંતાપ થતો, ત્યારે તે વૃંદાવન જવાના વિચારો કર્યા કરતો. ખરી રીતે આમ કરવામાં પણ તેની એક જાતની લુચ્ચાઇ જ હતી. તે પોતાના દેણદારોને વારંવાર કહ્યા કરતો કે, હવે હું વૃંદાવન જવા ઇચ્છું છું, માટે મારો હિસાબ ચોકખો કરી લેણાં નીકળતાં નાણાં સત્વર પાછાં આપી જાઓ. કિંકર પણ તેની એ વાર્ત્તાને બહુ સારી રીતે જાણી ગયો હતો. તે

ઉપરાંત કિંકરના મનમાં એમ પણ જણાઇ આવ્યું હતું કે, ગમે તે કારણવશાત્ પિતાના મનમાં કાંઇક ચિંતા થઇ આવી છે અને એટલા માટેજ તેઓ ઘરબાર છોડી વૃંદાવન જવાના નિશ્ચય પર આવી ચૂકયા છે. તે કેટલીક વાર સુધી કાંઇક વિચાર કરી બોલ્યોઃ—"કેમ પિતાજી ! આપને અહીં એવું તે શું દુઃખ ભોગવવું પડે છે કે, આપ આ બધી માલમિલકતને રેઢી મૂકી વૃંદાવન જવાના વિચાર પર આવી ગયા છો ? આપના જવા પછી અમારી શી દશા થશે ? અમને કોણ સંભાળશે ?"

કેદારરાયે કહ્યુંઃ—"બીજું તો શું થવાનું હતું ? તું મૂર્ખ છે. હજી તને આ દુનિયાનો કશો પણ અનુભવ મળ્યો હોય એમ લાગતું નથી. તારી માતા પણ પૂરી બેવકૂફ છે. મારી તબીયત કેમ સાચવવી, એનું તો તેને બિલ્કુલ ભાનજ નથી. હવે તો હું તમારા બન્ને મા દીકરાથી છેક કંટાળી ગયો છું. તમને જોતાંજ મને આ સંસાર ઝેર જેવો લાગે છે. હું ધારૂં છું કે, તમે બન્ને મારા સોનાના સંસારને ધૂળ કરવા માટેજ મારા ઘરમાં આવ્યાં છો, નહિ તો મારા ઘરમાં કદાપિ આવો અનર્થ જાગે ખરો કે ? નુકસાની પર નુકસાની ભોગવવી પડે ખરી કે ?"

કિંકરે નમ્રતાનો આડંબર કરી ધીમા અવાજથી કહ્યુંઃ—"પણ પિતાજી મારાથી એવો તે શો જબરદસ્ત ગુન્હો થઇ ગયો છે કે આપ મારાપર આટલા બધા તપી જાઓ છો. જો તમને મારી કોઇ પણ ભૂલ જણાતી હોય તો જલ્દી જણાવી દો, એટલે હું તેને સુધારવાની બનતી કોશિશ કરૂં."

કેદારરાય ગંભીરતાથી કહેવા લાગ્યોઃ—"ત્યારે સાંભળ. તું નિર્મળને માટે મારી પાસે જે કાંઇ સિફારસ કરતો હતો તે બધી તદ્દન ખોટીજ હતી. કારણ કે, નિર્મળ એક બદમાશ અને સોનેરી ટોળીનો માણસ છે. તેને માટે તારા જે ઉચ્ચ વિચારો છે તે બધા નકામાજ છે. તું તેને જેવો નમ્ર અને શાન્ત ધારતો હતો, તેવો તે નથી. તું એટલું તો અવશ્ય જાણેજ છે કે, આપણી વારસાની મિલ્કત વ્હેંચતી વખતે કાલીનાથની સાથે આપણે ભારી તકરાર ઊઠી હતી અને તેમાં આપણને કેટલુંક નુકસાન પણ વેઠવું પડયું હતું. કાલીનાથ આપણો ભાગીદાર હોવાથી આપણે લાચાર થઇને અર્ધોઅર્ધ મિલ્કત તથા જમીનદારી વ્હેંચી આપવી પડી હતી. આપણી મિલ્કતનો મોટો ભાગ કાલીનાથજ પડાવી ગયો હતો.

પણ હવે એ મિલ્કત તથા જમીનદારીને આપણે આપણા કબ્જામાં લઇ લેવી જોઇએ. ગમે તેવાં કાળાં ધોળાં કરીને પણ એ દાવને હાથમાંથી છટકવા ન દેતાં એ મિલ્કતના માલિક થવું જોઇએ. જો કે અત્યાર સુધી એને મેળવવા ી હું ઘણી ઘણી કોશિશો કરી ચૂકયો છું, પણ મારી એક પણ કોશિશ ફતેહમંદ નિવડી નથી, મારા એક પણ દાવમાં હું ફાવી શકયો નથી. આનું કારણ શું છે, એનો વિચાર કરતાં પરિણામે મને એમજ જણાયું છે કે, એ બધાં કાવત્રાંમાં મુખ્ય ભાગ ભજવનાર નિર્મળકુમારજ છે. નિર્મળના કાવાદાવાથી જ આપણી કરી કારવેલી બધી મહેનત ધૂળમાં મળી છે. પણ હું નથી સમજી શકતો કે નિર્મળ એમાં શા માટે આડો આવે છે ? કેમ કિંકર ! હું કાલીનાથની મિલ્કતને હજમ કરવાની જે ઇચ્છા ધરાવું છું, એમાં તારી શી સલાહ છે ? મને ખાત્રી છે કે તું પણ અવશ્ય મારા મતને મળતોજ થશે. નિર્મળ આપણા કામમાં જે જે વિઘ્નો નાખે છે, એથી એના હાથમાં શું આવવાનું છે ? કાંઇ એના બાપની મિલ્કત તો લૂટાઇ જતી નથી, તો પછી તેને આમ આંખે થવાની શી જરૂર છે ? ”

હરિકિંકરે વચ્ચમાંજ એક નવો સવાલ રજૂ કરી કહ્યું:— “ કેમ બાપૂ, નિર્મળકુમારે આપણને શું નુકસાન કર્યું છે ? આપણા કયા કામમાં શું વિઘ્ન નાખ્યું છે વારૂ ? ”

કેદારરાયે જવાબમાં જણાવ્યું:— “ નિર્મળે આપણું સત્યાનાશ વાળ્યું છે. તેના જેવા કારસ્થાની પુરુષ મેં હજી સુધી મારી જીંદગીમાં પણ જોયો નથી. તે મૂર્ખાએ આપણી આશાના ઝાડને જડમૂળથી ઉખેડી નાખ્યું છે. મેં જે જે મનસૂબા કરી રાખ્યા છે, તેને ધીમે ધીમે તે છેદી નાખવા માંડયો છે. હજી ગઇ કાલેજ એક મહાલ અથવા પરગણાંના લોકોને ભરમાવીને પોતાના પક્ષમાં લઇ લીધા છે તથા તે મહાલની માલિકી કાલીનાથના પુત્ર હેમેન્દ્રના નામપર ચડાવી દીધી છે. મારી ઇચ્છા એ પરગણાંને મારા કબ્જામાં લેવાની હતી, તે ઇચ્છાને નિર્મળે નષ્ટ કરી છે. જો વધારે વાર આવું ને આવુંજ ચાલ્યા કરશે તો આપણે કોઇ દિવસ પણ ફાવી શકવાના નથી. ”

હરિકિંકર બોલ્યો:—એ તો બહુ ભૂડું થયું. આપણી તમામ મુરાદો બરબાદ થવાની અણીપર આવી ગઇ. પણ હવે એનો કાંઇ પણ ઇલાજ. ? ”

કેદારરાયે જવાબ આપ્યો:—"ઇલાજ પછીથી થઇ રહેશે, અત્યારે તો તું એક કામ કર."

કિંકરઃ—"કયું કામ કરવાનું કહો છો પિતાજી ?"

કેદારરાયે કપટની બાજીનો વિસ્તાર કરતાં કહ્યુંઃ—"પ્રથમ તો તું હેમેન્દ્રની સાથે ખૂબ દોસ્તી કર. રોજ આવજાવ કરવાથી ધીમે ધીમે તેની સાથે તારાથી સારો સંબંધ બાંધી શકાશે. જ્યારે તું તેના ઘરની બધી બાતમી મેળવી લઇશ અને એ પરગણાના સંબંધમાં બધી બીના જાણી શકીશ, ત્યારે આપણે અદાલતમાં જઇ જજને એક અરજી કરી હેમેન્દ્રને નાલાયક ઠરાવવાની કોશિશ કરીશું. જો કદાચ જરૂર જેવું જણાશે તો પાંચ પચીસની લાંચ આપીને પણ એને તો એકવાર પૂરો ખુવાર મેળવીશું. દગાબાજી સિવાય બીજો કશો ઇલાજ જ નથી."

કિંકરે પૂછ્યુંઃ—"પણ હજી તેની માતા જીવતી બેઠી છે, એ દરમ્યાન તમે એને શી રીતે નાવારસ ઠરાવી શકશો ? હું ધારૂં છું કે, એમ કરવામાં ઘણી ઘણી મુસ્કેલીઓ વેઠવી પડશે."

કેદારે જવાબ આપ્યો:—"માતાને દીવાની અથવા ગાંડી ઠરાવીને એફિડેવિટ કરીશું."

કિંકરે કહ્યુંઃ—"પણ એમ કરવામાં કદાચ નિર્મળબાબૂ આડો આવે તો કાંઇ શંકા જેવું નથી."

કેદાર બોલ્યો:—"તેની સાથે આપણે એવો સંબંધ બતાવીશું તથા એટલી બધી એકતા દેખાડશું કે, જેને લીધે તેને આપણી દગાબાજીનો સ્વપ્નમાં પણ ખ્યાલ આવી શકશે નહિ. કંઠે હળાહળ અને મુખમાં અમૃત રાખ્યા સિવાય કોઇ પણ કામમાં ફતેહ મેળવી શકાતી નથી. કિંકર ! આમાં સારાસારનો અથવા ધર્માધર્મનો કશોય વિચાર કરવાનો નથી. બેધારી તલ્વાર થયા વિના દુશ્મનનું ગળું રેંસી શકાતું નથી. ઉપરથી મિત્રતા બતાવવી અને અંદરથી કપટની કાતિલ કટારી ચલાવવી એજ વીસમી સદીના સુખનું એક મુખ્ય સાધન છે. દગાબાજીથી જ દુશ્મનની બરબાદી કરી શકાય છે. જર, જોરૂ અને જમીન એ ત્રણેને મેળવવાનું મુખ્ય સાધન દગો, પ્રપંચ, ખૂન કે અત્યાચારજ ગણાય છે. જો એને મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્ય દયા, ધર્મ કે નીતિનો વિચાર કરે છે, તો તે કદાપિ ફાવી શકતો નથી. કારસ્થાન વિના લક્ષ્મી નથી અને લક્ષ્મી વિનાનું જીવન પણ ખરૂં જીવન નથી."

કિંકરે પોતાના પાંડિત્યનો પરિચય કરાવતાં કહ્યું:—"પણ પિતાજી, આપ પોતેજ એક પુરુષને એકવાર કહેતા હતા, કે અધર્મથી મેળવેલો પૈસો ટકતો નથી, પણ ઉલટો માણસને દુઃખમાં જ નાખે છે. તેમજ થોડા દિવસ પહેલાં ભરાયલી સભામાં આપે આપના ભાષણમાં જણાવ્યું હતું કે:—

शाठ्येन् मित्रं कपटेन धर्मं,
परोपतापेन समृद्धि भावम् ।
सुखेन विद्यां पुरुषेण नारी,
वाञ्छन्ति ये व्यक्तम पण्डितास्ते ॥

એનાથી આજે આપ આમ ઉલટો ઉપદેશ આપો છો, એનું કારણ શું છે વારુ?"

કેદારરાયે જવાબ આપ્યો:—"એ બધાં પોથીમાંનાં રીંગણાં. આજકાલનો જમાનોજ એવો છે કે, જો તેવો ડોળ ન બતાવીએ તો દુનિયામાં રહી શકાય નહિ. 'મુખમાં રામ બગલમાં છૂરી' રાખ્યા વિના આ ડોલતી દુનિયાને વશ કરી શકાતી નથી. હું તને ખાસ કહી રાખું છું કે, મારા ઉપદેશમાંના કોઇ પણ ધર્મવાળા વિભાગને તારે કદાપિ ગ્રહણ કરવાની તકલીફ લેવીજ નહિ. તેમજ નીતિ કે ધર્મના નામનું મારી પાસે ઉચ્ચારણ પણ ન કરવું. નીતિ શબ્દનો મેં મારા કોષમાંથી બહિષ્કાર કર્યો છે. પોતાના સુખને માટે કોઇનું ગળું કાપવું, એમાં હું કશું પણ પાપ માનતોજ નથી. સુખનો રસ્તો સાફ રાખવા માટે, કદાચ કોઇની થાપણ ઓળવવી એટલે કે અનામત રકમને હજમ કરવી, વિશ્વાસપર મૂકેલી ડિપોઝીટ મિલ્કતમાંથી સાચા ખોટા હિસાબો કરી તેમાંથી બસો પાંચસો મારી ખાવા, મિત્રોનાં લીધેલાં નાણાંને પાછાં ન વાળવાં, હાથ તળે દબાયલા માણસોની મિલ્કતને ઉડાવી ખાવી, કોઇને ઉંધુંચતું સમજાવી પાંચપચીસનો માલ પડાવવો આદિ બધા ધંધાઓ કરવાની જરૂર પડે તો તેમ કરવામાં પણ પાછી પાની કરવી નહિ."

પિતાની સલાહ પ્રમાણે હરિકિંકર કાલીનાથના ઘરભણી ગયો. તેમનાં બન્નેનાં ઘર છેક નજીકમાં જ હતાં. વચ્ચમાં ફકત એક દીવાલ જ આડી પડતી હતી. કાલીનાથ અને કેદારરાય બન્નેની જાતિ એકજ હતી, તેમજ તેમનો ઉભયનો પિતામહ પણ એકજ હતો એટલે તેઓ બન્ને ભાઇજ હતા. કાલીનાથનું મકાન જીર્ણ અને પડી ભાંગ-

વાની અણીપર આવેલું હતું અને કેદારરાયનું મકાન મરામત કરાવવાથી તથા સાફસુફ રહેવાથી નવા જેવું જ જણાતું હતું.

ડોસીને બોલાવતો બોલાવતો કિંકર અંદર આવી પહોંચ્યો. તેણે જોયું કે ડોસી, સોહાગના વાળ હોળી રહી છે અને હેમ પાસે બેસી 'શિશુશિક્ષા' નામક એક પુસ્તક વાંચી રહ્યો છે અને વચ્ચે વચ્ચે પુસ્તકમાં આવતા કઠિન શબ્દોના અર્થ પૂછી બ્હેનની સાથે વાતચીત પણ કરી રહ્યો છે."

કિંકર જરા શર્માળ અને મુખચોર હતો. નવા માણસની સાથે વાતચીત કરતાં અથવા આનંદાલાપ કરતાં તેને દુઃખ થતું હતું. પોતાના આપ્તજનો અથવા મિત્રોમાં કિંકરની શર્મ મોટે ભાગે ટકી શકતી નહોતી; અને પત્ની પાસે તો શર્મનો અંશ માત્ર પણ રહેતો નહોતો. પરંતુ કોઇની સાથે તે બરાબર આદિથી અંતસૂધીની કોઇ પણ વાર્તા કહી શકતો નહોતો. તે છેક અભણ અથવા અશિક્ષિત પણ નહોતો. પ્રવેશિકા પરીક્ષામાં નાપાસ થઇ છેવટે તેણે પોતાના પિતા પાસેથી જમીનદારીનું કામ શીખી લીધું હતું. કિંકરની ઉમ્મર પણ તેટલી મોટી નહોતી; ઘણું કરીને તે ચોવીશ વર્ષની અંદર જ હતી. જોવામાં પણ તે સુંદર હતો, ઉજળા શ્યામ રંગ પર ચળકતી સુંદર શોભા તથા અપૂર્વ તેજવાળું મુખ જોતાં તે એક ઘણોજ ખૂબસૂરત તરુણ જણાતો હતો અને તેથીજ રાધામતિ તેને એક પરમ સ્વરૂપવાન પુરુષ ધારતી હતી.

કિંકર દાદીને મળ્યો, હેમને મળ્યો અને ત્યારપછી તેને સોહાગની મુલાકાત લેવાનો પણ પ્રસંગ પણ મળ્યો. તેના આમ તેમ વિખરાયલા ઘટાદાર કાળાવાળો પીઠ, સ્કંધ અને ગાલપર પથરાઇને પૃથ્વીના પડનું ચુંબન કરી રહ્યા હતા. કિંકરે જોયું કે, તે કેશરૂપી કાળાં વાદળામાં ચંદ્રના સમાન ચળકતું એક સુંદર મુખ છૂપાઇ રહ્યું હતું અને તે જાણે અમાવાસ્યાની મધ્યરાત્રે વાદળાંના પ્રતિબિંબ પડતા કોઇ એક સરોવરના હ્રદયમાં કોઇએ ઉજજવલ દીપક પ્રકટાવી રાખ્યો હોયની! જાણે કાળાં વાદળાંના ટુકડાઓએ પૂર્ણિમાના ચંદ્રમાને ઘેરી લીધો હોયની! એવોજ ભાસ કરાવી રહ્યું હતું. આવું સૌંદર્ય કિંકરે કદાપિ જોયું જ નહતું. ગંગાના વક્ષ પર કુન્તલવિસ્તારિણી ભગવતીની પ્રતિમા જોઇ હતી, આકાશનાપટમાં, ઘનઘોર વાદળાંની ગોદમાં વીજળીનું ચળકારાભર્યું રૂપ જોયું હતું, સરોવરના જળમાં નક્ષત્રને દોડતાં જોયાં હતાં, પરંતુ એકી સાથે તેણે આવું

સૌંદર્ય કદાપિ જોયું જ નહતું. કિંકર જોઇ સ્તબ્ધ થયો. કાષ્ટ પ્રતિમાની પેઠે ઉભો રહીને તે મનોહારિણી માનિનીના સૌંદર્યનું અવલોકન કરવા લાગ્યો.

ડોસીએ સોહાગના વાળને છૂટા મૂકી કિંકરને બેસવાનુ આસન આપ્યું. સોહાગ ઊઠી નહિ, લજ્જાના યોગે એમની એમ બેસી રહી. કિંકર ઘણા સમય થયાં આ મકાનમાં આવ્યો નહતો, તેણે ઘણા સમય થતાં સોહાગને જોઇ નહતી. બચપણમાં ધૂળ ખેલતી સોહાગ જ્યારે રમતી ફરતી, ત્યારે તેને કિંકરે જોઇ હતી. પરંતુ તે સમયે તેને એવી કલ્પના પણ આવી નહતી કે, તે કાનનની લતિકા એક દિવસ ફૂલથી ફાલીને અરણ્યને ઉજળું કરી દેશે, સુવાસિત બનાવી દેશે.

કિંકર કાંઇ પણ વધારે વાતચીત કરી શક્યો નહિ. પણ તેણે જે કાંઇ વાતચીત કરી તે ફક્ત હેમ તથા તેની માતાની સાથે જ કરી, સોહાગ સાથે તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. થોડી વાર ત્યાં બેઠા પછી કિંકર પુનઃ પાછો પોતાના ઘરભણી વિદાય થયો.

રાત્રિ કાંઇક વધારે વીતતાં કિંકર પોતાના શયનગૃહમાં સૂવા માટે ગયો. એ જોઇને તેની પત્ની રાધામતિએ પૂછયું—"આજે આટલા બધા મોડા કેમ આવ્યા? અત્યારસૂધી ક્યાં ગયા હતા?

કિંકરે જવાબ આપ્યોઃ—"રમવા ગયો હતો, તેથી જરા મોડું થઇ ગયું છે."

કિંકરે તદ્દન બનાવટી જવાબ જ આપી દીધો. તે સોહાગની ચિન્તામાં નિમગ્ન થઈ તેના સૌંદર્યનો વિચાર કરતો કરતો જ્યોત્સ્નામયી રાત્રે ગંગાના કિનારાપર ફરી રહ્યો હતો. પરંતુ કિંકરે તે વાતને છૂપાવી દઇને તદ્દન બનાવટી વાત કહી સંભળાવી.

કિંકરને વિચારમગ્ન જોઇને તેની પત્નીએ પૂછયુંઃ—"તમે આજે આટલા બધા દિલગીર કેમ જણાઓ છો? તમને શું દુઃખ થયું છે કે, તમે આટલા બધા ચિન્તાતુર બની ગયા છો વારૂ?"

કિંકરે જવાબ આપ્યોઃ—"આજે મારૂં માથું દુઃખે છે."

પુનઃ મિથ્યા કથા કહી સંભળાવી. કિંકર પ્રથમ પોતાની પત્નીની પ્રતારણા કરતો નહોતો; પરંતુ અત્યારે કોઇ પણ જાતના સંકોચ વગર પ્રતિપ્રાણા પત્નીને મિથ્યા વાર્તા કહીને છેતરી લીધી,

ભૂલાવી દીધી. જે મનુષ્ય વિશ્વાસઘાતક છે, તેને અસત્ય અથવા મિથ્યા કથા કહેતાં કદાપિ સંકોચ થાય ખરો કે ? જે મનુષ્યની હત્યા કરે, ખૂન કરે તે પોતાના પગતળે છુંદાઇ જતી એક ક્ષુદ્ર પિપીલીકા અથવા કીડી તરફ લક્ષ આપે ખરો કે ? જેના દ્વારા કરોડો વાર અસત્ય બોલાય તે એકવાર અસત્ય બોલતાં શર્માય ખરો કે ? જેનો નિત્યનો વ્યવસાય માત્ર પાપકર્મ કરવાનોજ હોય, તે એક વખત પાપ કરતાં ડરે ખરો કે ? કદાપિ નહિ. જેના હૃદયમાંથી પાપ અને પુણ્યની તુલનાત્મક શક્તિનો લોપ થયો હોય, તે ગમે તેવાં કાળાં કામ કરતાં પણ ડરતોજ નથી.

છેવટે કિંકરે પિતાની આજ્ઞાને રાધામતિ પાસે વિદિત કરી દીધી. હેમની માતા સાથે આત્મીયતાનો સંબંધ સ્થાપવાનું સત્ય કારણ પોતાની પત્નીને સમજાવી દીધું. પત્નીએ પતિના હૃદયના આશય જાણ્યા અથવા ન જાણ્યા વિનાજ સ્વામીની આજ્ઞાને શિરોમાન્ય કરી લીધી; અને બીજે દિવસે પ્રભાતમાંજ ઉઠીને તે સોહાગને પોતાની સાથે તેડી ગંગાસ્નાન કરવા માટે ગઇ.

ગામના રસ્તાને પોતાના રૂપથી પ્રકાશિત કરતી તે ઉભય અતુલ રૂપધારિણી વનિતાઓ ગંગાસ્નાન કરવા માટે વિદાય થઇ. તે સમયે જ્યોત્સ્નાનો પ્રકાશ છેક મંદ થયો નહતો. ઉષાદેવીનો અરૂણ રંગ સંપૂર્ણપણે ખીલી ઉઠયો નહતો. ઉષાનો આલોક ચંદ્રમાના શરીરપર પડતો હતો. જ્યોત્સ્નાનો મલિન પ્રકાશ ઉષાના લલાટ પર પડતો હતો. પૃથ્વીના અતિ દૂરના પૂર્વ પ્રદેશપર, જાણે પ્રતિ પ્રેમથી પ્રસન્ન થયેલી અને લજ્જાના રંગથી રંગાયલી ઉષારાણી, ગૃહમાંથી બહિષ્કૃત થયેલી અને પતિ તરફથી લાંચ્છિત થયેલી સતી ચંદ્રિકાના મ્લાન મુખ ભણી ગર્વપૂર્વક જોતી મંદમંદ હાસ્ય કરી રહી હતી. તેનું તે ગર્વભર્યું હાસ્ય જોઇને ચંદ્રમા જાણે વિશેષ મલિન થઇને પર્વતના અંતરાલમાં અથવા તો વૃક્ષના ઓથમાં વિષણ્ણ વદનથી છૂપાઇ જવાના ઇરાદાથી એકદમ દોડવા માંડયો હતો. આ સમયે તે બન્ને અતિ સુંદર ભાસતાં હતાં. તેમ છતાં પણ જેનું માન ઘટી ગયું હોય, તેની સુંદરતાને જોવાનું કોણ પસંદ કરે વારૂ ?"

તે રાત્રિ દિવસના સમાગમ સમયે, ઉષા અને જ્યોત્સ્નાના મેળાપ સમયે, શાન્ત, સ્થિર અને નિઃસ્તબ્ધ થયેલી ભગવતી ભાગીરથીના કિનારાપર ઉભેલી એક વ્યક્તિ બીજી વ્યક્તિને ઉદ્દેશીને કહી

રહી હતી કે;–"જો, બ્હેન! ઉષાદેવી ભગવતી વસુંધરાના દર્શનાર્થે આવી ચૂકી છે."

બીજી વ્યક્તિએ કહ્યુ:–"હા બ્હેન, તારૂં કહેવું સત્ય છે, પરંતુ તેના આગમનથી આ જ્યોત્સ્ના શર્માધ્ધને પૃથ્વી પરથી પ્રયાણ કરવાની તૈયારી કરી રહી છે, એનો દેખાવ કેવો મધુર લાગે છે વારૂ?"

પ્રથમ વ્યક્તિએ કહ્યું:–"આપણને તે મધુર ભાસે છે, પણ વસ્તુતઃ જ્યોત્સ્નાદેવીના હૃદયપર તે મધુરતા અસહ્ય આઘાત કરી રહી હોય તેમ જણાય છે."

જ્યોત્સ્ના ઉષાનો હાથ ઝાલીને બોલી:–"જો બ્હેન! હું તને એક વાત કહું તેથી તું મારાપર ગુસ્સે તો નહિ થાય ને?"

"ના. મારે ગુસ્સે થવાનું કશું કારણજ નથી. તમારે જે કાંઇ કહેવું હોય તે ખુશીથી કહી દો."

"તુ આવી સુંદર છે, એ તો હું અત્યારસૂધી જાણતી પણ નહોતી."

ઉષા બોલી:–"ભાભી! એ તો તમારા શરીરનું તેજ મારા મુખપર પડવાથીજ તમને મારામાં આટલી બધી સુંદરતા જોવામાં આવે છે. હું તો એક રૂપહીના રમણી છું પરંતુ તમારા અનુપમ રૂપના યોગેજ તમે મને આવી સુંદર જૂઓ છો. હું સુંદર નથી પણ તમેજ સુંદર છો. કેમ, આજે તમને કાંઇ સુંદરતાનું અભિમાન આવ્યું છે કે, જેથી તમે આમ મારી મશ્કરી કરી રહ્યાં છો?"

---

## દશમ પરિચ્છેદ

---

## પ્રિયતમાનો વિરહ

---

જ્યાં એક વાર હતી કોમળતા રૂપાળી!
જ્યાં પ્રીતિના ઝરણકેરિ સુધા રસાળી!
તેએ હૃદે કઠિનતાજ ફિકાશ રાખે!!
હા! દેવ ધિઃક! તુંહિ અંધ, પ્રપંચ દાખે!

× × × × ×

કોમળ કાંતાકુસુમ મધુર શુભ પરાગ પામી;
જડ થડ વર યોગ્ય શું એ ? લાયક મુગ્ધ સ્વામી ?
કલેશ વૃપાકાળભિની, ચિંતા વાદળિ કાળી;
નિત્ય નિત્ય નિરખિ બાપડી ગાત્ર નાંખે ગાળી !

આર્યોત્કર્ષક

* * * * * * *

નિર્મળના મનમાં સુખ નહોતું. વિજુનો હવે કશો પત્ર પણ આવતો નહોતો. પ્રથમ તો તે નિત્ય પત્ર લખતી, પણ તેણે ધીમે ધીમે પત્ર લખવાનું બંધ કર્યું હતું. બબ્બે ચાર ચાર દિવસના અંતરે તેના જે પત્રો આવતા તે પણ છેક બંધ થયા. પંદર વીસ દિવસના અંતરે જે પત્રો આવતા તે પણ કર્કશ અને સ્નેહશૂન્ય જ આવતા હતા. આજે ઘણા દિવસ થયાં તેનો એક પણ પત્ર આવ્યો નહોતો. નિર્મળે પણ ગર્વિત થઇને તેને પત્ર લખવાનું બંધ કર્યું હતું.

જો કે વિજુના પત્રના અભાવેજ નિર્મળનું હૃદય દુઃખી થયું હતું, તેમ તો નહતું જ. પરંતુ વિજુના પત્રોમાં જે મ્હેણાં ટોણાં તથા કઠોર વાક્યો આવતાં હતાં; તે વાંચીને નિર્મળ અત્યંત શોકાતુર થયો હતો. વિજુનો એક એક શબ્દ તેના હૃદયપર બાણુની અસર કરતો હતો. વિજુના તે કઠોર અને તીવ્ર પત્રો વાંચીને નિર્મળનું હૃદય ફાટી જતું હતું. નિર્મળ તેના પત્રને એકજ વાર વાંચતો હતો, બીજી વાર વાંચવાની તેનામાં શક્તિ જ રહેતી નહોતી. જે પત્રો તેની પાસે આવતા, તેમાંના ઘણાખરાને તે ફાડી નાખતો અને વખતે અગ્નિનારાયણનો ભક્ષ પણ બનાવી દેતો. પત્ર વાંચતી વેળાયે અભિમાનથી આંધળો બનીને તે એટલો પણ વિચાર કરતો નહતો કે, આવા કઠોર અને ભીષણ પત્રો લખવાનું સામર્થ્ય વિજુમાં હોઇ શકે ખરૂં કે ? જેના હૃદયમાં અભિમાનનો અનલ સળગી ઊઠે છે, તેની વિચારશક્તિનો પણ સર્વથા લોપ થઇ જાય છે. ક્રોધ અને અભિમાન એ બે વસ્તુઓ એવી ભયંકર છે કે જેના યોગે મનુષ્ય પોતાના જ્ઞાનને ગુમાવી બેસે છે. વિચારશક્તિને પણ ખોઇ બેસે છે.

આથી જ અમે કહી ચૂક્યા છીએ કે, અત્યારે નિર્મળના હૃદયમાં સુખ નથી, શાંતિનો અંશ માત્ર પણ નથી. નિર્મળ હવે નૌકામાં બેસી ગંગામાં જળવિહાર કરવા જતો નથી, બન્દૂક લઇને શિકાર કરવા નીકળતો નથી. અશ્વપર બેસી આનંદનો અનુભવ લેતો નથી. પોતાની જમીનદારીની પણ કશી સંભાળ રાખતો નથી. અત્યારે તો

તે માત્ર વિજીની ચિંતામાંજ ગમગીન રહ્યા કરે છે. તેના હૃદય-સાગરમાં અનેક પ્રકારની ચિન્તાઓના તરંગો ઉછાળા માર્યા કરે છે. તેના હૃદયની આવી વિષમ અવસ્થા હોવા છતાં પણ તે સોહાગના પિતાની મિલ્કતનું રક્ષણ કરવામાં પહેલાંના જેવોજ દઢ રહેતો હતો. સોહાગની માતાનું કોઇ પણ કાર્ય કરવામાં તે જરા પણ સંકુચિત થતો નહોતો. તેને માટે ઉદ્યમ અથવા પરિશ્રમ કરીને દ્રવ્ય મેળવી અને તેનું રક્ષણ કરવામાં કદાપિ કુંઠિત થતો નહતો અથવા કોઇ પણ પ્રકારનું દુઃખ માનતો નહિ. પણ તે ફક્ત સોહાગના કુટુંબને માટેજ. પોતાના કામકાજમાં તે બહુજ શિથિલ થઇ ગયો હતો. તેના મનમાં એવોજ દઢ નિશ્ચય થઇ ગયો હતો કે, વિજુ—મારી વ્હાલી વિજુ અત્યારે એવશ બની ગઇ છે, તો પછી મારે હવે આ સંસારમાં રહેવાની શી જરૂર છે. પરિશ્રમ અને ઉદ્યમ કોને માટે કરવાનાં છે? જે મારા હૃદયના આરામનું સ્થાન હતું તે તો અત્યારે ભયંકર અગ્નિથી ઘેરાઇ ગયું છે તો પછી મારે તે અગ્નિમાં વસવાનું શું પ્રયોજન છે? આવા આવા અનેક વિચારોથી નિર્મળનું મન છેક ચંચળતામય બની ગયું હતું.

નિર્મળની માતા પોતાના એકના એક પુત્રને માટે ઘણીજ દુઃખી થઇ ગઇ હતી. પુત્ર ક્યાંય પણ જતો નહોતો. કોઇ પણ કાર્યમાં લક્ષ આપતો નહોતો. ફક્ત મૌનવ્રતનેજ ધારણ કરી તે પોતાના મનમાં ને મનમાંજ દગ્ધ થયા કરતો હતો—બળ્યા કરતો હતો, એ જોઇને તેની માતા પણ ઘણીજ દિલગીર થઇ ગઇ હતી. જ્યારે જ્યારે તે તેને સમજાવવા અથવા કાંઇપણ શિખામણ આપવા જતી ત્યારે ત્યારે નિર્મળ એકદમ હસી પડતો અને માતાના મનમાં પોતાના કોઇ પણ દુઃખને જાહિર થવા દેતો નહતો. માતા તેને હસતો જોઇ આંખમાંથી આંસૂ વહાવી પુનઃ પોતાના કામકાજમાં ગુંથાઇ જતી. પણ પુત્રના મનની દુઃખી દશા જોઇને તેના ચિત્તમાં પણ શાંતિ વળી શકતી નહતી. રાત્રિ દિવસ તેનુંજ દિલ પણ દાઝયા કરતું હતું.

માતાએ વ્યાકુળ થઇ વહુની ખબર લેવા માટે બે દાસીઓને મોકલી આપી તથા તેને તેડાવી લેવા માટે તેણે એક મધુર પત્ર પણ લખી મોકલ્યો. તે સાથે દાસીઓને પણ વહુને કહેવા જેવી કેટલીક વાતો કહી સંભળાવી.

દાસીઓ વિજુના પિયરમાં જઇને પાછી આવી પહોંચી પરંતુ

વિજુ આવી નહિ. તેણે દાસીઓ મારફત કહેવરાવી મોકલ્યું કે, મારા ભાઇની તબીયત સુધરશે કે તરતજ હું આવી પહોંચીશ. મારા માટે તમે કશી પણુ ચિંતા કરશો નહિ.

પણુ વિજુના આ સમાચારથી નિર્મળનું હૈયું ભરાઇ આવ્યું, તેના મનમાં વિજુપ્રતિ અત્યંત ઘૃણા ઉત્પન્ન થઇ આવી. વિજુની નિષ્ઠુરતાએ નિર્મળના હાડેહાડ ભાંગી નાખ્યાં. તના હૃદયના શોણિતને પણુ સૂકાવી દીધું. જેનો વિચાર કરતાં સુખ મળી શકે તેમ હતું, જેને જોતાંજ શાંતિનો અનુભવ થઇ શકે તેમ હતો, તેનો એટલે કે પોતાના પતિદેવતાનો વિજુએ આટલો બધો અનાદર કર્યો, એ જોઇને નિર્મળ અત્યંત પીડિત થયો. તે વિચારવા લાગ્યો કે;- "હાય! જે વિજુને મેં મારા હૃદયથી પણુ અધિક ચાહી હતી, જેને માટે મેં મારા મનોમંદિરનાં દ્વાર ઉન્મુક્ત કરી દીધાં હતાં, જેને માટે હું નિરંતર વ્યાકુળ રહ્યા કરતો હતો, તેજ પ્રાણાધિકા વિજુ આજે આવી નિષ્ઠુર કેમ બની ગઇ? જે મારા વિના કોઇને પણુ ઇચ્છતી નહોતી તે આજે આવી કઠોર હૃદયા રાક્ષસીના રૂપમાં કેમ બદલાઇ ગઇ? જે વિજુ મારી આંખોમાં આંસૂ જોઇને દીવાની બની જતી, મારા મુખપર મલિનતાનો અંશ માત્ર પણુ જોતી તો તે રડીરડીને શય્યાને પણુ ભીંજાવી દેતી હતી, તે વિજુ આજે આવી નિષ્ઠુર કેમ બની ગઇ? મારા વિના એક પળ પણુ રહી શકતી નહતી, તે વિજુ આજે મારી પાસે આવતાં પણુ આમ નિર્દય કેમ થઇ ગઇ? હાય! મારાથી કાંઇ પણુ સમજી શકાતું નથી. નારીજાતિના ચારિત્રને જાણવું એ અતિ કઠિન છે. શું વિજુ ધર્મના માર્ગનો પરિત્યાગ કરીને પાપીયસી થઇ હશે? મને ત્યાગીને અન્યમાં આસક્ત થઇ હશે? ના-ના, તેમ તો કદાપિ બની શકેજ નહિ. કારણુ કે, તેના જેવી સદ્‌ગુણી સ્ત્રી વિરલજ હશે? ત્યારે તે આવી અભિમાની કેમ બની ગઇ છે! પરમાત્મા જાણે, મારાથી તો કશી કલ્પના પણ કરી શકાતી નથી."

આ પ્રમાણે વિચાર કરતો નિર્મળ એક દિવસ સંધ્યા થયા પહેલાં થોડીવારે પોતાના મહાલયતુલ્ય મકાનની અગાસીપર બેસીને ભગવતી ભાગીરથીના તરંગોની લીલાનું અવલોકન કરી રહ્યો હતો. આ સમયે હજી સૂર્ય અસ્ત થયો નહતો. આકાશમાં એક પણુ વાદળું દેખાતું નહતું, તથાપિ વાયુનો વેગ પ્રબળ હતો. રવિના કિરણોથી પ્રકાશિત થયેલી અને વાયુના વેગથી ઉછાળા મારતી

જાન્હવીની તરંગમાળા કોઇપણ પ્રકારનો વિરામ લીધા વિના અવિશ્રાન્તપણાથી આગળ વધતી જતી હતી. જાન્હવી કુંચિત કેશના મધ્યભાગની સેંથીમાં મણિ માણિક્યને ધારણ કરી ઉછળતા અને હરખાતા હૃદયથી પોતાના સ્વામી સાગરની સાથે સંભાષણ કરવાના ઉદ્દેશથી એકદમ દોડી જતી હતી, પોતાની આંખોનાં આંસૂવડે ઘાટ, મેદાન આદિ પ્રદેશને ભીંજવતી તથા હૃદયની વ્યથાનો ભીષણ પ્રતિધ્વનિ કરતી તે ઉન્મત્ત હૃદયથી દોડી જતી હતી. ગગનસ્પર્શી લીલાં વૃક્ષોના પાદનું પ્રક્ષાલન કરતી, મૃત્યુ અને સ્વર્ગ ઉભય લોકોની એકતાનો આભાસ દર્શાવતી તથા સંમિલન કરાવતી, ક્ષિપ્રા જાન્હવી હાહાકાર કરતી કરતા ચાલી જતી હતી.

નિર્મળે જોયું કે, ભાગીરથીના કિનારાપર આવેલા એક દૂર પ્રદેશના આકાશપટમાં જાણે કોઇએ એક હરિતરંગનું ચિત્ર આલેખ્યું છે. નીલરંગતળે હરિતરંગની અપૂર્વ શોભા શોભી રહી છે અને તેની નીચે ધવલતરંગવાળી ગંગાનું જળ આદિ સર્વ એક પ્રકારનું મનોરમ્ય દૃશ્ય દર્શાવી રહ્યાં છે. વાદળાં વગરનું નીલ આકાશ શાન્ત, સ્થિર અને ગંભીર બની ગયું છે અને તેની તળે લીલા રંગનું મધુરૂં ચિત્ર અત્યંત શોભી રહ્યું છે. આકાશના ચરણતળે ગંગાનો અગાધ જળરાશિ ચંચળતા તથા અધીરતાથી દોડી રહ્યો છે. નિર્મળે વિચાર્યું કે;—" કેમ જાન્હવી ! તું અનંત નીલાકાશની છાયાને હૃદયમાં ધારણ કરવા છતાં ક્ષુદ્રના પગતળે કેમ આળોટવા માંડી છે ? અનંતનો પ્રેમ પ્રાપ્ત થવા છતાં આમ ચંચળ હૃદયથી શા માટે દોડી રહી છે. માતા ? પ્રેમના ઉચ્છવાસથી પાષાણને વિદીર્ણ કરી,—પત્થરના ચૂરેચૂરા કરી, ગર્વિતને લાચ્છિત કરી, છેવટે એક ક્ષુદ્ર વસ્તુના ચરણતળે કેમ રોળાઇ જાય છે ? નિષ્કલંક શુભ્ર વિરાટપુરુષના શિરોદેશનો ત્યાગ કરી તું વૃક્ષના ચરણ સાથે અથડાઇને તારા કપાળને શા માટે ભાંગી નાખે છે ? જે ચિત્ર જોઇને તું ભૂલી પડી છે, તે ચિત્રને ફાડી નાખી તારા બન્ને કિનારા સુધી છલકાઇને તું આ ચરાચરને–સમસ્તવિશ્વને ડુબાડી દે અને અનંતમાં તારા આત્માને જોડી દે. તારા પ્રબળ પ્રવાહદ્વારા તું સમસ્ત વિશ્વને પ્લાવિત કરી દે કે જેના યોગે વિશ્વમાં કોઇ પણ વૃક્ષ, ગ્રામ મનુષ્ય અને સ્મૃતિ આદિ રહેવા પામે નહિ, સર્વ નષ્ટ થઇ જાય. માતા! એકવાર સમસ્ત સંસારને ડુબાવી દે. મને મારા પરિવારને અને સમગ્ર વસુંધરાને તારા અગાધ જળથી ડુબાવી દે ! "

ધીમે ધીમે અંધકારે આવીને ઝાડપાન પૃથ્વી આદિ સર્વને ઢાંકી દીધાં, આકાશના રાજ્યમા લપાતી છૂપાતી રસિક રૂપસીઓ છાનીમાની અભિસાર કરવા માટે બહાર નીકળી પડી, તેમના રૂપના પ્રકાશવડે પૃથ્વીનો ગાઢ અને ભીષણ અંધકાર અમુક અંશે દૂર થયો. તે નક્ષત્ર રૂપી દીપકના મંદ અને ધીમા પ્રકાશમાં નિર્મળ અગાશી-પર સૂતો સૂતો આકાશ તરફ જોઇ રહ્યો. તેને ધીમે ધીમે બધી પુરાતન વાતો યાદ આવવા લાગી. એજ અગાસીપર સૂતાં સૂતાં વિજુના હસ્તને હૃદયપર ધારણ કરી નિર્મળે નક્ષત્રનું નિરીક્ષણ કરતાં કરતાં ઘણી રાતો વીતાડી હતી, તે રાતોનું નિર્મળને સ્મરણ થઇ આવ્યું.

નક્ષત્રનિચયને અભિસારિકા ધારીને વિજુએ તેનો ઉપહાસ કર્યો હતો, તે નિર્મળને સાંભરી આવ્યું. કયા નક્ષત્રને વિજુ કયા નામથી સંબોધતી હતી, સંધ્યાદેવીને દિવસનો પ્રકાશ હોવા છતાં સહુના કરતાં પ્રથમ અભિસારાર્થે જતી જોઇને વિજુ તેને લજ્જાહીના ગણીને કેટલીકવાર ઉપહાસ કરતી હતી, તે પણ નિર્મળના મનમાં યાદ આવ્યું. એક દિવસ કાળાં ઘનઘોર વાદળાંની ગોદમાં મરાલને ઉડતો જોઇને નિર્મળે વિજુના દેહને નીલાંબરી સાડીથી ઢાંકી દીધો હતો, તે જોઇને લજ્જાળુ વિજુએ હોઠ પીસીને મરાલને કેટલીક ગાળો દીધી હતી, કેટલોક તિરસ્કાર કર્યો હતો એનું પણ નિર્મળને સ્મરણ થઇ આવ્યું. અતીત એટલે કે ભૂતકાળની છબિઓ ધીમે ધીમે નિર્મળના સ્મૃતિ પટપર તણાઇ આવવા લાગી. દુઃખના દિવસોમાં સુખની છબિએ અપ્રાપ્ય સ્વર્ગરાજ્યનાં દ્વાર ઉઘાડી દીધાં; સ્પર્શહીન સુખની છાયા માનસસલિલમાં ધીમે ધીમે વિસ્તરવા લાગી. નિર્મળે મનમાં ને મનમાંજ હજારો વાર એકનો એક પ્રશ્ન કર્યા કર્યો કે; "મારી તે મનોહારિણી વિજુ આવી નિષ્ઠુર કેમ થઇ ગઇ ?" આ પ્રકારની ચિન્તા તેમજ તીવ્ર પીડાના યોગે નિર્મળના નયનોમાંથી અશ્રુની અવિરલ ધારાઓ વેગપૂર્વક વહેવા લાગી.

# એકાદશ પરિચ્છેદ

## કિંકરનું કપટતંત્ર

અમીના જામમાં ક્યાંથી, ઝરી આ ઝેરની આવી;
કહો, અસ્માન ખુલ્લામાં, કહીંથી વાદળી કાળી ?
કયે શયતાન ભઠીઆરે, મિલાવી કવાબમાં હડ્ડી ?
શરાબી આ ગુલાબીમાં, કહો ! ક્યાંથી પડી મખ્ખી ?

× × × ×

હવે તો આ હૈયું પ્રલય સમયે ખાક બનશે;
જશે ક્યાં ? કલ્પાન્તે સજીવન થશે કોઇક યુગે.

× × × ×

કપટી જનનાં કપટ દીઠાં, કટુ અંતે પ્રથમ મીઠાં;
પાપી જન તો પ્રથમ પ્રેમી, પણ બને અંતે હરામી.



કેટલાક દિવસ પછી એક દિવસ મધ્યાન્હ સમયે નિર્મળના હાથમાં એક પત્ર આવ્યો. પત્ર જોકે બનાવટી હતો, પરંતુ તે વિજયાનો લખેલોજ છે એમ ધારીને નિર્મળનું મન અત્યંત ભ્રમિષ્ટ બની ગયું. નિર્મળે સૂકી આંખે તેમજ સ્તબ્ધ હૃદયે તે પત્રને વાંચી જોયો.

તે પત્રમાં લખ્યું હતુંઃ-

"તમારા પ્રતિ મારૂં જે કર્તવ્ય છે, અન્ય વ્યક્તિ પ્રત્યે પણ મારૂં તેવુંજ કર્તવ્ય છે. તેથી જો તમને કોઇ પણ પ્રકારનો શોક થાય તો હું લાચાર છું. જો તમે મને તેડવા નહિ આવો તો હું અહીંજ રહીશ. તેમ કરવાથી મને સુખ કિંવા દુઃખ કશું પણ થશે નહિ. તમને પણ મારા ન આવવાથી અવશ્ય સુખજ થશે, એમાં જરા પણ શક નથી. વખત મળે તો જ પત્ર લખવો નહિ તો કશી જરૂર નથી.

તમારી એક સમયની—

વિજયા.—"

પત્ર વાંચવાથી અભિમાની નિર્મળનું હૃદય સળગી ઊઠયું. અભિમાન અને ક્રોધથી અંધ થયેલા નિર્મળે એકવાર વિચાર પણ

ન કર્યો કે, આવો પત્ર લખવાનું સામર્થ્ય વિજુમાં હોઇ શકે ખરૂં કે ? વિજુના જેવી કોમળ હૃદયની કામિની કદાપિ આવા કઠોર શબ્દો લખવાનું સાહસ કરે ખરી કે ? પત્ર વાંચી રહ્યા પછી એક પળનો પણ વિલંબ કર્યા વિના તેના કકડેકકડા કરીને એક બારીમાંથી નીચે ફેંકી દીધા. તે પત્રના સેંકડો કકડા વાયુના પ્રવાહમાં ઉડી ગયા. નિર્મળે વિચાર્યું કે:—"બધું ઉડી જાય છે, પણ સ્મૃતિ જતી નથી તેનું કારણ શું હશે ? મારા હાથમાં આવેલો વિજુનો પત્ર ફાટી ગયો, હવામાં ઉડી ગયો, પણ તેમાં લખેલા શલ્યસમા શબ્દો અદ્યાપિ મારા હૃદયપર દારૂણ આઘાત કેમ કરી રહ્યા છે ? તેની સ્મૃતિ કેમ નષ્ટ થતી નથી ? સુખ અને શાંતિ આદિ સર્વ સ્નેહના વંટોળિયામાં ઉડી ગયું, તણખલાંની પેઠે ઘસડાઇ ગયું, પરંતુ તેનું સ્મરણ કેમ ન ગયું ? મારૂં જે કાંઇ હતું, તે ધીમે ધીમે નષ્ટ થયું, તથાપિ તેનું સ્મરણ કેમ ન ગયું ? હું ધારૂં છું કે, તે કદાપિ નષ્ટ નહિજ થતું હોય ? યુગોના યુગો ચાલ્યા જવા છતાં, મહાપ્રતાપી યોદ્ધાઓ મૃત્યુગત થવા છતાં, તેમનાં નામો અદ્યાપિ સૃષ્ટિના પ્રત્યેક માનવીના મુખમાંથી ઉચ્ચારતાં સંભળાય છે, તેનું કારણ પણ એજ હશે કે, સ્મૃતિ નાશવંત નથી, પણ અમર છે, સ્થાયી છે."

આ સમયે મુનીમ કેટલાક જરૂરી કાગળ પત્રો લઇને તેની પાસે આવી પહોંચ્યો. એ જોઇને નિર્મળે પૂછ્યું:—"કેમ, મેં કહેલી બાબતનો કાંઈ પણ પત્તો મળ્યો કે ?"

મુનીમ નિર્મળના કહેવાનો આશય સમજી ગયો. તેને ખજાના તથા મુકર્દમાની વાત યાદ આવી ગઇ. પણ તેણે નિર્મળના સવાલનો કશો પણ જવાબ આપ્યો નહિ.

આ જોઇને નિર્મળે તેને ફરીવાર કહ્યું કે:—"જો, તમે તેનો પત્તો મેળવી શકયા નથી, તો પછી મારે હાલ તરત તે બાબતને જાણવાની કાંઇ વિશેષ જરૂર નથી."

મુનીમે કહ્યું:—"જો આપ આ બધાં કામો તરફ ધ્યાન નહિ આપો તો પછી આપની આ બધી જમીનદારી શી રીતે ટકી શકશે ? આપની મિલ્કતને કોણ સંભાળશે ? કૃપા કરીને આપ એકવાર આ બધા જરૂરી કાગળો તપાસી જાઓ અને પછી જેમ યોગ્ય લાગે તેમ કરવાની મને આજ્ઞા આપો."

નિર્મળે કહ્યું:—"જમીનદારી જાય, ઘરબાર જાય અને કદાચ મારો જીવ પણ જાય, તથાપિ મને તેની કશી ચિંતા નથી. હાલ

તરત એ બધા કાગળોને મુલ્તવી રાખો, વખત મળશે ત્યારે જોઇ લેઇશ."

મુનીમ નિર્ભયતાથી બોલ્યો:—"ના પ્રભુ, મારાથી આપને એવી ગફલતમાં રહેવા દઇ શકાય તેમ નથી. આપના પ્રતાપે હું આજે અન્ન ખાતો થયો છું, પાંચ પૈસા પેદા કરી શકયો છું અને મારા કુટુંબનું ગુજરાન ચલાવી શકું છું. મારી ઉન્નતિ આપનાથીજ થઇ છે, એટલે હું મારી દેખતી આંખે આપનું બુરૂં થવા દઇશ નહિ. જો આપ આવી બેદરકારી રાખ્યા કરશો તો થોડા સમયમાંજ આપની સઘળી મિલ્કત લૂટાઇ જશે. આપ રાજા છો તો રૈયતનું બરાબર ધ્યાન રાખો અને રાજકાર્યને સારી રીતે સંભાળી લ્યો. હું મારી હયાતીમાં તો આપની બરબાદી થવા દઇશ નહિ."

નિર્મળ કોઇ પણ જાતનો વિચાર કર્યા વિનાજ બોલ્યો:—"જો તમારાથી તે ન જોઇ શકાય તો અહીંથી ચાલ્યો જાઓ, પણ અત્યારે મને વધારે દુઃખી ન કરો. મારૂં મન ઘણુંજ મુંઝાય છે, માટે મારાપર એવો કોઇ પણ બોજો ન નાખો કે જેથી, મારી ચિંતા એકદમ વધી જાય અને હું વધારે દુઃખી થાઉં."

મુનીમે કહ્યું:—"એમ કદાપિ બની શકતુ હશે ખરૂં કે? મારી જીંદગીનો મોટો ભાગ અહીંજ વીતી ગયો છે અને બાકીનો ભાગ પણ અહીંજ પૂરો કરીશ. કદાચ આપ મને નોકરી પરથી બરતરફ કરશો તોપણ હું અહીંથી ખસવાનો નથી. આપના પિતાના સમયથીજ હું આપની તથા આપના કુટુંબની સેવા કરી મારૂં ગુજરાન ચલાવતો આવ્યો છું, તો હવે ઘરડે ઘરડપણે આપને છોડીને બીજે કયાંય પણ ચાલ્યો જાઉં, એ શોભે ખરૂં કે? પ્રભુ! એથી તો મારા ધોળામાં ધૂળ પડે અને લોકોમાં મારી પૂરેપૂરી ફજેતી થાય."

નિર્મળ બોલ્યો:—"જ્યારે તમે આવા વફાદાર છો અને વફાદારી બતાવવાનો દંભ કરો છો, ત્યારે મારા કાકાએ મારી બધી મિલ્કતને હજમ કરી હતી, ત્યારે તમે કયાં ગયા હતા? તમારી વફાદારી કયાં ઊંઘી ગઇ હતી? અત્યારે જે સ્વામી ભક્તિ બતાવવાનો દાવો ધરાવો છો તે સ્વામીભક્તિ કયાં સૂઇ ગઇ હતી? મુનીમ! બહાનાં બતાવવાં છોડી દો અને હું કહુ તેમ કર્યે જાઓ."

મુનીમે કહ્યું:—"સરકાર, તેઓ પણ મારા માલિક છે, એટલે મારાથી તેમની સાથે કોઇ પણ પ્રકારની તકરાર શી રીતે કરી શકાય વારૂ?"

નિર્મળઃ—“ સારૂં ત્યારે, અત્યારે તમે તેમની પાસેજ સલાહ આપવા જાઓ. મારે તમારી સલાહ લેવાની કશી જરૂર નથી. જ્યારે જરૂર પડશે ત્યારે જોઇ લેવાશે.”

મુનીમઃ—“ એમ પણ થઈ શકે તેમ છે.”

નિર્મળઃ—“ તો પછી ? ”

મુનીમઃ—“ ત્યારે શું આપે આપની મિલ્કત અને જમીનદારીને બરબાદ કરવા ધારી છે ? ”

નિર્મળઃ—“ હા, તેમ પણ થઇ શકે છે. ”

મુનીમઃ—“ એટલે, આપ શું કહેવા માગો છો, તે મારાથી સમજી શકતું નથી.”

નિર્મળઃ—“ ભવિષ્યમાં સમજાશે.”

મુનીમઃ—“ તો પછી માતાની શી દશા થશે ? ”

નિર્મળઃ—“ કાશી અથવા વૃંદાવનમાં રહી ભગવદ્ ભજન કરશે.”

મુનીમ ચૂપ રહ્યો તે બુદ્ધિમાન અને સ્વામીભક્ત હતો; પોતાના માલિકને સારી રીતે જાણતો હતો. તે તેના હૃદયના ભાવને સમજી ગયો એટલે તરતજ તે વાતને દબાવી દઇને ધીમે ધીમે કહેવા લાગ્યોઃ—“ કેદારરાય બાબૂએ, અદાલતના જજ સમક્ષ એક દરખાસ્ત મૂકી છે. ”

નિર્મળે પૂછ્યુંઃ—“ શાની દરખાસ્ત રજૂ કરી છે વારૂ ? ”

મુનીમઃ—“ હેમેન્દ્રને નાલાયક અને નાવારસ ઠરાવવાની.”

નિર્મળઃ—“ નાવારસ કોણ છે વારૂ ? શું હેમુને તેનાવારસ ગણે છે ? ”

મુનીમઃ—“ જી. હા. કાશીનાથના પુત્ર હેમેન્દ્રને તેની મિલ્કતનો નાવારસ ઠરાવવાની કેદારરાય કેટલીક કોશિશો કરી ચૂક્યો છે અને આજે એક દરખાસ્ત પણ રજૂ કરી છે. ”

નિર્મળઃ—“ તેની માતા જીવતી હોવા છતાં, તે તેની શી રીતે નાવારસ ઠરાવી શકશે વારૂ ? ”

મુનીમઃ—“ માને દીવાની ગણીને કૉર્ટમાં સાબીતી આપવાની તેણે કબુલાત આપી છે. ”

નિર્મળઃ—“ બનાવટી વાત ક્યાં સૂધી ટકી શકશે વારૂ ? ”

મુનીમઃ—“ મુકર્દમામાં તે જવાબ અથવા જુબાની નહિ આપે તો અદાલત તેને અવશ્ય ગાંડીજ ગણી કાઢશે અને હેમુને પણ નાવારસ ઠરવાનો પ્રસંગ આવી લાગશે. ”

નિર્મળઃ—" ત્યારે તો હેમુની માતા તરફથી તમારેજ જુબાની આપવી જોઇશે."

મુનીમઃ—" કેવી રીતે જુબાની આપવી જોઇશે તે આપ મને શિખવાડી રાખો."

નિર્મળઃ—" હેમુની માતાને પૂછીને હું તમને શી જુબાની આપવી એ સંબંધી ઘટતી શિખામણ આપીશ."

મુનીમ માલિકની રજા લઇ ચાલ્યો ગયો. નિર્મળ ઘોડાપર બેસી થોડીવારમાંજ આનંદપૂરમાં આવી પહોંચ્યો. કાલીકાકાના ઘરમાં દાખલ થઇ તેણે પ્રથમ હેમુને બોલાવ્યો, પણ તે સમયે તેને ત્યાં કોઇ પણ નજરે ચઢયું નહિ. હેમુનું નામ લઇ તેને બોલાવતી બોલાવતી એક દાસી તેની પાસે આવી પહોંચી. તેણે હેમુને બોલાવી દીધો. હેમુ તે સમયે પોતાના આંગણામાં આવેલા સરોવરના કિનારાપર રમી રહ્યો હતો.

દાસી ઘણા દિવસ થયાં કાલીનાથ બાબુને ત્યાં નોકરી કરતી હતી. અત્યારે તેને પગાર મળતો નહતો, તોપણ તેણે પોતાની નોકરી છોડી નહતી. કાલીનાથના દાસ કિંવા દાસી આદિ કોઇને પગાર આપીને નોકરીએ રાખવાની શક્તિજ નહતી. હાલમાં નિર્મળે એક ભૃત્ય અથવા દ્વારપાળ રાખી આપ્યો હતો; તે રક્ષકરૂપે ઘરનો પહેરો ભરતો તથા સોહાગ, હેમુ અને તેની માતાની સંભાળ રાખતો.

હેમ આવીને ઉભો રહ્યો એટલે નિર્મળે તેને પૂછ્યું:—" હેમ, તારી માતા ક્યાં છે ?"

હેમઃ—" કેદારદાદાને ત્યાં."

નિર્મળ—" અને સોહાગ ?"

હેમઃ—" તે પણ ત્યાંજ ગઇ છે."

નિર્મળઃ—" તેમને ત્યાં તેઓ બન્ને શા માટે ગયાં છે ? શું તેમને ત્યાંથી આમંત્રણ આવ્યું હતું ?"

હેમઃ—" ના. એતો અમસ્તાં બેસવા ગયાં છે."

નિર્મળઃ—" તેઓ હમેશાં તેમને ત્યાં બેસવા જાય છે ખરાં કે ?"

હેમઃ—" બ્હેન નિત્ય જાય છે; પણ માજી તો કોઇ કોઇ વેળાયેજ જાય છે."

નિર્મળઃ—" જા, માતાને બોલાવી લાવ."

વસ્તુતઃ સોહાગ હાલમાં કેદારરાયને ત્યાં હમેશાં જતી હતી. જો કોઇ દિવસ ન જતી તો, તેથી તેને ત્યાંથી ઉપરાઉપરી તેડાં

આવતાં અને કોઇ વેળાએ તો રાધામતિ પોતે આવીને પણ તેને તેડી જતી. સોહાગ કોઇની પણ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતી નહિ. કોઇના મનમાં દુઃખ થાય તેવું એક પણ કાર્ય કરતી નહિ. રાધામતિ પણ સોહાગ વિના એક ક્ષણવાર પણ રહી શકતી નહિ. તેમનો બન્નેનો સંબંધ એટલો બધો વધી ગયો હતો કે, તેઓ એક દિવસ ન મળે તો તેમના મનમાં અસહ્ય દુઃખ થતું અને એક બીજાને મળવા માટે તેઓ તલપાપડ થઇ જતાં.

ઉભય સખીઓ પ્રભાતમાં ઊઠી સાથે મળીનેજ ગંગાસ્નાન કરવા જતી હતી; અને ત્યારપછી બપોરે તથા સાંઝે એકઠી મળી રમવા બેસતી. કોઇ દિવસ શેતરંજ તો કોઇ દિવસ ચોપાટ ખેલતી. તેમની રમત હમેશાં રાધામતિના ઓરડામાંજ ચાલતી. ફક્ત સોહાગ અને રાધામતિની વચ્ચેજ તે રમત ચાલતી હતી, તેમ નહતું. તેમની સાથે બીજા સોબતિયો પણ હતાં. તેમનો ત્રીજો સોબતી હરિકિંકર હતો અને ચોથી સોબતી પાડોશી કન્યા યમુના હતી.

યમુનાનું પિયર આનંદપૂરમાં હતું, તેથી યમુના વાળને છૂટા રાખી માતેલા સાંઢની પેઠે આ ઘેરથી પેલે ઘેર અને ત્યાંથી ત્રીજે ચોથે ઘેર ભટકયા કરતી. યમુના વયમાં યુવતી હતી. રૂપમાં કુબડી હતી. અમાવાસ્યાના અંધકાર જેવી મુખકાંતિ ન રૂચવાથી મૂર્ખ સ્વામીએ બીજી સ્ત્રી કરી લીધી હતી અને ત્યારથીજ શ્રીમતી યમુનાદેવી પોતાના પવિત્ર શબ્દરૂપી વારિથી ગૃહને પવિત્ર કરવા માટે પિયરમાંજ રહેવા લાગી હતી.

તેનો સ્વભાવ બહુજ ઉગ્ર હોવાથી તે પોતાની ભાભી સાથે નિત્ય લડવાડ કર્યા કરતી અને રડવાનો ઢોંગ કરી, આંખોમાંથી આંસૂ વહાવી તે બિચારીને ફજેત કરવાની ઇચ્છાથી તે ઘેર ઘેર જઇને તેની નિંદા કરવાનું પણ ભૂલતી નહતી. પ્રસંગ આવ્યે માતા, પિતા અને ભાઇની પાસે ભાભીને પુષ્કળ ગાળો ખવડાવતી તથા તેને બિચારીને પજવવામાં જરા પણ ખામી આવવા દેતાં નહિ. યમુનાના ત્રાસથી તથા ગાળોના વર્ષાદથી તેની ભાભી બિચારી સૂકાઇને અધમુઇ થઇ ગઇ હતી. તેના શરીરપર છાલ પણ રહેવા પામી નહતી.

હરિકિંકર સાથે રમત રમવામાં સોહાગે પ્રથમ નાખુશી બતાવી હતી, પણ પરસ્પરના સંબંધથી તેમજ રાધામતિના આગ્રહથી તે બિચારીને લાચારીથી સમ્મત થવું પડયું હતું. સોહાગ અને

હરિકિંકર છેક નજીકનાં સગાં હતાં, તેઓ લગભગ ભાઇ બ્હેનજ હતાં એમાં કહેવામાં પણ કશી હરકત જેવું નથી. સોહાગ પ્રથમ કિંકરને ઓળખતી પણ નહોતી અને તેની સાથે કોઇ પણ પ્રકારનો તેનો સંબંધજ નહોતો. આથી તેની સાથે રમવામાં સોહાગ સ્વાભાવિકજ શર્માઇ જતી. સોહાગ અત્યારે બાલિકા નહોતી, પણ તારૂણ્યના ઉદ્યાનમાં પ્રવેશ કરી ચૂકી હતી.

પહેલે દહાડે તો સોહાગ કોઇ પણ રીતે રમી શકી નહિ. બીજે દિવસે માતાની રજા લઇ, રાધામતિના અત્યાગ્રહથી તેણે રમતમાં થોડો ઘણો ભાગ લીધો. ધીમે ધીમે તેની શર્મ છુટતી ગઇ અને છેવટે તે કિંકરની સાથે રમવામાં કોઇ પણ પ્રકારનો સંકોચ રાખવાનું પણ ભૂલી ગઇ.

કોઇ પણ પ્રકારની શર્મ અને અડચણ ન હોવા છતાં પણ સોહાગ વધારે બોલવાનું પસંદ કરતી નહોતી. કામ સિવાય તે એક શબ્દ પણ બોલતી નહિ. તે ચૂપચાપ રમત રમ્યા કરતી. કિંકરના પક્ષમાં રહી કિંકરની સામે બેસી તેને રોજ રમવું પડતું. સોહાગ કદાપિ માથું ઉંચું કરીને કિંકર તરફ જોતી નહિ. તેની સાથે બોલવામાં કોઇ પણ જાતની બાધા ન હોવા છતાં તે તેની સાથે સંભાષણ કરતી નહિ.

સોહાગ હમેશાં રમતમાં હારી જતી; પણ એમાં તેનો દોષ નહોતો, એ બધો દોષ કિંકરનોજ હતો. તેને દાવ નાખતાં અથવા તો સોગઠાં ચલાવતાં આવડતું નહિ; તેથીજ તે વારંવાર હાર ખાધા કરતો. બાજી ખેલવામાં તેનાથી એકવાર નહિ, પણ સેંકડોવાર ભૂલો થતી. તેની એ ભૂલો જોઇને રાધામતિ હસી પડતી તથા યમુના તેની મશ્કરી કરતી; પરંતુ સરલહૃદયા સોહાગ કશું પણ બોલતી નહતી.

કિંકરની ભૂલ થાય તો તેમાં કાંઇ વિચિત્રતા નહોતી; કારણ કે રમવામાં કિંકરનું મન રહેતુંજ નહતું, હાર અથવા જીત તરફ પણ તે ધ્યાન આપતો નહિ. તે કોઇપણ દિશામાં જોતો નહોતો, સોહાગના ભણી પણ તેની નજર પડતી નહોતી. વિહ્વળ ચિત્ત પીડાથી પીડાતા પૂતળાંની પેઠે કિંકર શેતરંજ અથવા ચોપાટને ફેંકી દેતો. જ્યારે સોહાગ કાંઇ પણ વાત કરતી તો કિંકર તેને આતુરતાથી સાંભળી લેતો. જે દિવસ સોહાગ બે ચાર વાર્ત્તાઓ કહેતી તે દિવસે તે વાર્ત્તાઓનું પુનઃ સમરણ કરવામાટે કિંકર ગંગા કિનારે ફરવા જતો.

સોહાગને જોવા માટે કિંકર નિરંતર વ્યાકુળ થઇ રહેતો. તેની સાથે મેળાપ થતાં તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહોતો. તેની આંખો પણ સોહાગના તેજસ્વી મુખ તરફ જોવાનું સાહસ કરી શકતી નહોતી. પરંતુ તેને મળવા માટે તે બાવરો બનીને આમતેમ દોડાદોડ કરી મૂકતો. એ વ્યાકુળતાએ કિંકરને ઉન્મત્ત બનાવી દીધો. પ્રવૃત્તિના પ્રવાહમાં કિંકર તણાવા લાગ્યો. તેનું દુર્બળ હૃદય પ્રબળ તરંગોના આઘાતથી ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયું. તે તરંગના આઘાતને અટકાવવાની કિંકરમાં શક્તિજ નહોતી, ઇચ્છા પણ નહોતી.

કિંકરના મકાનના બીજા માળની બારીઓમાંથી સોહાગના મકાનની અંદરનો કેટલોક ભાગ દેખાતો હતો. કિંકર અવસર મળતાંની સાથેજ એ બારીમાં આવીને ઉભો રહેતો. તે સ્થળેથી તે છૂપાઇને સોહાગને જોતો, જોઇને પ્રવૃત્તિમાં આહુતિ આપતો. એક તો ગુણશૂન્ય હૃદય અને તેમાં પ્રબળ વાસનાનો અગ્નિ પ્રદીપ્ત થયો એટલે કિંકરનું હૃદય બળીને રાખ ખાખ થઇ ગયું. તેની સર્વ શક્તિઓ તે અગ્નિમાં બળીને ભસ્મ થઇ.

જ્યારે મન એકવાર ઉચ્છૃંખલ થાય છે, ત્યારે તેની શૃંખલાનું બંધન સહજમાં વશ રહી શકતું નથી. જ્યારે એકવાર તૂફાનમાં શરીર વહેવાડી દેવામાં આવે છે, ત્યારે તે ધર્મના મુખની દિશા તરફ જોતું નથી અને એટલા માટેજ વિદ્વાનોએ કહ્યું છે કેઃ—

**यस्य धर्मविहीनानि दिनान्यायान्ति यान्ति च ।**
**स लोहकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥**

એટલે કે, "જે મનુષ્યના દિવસો ધર્માચરણ વિનાજ વ્યતીત થાય છે તે પુરુષ લુહારની ભસ્રા (ભઠ્ઠી)ની પેઠે જીવતો હોવા છતાં પણ મરેલો જ છે."

કિંકરે પ્રતારણાથી રાધામતિને ભૂલાવી દેવામાં જરા પણ સંકોચ કર્યો નહિ. રાધામતિના મનમાં કોઇ પણ પ્રકારનો સંદેહ ઉત્પન્ન થવા ન પામે એ આશયથી કિંકરે પોતાનાથી બની શકે તેટલો પ્રેમ તેના પ્રતિ દર્શાવવા માંડયો, પણ અંદરખાનેથી તે તેને બહુજ ધિક્કારવા લાગ્યો. તેના મનમાં રાધામતિ તરફ એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થઇ આવી. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે,–" રાધામતિ સોહાગના સમાન સ્વરૂપવતી કેમ ન થઇ ? રાધામતિના મુખમાંથી સોહાગના જેવી મીઠી વાતો કેમ નીકળતી નથી. અહા ! સોહાગ

કેવી સુંદર છે. કોઇ કોઇ વેળાયે તે સુંદર પોશાક પહેરી કેવી મનોહારિણી બની જાય છે ! કવિ કાલિદાસે પોતાના શકુંતલ નાટકમાં આ વર્ણન આપ્યું છે તે સોહાગને બરાબર અનુકૂળ થઇ પડે તેવું જ છે:—

" ચોળ્યું સ્તને ચંદન અને કરકમળ કંકણ લટકતું;
પ્રિયનું પીડાતું શરીર તોયે મધુરતા શી ખીલવતું !
મદન શરને ગ્રીષ્મનો સંતાપ કદિ સરખો રહે;
ના ગ્રીષ્મનો પરિતાપ યુવતીને સુભગ કદિયે બને !

કાલિદાસ કવિના ઉપર્યુક્ત કથન પ્રમાણેજ અત્યારે અવિવાહિતા સોહાગની સ્થિતિ થઇ હશે અને તેથી તે મને અવશ્ય વ્હાતીજ હશે. પણ આ અભાગિની રાધામતિ મારા ભાગ્યમાં ક્યાંથી લખાઇ? તે રૂપહીના છે, ત્યારે સોહાગ રૂપ રૂપનો અવતાર છે. તે રસહીના છે, ત્યારે સોહાગ રસનો સાગર છે. તે હળાહળ છે, સોહાગ સુધાનો વારિધિ છે. રાધામતિ મલિન છે, સોહાગ સોહામણી છે. હાય ! મારા કર્મમાં એ સુંદરી શિરોમણી સોહાગ કેમ ન મળી ! સોહાગ જીવનને મધુર કરનાર છે, રાધા જીવનમાં હળાહળનો સંચાર કરનાર કાળી નાગિણી છે ! "

કિંકરના મનમાં રાધામતિને માટે આટલો બધો તિરસ્કાર ઉત્પન્ન થયો હતો પણ રાધાના મનમાં તેના પ્રતિ તેવો ને તેવોજ પૂજ્યભાવ હતો. તે કિંકરને પ્રભુતુલ્ય માનતી આવતી હતી. તેના ચિત્તમાં અશાંતિનો અંશ માત્ર પણ નહોતો. તે તો સોહાગને મેળવીને ઘણીજ સુખી થઈ હતી. સોહાગ શાન્ત, નમ્ર અને મિષ્ટભાષિણી હતી. સોહાગ પોતાના કુટુંબની કન્યા હતી અને તે સુચરિત્રા તથા અજ્ઞાનયૌવના બાલિકાજ હતી. સંસારની ભયાનકતાનો તેને લેશ માત્ર પણ પરિચય મળ્યો નહોતો. કિંકરના મનમાં વ્યાપેલી ભ્રષ્ટતા તથા પોતાના પ્રતિની આસક્તિ વિશે તે કશું પણ જાણી શકી નહોતી. રાધામતિ તેને બહુજ વ્હાતી હતી. એક દિવસ સોહાગના કંઠનું આલિંગન કરીને રાધામતિ બોલી હતી કે:—

"સોહાગ, હું તને મારૂં સર્વસ્વ આપી શકું છું."

સ્વામીના સંસર્ગમાં રૂપસી યુવતીને આવવા દેવાનું રાધામતિ પસંદ કરતી નહોતી. યમુના એક કુરૂપા અને કાળી કુબડી હોવાથી એના તરફનો ભય રાધામતિને બહુજ ઓછો રહેતો હતો. યમુનાના

રૂપમાં કિંકર મોહિત થાય એ કદાપિ બની શકેજ નહિ, એવી રાધામતિના મનમાં સંપૂર્ણ ખાત્રી હતી.”

રાધામતિ કિંકરપર જે શક રાખતી હતી, તે છેક ખોટો શક તો નહોતોજ કારણ કે, કિંકર કોઇ પણ સ્વરૂપવતી સુંદરી જોતો કે તરતજ તેના પર મુગ્ધ બની જતો અને બને તો તેની સાથે બેચાર મીઠી મીઠી વાતો પણ કર્યા વિના રહેતો નહિ. કિંકરની એવી કેટલીક ચેષ્ટાઓ રાધામતિએ નજરો નજર નિહાળી હતી અને તેથી તેના મનમાં કિંકરના ચારિત્ર્યના સંબંધમાં સંદેહ ઉત્પન્ન થયા કરતો હતો. કિંકરને પરસ્ત્રી સાથે ગપાટા મારતો જોઇને રાધામતિ મનમાં ને મનમાંજ બળ્યા કરતી હતી, પણ તેના મુખમાંથી એક પણ કઠોર શબ્દ નીકળી શકતો નહોતો. કિંકરની એવી રીતભાત તેને બિલ્કુલ પસંદ પડતી નહોતી અને તેને આવી રીતે પરદારામાં લંપટ થતો જોઇને અત્યંત શોકાતુર થતી હતી. તેનાથી પોતાનો પ્રેમ અન્ય વનિતાના અધિકારમાં જતો જોવાનું સહી શકાતું નહોતું. તે મનમાં ને મનમાંજ બળીને રાખ થઇ જતી હતી.

પણ હમણાં રાધામતિના હૃદયમાં કોઇ પણ પ્રકારની જ્વાળા સળગતી નહોતી. તે અત્યારે પ્રફુલ્લ મનથી તથા આનંદિત હૃદયથી રમત રમવામાં તથા તેવાજ આમોદ પ્રમોદમાં પોતાનો વખત વીતાડતી હતી. દરરોજ બપોરે તે રમતની બાજી માંડતી અને સાંઝસુધી રમત રમ્યા કરતી. આજે પણ તેવીજ રમત ચાલતી હતી. તે રમતમાં આજે સોહાગની હારનું પ્રમાણ અતિ ભયંકર આવી ગયું હતું. બેચાર છક્કા પંજા નાખીને રાધામતિ સ્વામીને બેચાર મેણાં ટોણાં પણ સંભળાવતી જતી હતી. યમુના પણ આકાશ પકડવાનો ઉન્માદ ધારણ કરી હર્ષની મારી કિકિયારીઓ કરી ઊઠતી હતી. તેના આનંદનો આજે અવધિજ રહ્યો નહોતો. મર્કટ અને વળી મદિરા પીધી, એટલે પછી બાકી શું રહ્યું ? તે બાજીમાં ફતેહ પામી એટલે જાણે લંકાના યુદ્ધમાં રાવણ રોળી આવી હોયની ! એવા ઉછાળા મારવા લાગી. તેનો ગર્વ એટલો બધો વધી ગયો કે તેની કશી સીમાજ ન રહી. તે ફૂલાઇને જાણે વૉટર્લૂ, પાણીપત કે કુરુક્ષેત્રના રણસંગ્રામમાં વિજય મેળવી આવી હોયની ! એવો ડોળ કરી કહેવા લાગીઃ—

બસ “પાસા પોબાર, સોહાગ અને કિંકરની હાર ! રાધા ! બાજી ખેલવી એમાં પણ અક્કલનું કામ ડગલે ને પગલે પડે છે, પણ તે અક્કલનો તારા વરમાં તો અંશ માત્ર પણ નથી. આજ દિવસ સુધીમાં તેની

કદાપિ કંઈક થઈ હોય એમ તને સાંભરે છે ખરું કે? પણ કંઈક આવી થાય? અક્કલ હોય તોજ બાજી જીતે ને?"

યમુના આનંદની મારી પોતાની આત્મ પ્રશંસાનાં બણગાં ફૂંકી રહી હતી, એ અરસામાં હેમ ત્યાં આગળ આવી પહોંચ્યો. તેણે સોહાગને કહ્યું:-"બ્હેન! નવા ભાઇ આવ્યા છે!"

સોહાગ ચોપાટને અધૂરી મૂકી ઉઠી ગઇ. કિંકરે હેમભણી જોઇ પૂછ્યું:—"નવા ભાઇ કોણ છે વારૂ?"

સોહાગે ઉત્તર આપ્યું:—"નિર્મળ બાબુ!"

કિંકર ભવાં ચઢાવીને બોલ્યો:—"તેઓ આવ્યા છે તો તેમાં સોહાગને ત્યાં લઇ જવાની શી જરૂર છે! સોહાગ, આવ બેસ! આ બાજી પૂરી કરીને જવું હોય તો જજે. ઉતાવળ કરવાનું કશું કારણ નથી. નિર્મળકુમાર આવ્યા હશે તો થોડી વાર બેસીને પોતાની મેળે પાછા ચાલ્યા જશે."

સોહાગે કિંકરના કથનનો કશો પણ જવાબ વાળ્યો નહિ. પણ રાધામતિએ કાંઇક કહ્યું, સોહાગ તે સાંભળી શકી નહિ. તે ચાલી ગઇ.

---

## દ્વાદશ પરિચ્છેદ

---

### પાપીયસી પંડિતાણી !

---

વ્યભિચાર, સર્વ પ્રકારનાં વ્યસનો મહીં ચકચુર રહી;
વિદ્યા તણું સૌ ભાન ભૂલ્યા ડૂલિયા સર્વે અહીં;
જ્યાં દાસ વિષય તણા થયા ત્યાં આર્યનીતિ તણીજ શી?
પ્રભુ ભક્તિની પણ રાખવી? વળિ-દેશ-પ્રીતિ કે'વી કશી?

હ. હ. ધ્રુવ

---

સોહાગના ચાલ્યા જવા પછી કિંકર પણ બાજી પડતી મૂકી ઉઠીને ઉભો થયો. જરાવાર આમતેમ જોયા પછી કિંકર પ્રથમ જણાવેલી બારી પાસે આવી ઉભો રહ્યો અને ત્યાંથી સોહાગના ઘરમાં જોવા લાગ્યો. તેણે જોયું કે, નિર્મળ આંગણામાં બેસી સોહાગ ની માતા સાથે વાતચીત કરી રહ્યો છે. ત્યાં હેમ હાજર હતો, પણ સોહાગ દેખાતી નહોતી. પોતે જરા દૂર ઉભેલો હોવાથી

બધી વાતો બરાબર સાંભળી શકતો નહોતો. ક્વચિત્ ક્વચિત્ કોઇ શબ્દ તેના કાને સંભળાતો હતો. નિર્મળ કહેતો હતો કે;–"સોહાગના લગ્નની ચિંતા કરવાનું તમારે કશું કારણ જ નથી. મને ઠીક લાગશે તેમ હું કરી નાખીશ."

સોહાગની માતાએ કહ્યું:–"કન્યા હવે ઘેર રાખી શકાય તેવી રહી નથી. ઉમ્મર બહુજ વધી ગઇ છે. આજકાલ કરતાં તેને ચૌદ વર્ષ તો થઇ ગયાં પણ આપણે હજી તેના લગ્નનો કશો પણ નિશ્ચય કરી શકયાં નથી. હવે આવી સ્થિતિમાં આપણા મનમાં ચિંતા થાય તે તો સ્વાભાવિક છે."

નિર્મળ કાંઇક વિચાર કરી બોલ્યો:–" અત્યાર સુધી કશો પણ ઇલાજ કર્યો નહિ અને આજે હજી તેના પિતાનું શ્રાદ્ધ વીત્યાંને પાંચ પંદર દિવસ પણ થયા નથી, એટલી વારમાં આટલી બધી ઉતાવળ કરી રહ્યાં છો એ કેમ કામ આવે વારૂ ? હમેશાં સબુરીનાં ફળ મીઠાંજ મળે છે. ઉતાવળે આંબા પાકતા નથી. કન્યાના લગ્નનો નિશ્ચય કરતાં પહેલાં પૂરતો વિચાર કરવાની જરૂર છે. કારણ કે તેના જીવનનો આધાર ફક્ત સારા પતિ પરજ અવલંબેલો હોય છે. તેઓ બિચારી પરાધીનતા અને પરતંત્રતાની બેડીમાં સપડાયલી રહેતી હોવાથી તેને માટે યોગ્ય વર ઘર શોધવાં એ તેના માત પિતાનો મુખ્ય ધર્મ છે. સાહસ કરી કન્યાને ખાડામાં નાખવી એના જેવું બીજું એક પણ પાપ નથી."

સોહાગની માતા બોલી;–"સોહાગના કેદારદાદાએ તેને માટે એક પતિ શોધી કાઢ્યો છે ને તેઓ કિંકરની મારફત મને વારંવાર સોહાગનાં લગ્ન જેમ બને તેમ જલ્દી કરી નાખવાનું કહેવડાવ્યા કરે છે. આ બાબતમાં તમારો શો મત છે, તે જાણવાની પણ મને ખાસ જરૂર છે."

નિર્મળ:–" તેણે સોહાગને માટે કયા પતિની પસંદગી કરી રાખી છે ? તમે તે વરને જોયો છે ? તેની ચાલચલકતથી તમે વાકેફ છો ? તેના ઘરબારની સ્થિતિ કેવી છે ? તેનાં માતા પિતાની આબરૂના સંબંધમાં તમે કાંઇ પણ માહિતી મેળવી છે ખરી કે ?"

સોહાગની માતા:–" કેદારદાદાના ગુમાસ્તાના છોકરાને સોહાગના પતિ તરીકે તેમણે પસંદ કર્યો છે. જો કે વરની ઉમ્મર કાંઇક વધારે છે, પણ હવે તેના વિના બીજો કશો ઇલાજ નથી. તે કાંઇ વધારે ભણ્યો ગણ્યો નથી. પણ સ્વભાવે સહજ નમ્ર અને ગરીબ

છે, એટલે કશી હરકત જેવું નથી. તેના કુળના સંબંધમાં તો હું છેક બીનવાકેફ છું, મને કાંઇ પણ વધારે માહિતી મળી શકી નથી.”

નિર્મળ:–“ આજે તમારી બુદ્ધિમાં કાંઇક વિકાર થયો હોય એમ જણાય છે ! એક જમીનદારની ગૃહસ્થની કન્યાને રસ્તાના ભીખ માગતા ભીખારી જેવા એક ગુમાસ્તાના અભણ, મૂર્ખ અને સ્મશાનમાં જવાની અણીપર આવેલા છોકરા સાથે લગ્ન કરવાની વાત કહેતાં તમને જરા શર્મ પણ નથી આવતી ? શું સોનાની પ્રતિમાને માટીના પૂતળાંના હાથમાં કદાપિ સોંપી શકાતી હશે ખરી કે ? સોહાગના સમાન એક સુંદરી શિરોમણી અને સદ્‌ગુણી કન્યાના જીવનને તમે જીંદગી સુધી દુઃખની ભઠ્ઠીમાં દગ્ધ કરવા ઇચ્છો છો ? તમને તમારી પુત્રીના હિતાહિતનો જરા પણ વિચાર નથી આવતો ? તમે હજી સરળ અને ભોળાં હોવાથી કપટી કેદાર અને કારસ્થાની કિંકરના સર્વ પ્રપંચોથી અજ્ઞાત છો. તે તમારી બધી મિલકતને હજમ કરવાની ઇચ્છા ધરાવે છે અને એટલા માટે જ તમને આમ ઉંધે માર્ગે દોરી જવાના ફ્લાઝો કરી રહ્યા છે. જો મારૂં કહેવું માનો તો આ બધા મામૂલી વિચારોને માંડી વાળો અને મારામાં વિશ્વાસ રાખો. તેને માટે હું જે પતિની પસંદગી કરીશ, તેથી તમને કદાપિ પસ્તાવાનો પ્રસંગ આવશે નહિ. માટે આ સોનાની પ્રતિમાને વાંદરાના હાથમાં આપવાની તમારી જે ઇચ્છા છે, તેને જડમૂળથી ઉખેડી નાખો અને હું કહું તેમ કર્યા કરો.”

સોહાગની માતાએ કહ્યું:–“ ત્યારે હવે બીજો કોઇ પણ ઉપાય તમારા ખ્યાલમાં આવી શકે છે ખરો ?”

નિર્મળ:–“ તમારે તેની ફિકર કરવાનું કશું કારણ નથી. તેની ચિંતા મારે જ કરવાની છે. કાલીકાકાના મરણ સમયે તેમની મરણ પથારી પાસે બેસી મેં આ સોહાગને મારી ભગિની તરીકે પાળવાનું જે વચન આપ્યું હતું તે વચનને નિભાવવા ખાતર હું મારા જીવનું જોખમ પણ વેઠી લઇશ. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી હું સોહાગને જરા પણ દુઃખી થવા દઇશ નહિ. સોહાગના લગ્નનો તથા લગ્નના ખર્ચનો ભાર મારાપરજ છે. મારી ભગિની સોહાગ કેવી રીતે સુખી થાય એનો વિચાર કરવાની તથા તેને સુખી કરવાની મારી ફરજ જ છે અને તે ફરજને હું અવશ્ય બજાવીશ. મારી ભગિનીને અનુકૂળ થાય તેવો પતિ હું અવશ્ય શોધી કાઢીશ.”

આમાંના કેટલાક શબ્દો નિર્મળ જરા ઉશ્કેરાઇને બોલ્યો હતો, એથી એમાંના ઘણાખરા શબ્દો છૂપાઇને બારીના ઓથમાં ઉભેલા કિંકરના કાને સંભળાયા હતા. તે નિર્મળને ઉદ્દેશીને મનમાં ને મનમાં બોલ્યો:–" ઠીક છે બચ્ચા, બાજી તો ઠીક બિછાવી છે! હું તને બહુ સારી રીતે ઓળખું છું. આ બિચારી ભોળી ડોસીને ભરમાવી તું તારૂં કામ કાઢી લેવાની ઠીક વેતરણ કરી રહ્યો છે! તેં જે વર શોધી રાખ્યો છે, તે બીજો કોઇ નહિ, પણ તું પોતે જ છે, શું તું સોહાગને તારી સોહાગિની બનાવવા માટે જ આ બધાં કારસ્થાન કરી રહ્યો છે? પણ બચ્ચા, એટલું તો જરૂર યાદ રાખજે કે, જ્યાં સૂધી આ કિંકર જીવતો હશે, ત્યાં સૂધી તારી એક પણ આશાને ફળીભૂત થવા દેશે નહિ. તું શયતાન છે, તો હું શયતાનનો સરદાર છું. તું હળાહળ છે તો હું હળાહળને હજમ કરનાર હર એટલે કે ધુર્જટી છું. તું તીખી છૂરી છે તો હું ઝેરીલો તીણો છૂરો છું. મારી આંખોમાં ધૂળ નાખી હું જેને હૃદયથી ચાહું છું; તેને તું લઇ જવાનું સાહસ કરીશ તો તેનું કડવું ફળ તને તરતજ ચખાડી આપીશ. મારી કપટકળામાંથી અત્યાર સૂધી આ દુનિયાનો કોઇ પણ જીવ છટકવા પામ્યો નથી. તો તારૂં શું ગજું છે કે તારાથી મારા પંજામાંથી છટકી જ શકાય?"

જે વંશમાં પુનર્વિવાહનો રિવાજ વંશપરંપરાથી ચાલતો આવ્યો છે, તે વંશના વંશજો કદાચ આવી કુત્સિત કલ્પનાઓ કરે, અનેક અબળાઓના પ્રણયનો ઉપભોગ કરવાની ઇચ્છા ધરાવે, પોતાની કામવાસનાને તૃપ્ત કરવા માટે નિરાધાર અને નિ:સહાય રમણીઓની લજ્જાને ધુળમાં મેળવવાની કોશિશ કરે તો તેમાં આશ્ચર્યનો રંચ માત્ર પણ સંભવ નથી. અમારા આ કથનથી કદાચ પુનર્લગ્નના પ્રતિપાદકો એવો પ્રશ્ન ઉપસ્થિત કરશે કે, જે જાતિયોમાં પુનર્લગ્નનો પ્રતિબંધ છે, તે જાતિયોમાં આવાં ભયંકર પરિણામોનો ઉદ્ભવ નથી થતો. તો તેના પ્રત્યુત્તરમાં અમે માત્ર એટલું જ કહેવું ઉચિત ધારીશું કે, તેમાં પણ તેવાં પરિણામો અવશ્ય આવેજ છે, નથી આવતાં એમ નથી. પરંતુ તેનું પ્રમાણ આના કરતાં કાંઇક ઓછું આવે છે. પણ આ સ્થળે એ વિષયનું વિશેષ વિવેચન કરી કોઇ પણ પ્રકારના વિવાદને ઉપસ્થિત કરવાની અમારી ઇચ્છાજ ન હોવાથી, અમે હવે એનો ત્યાગ કરીને અમારી નવલકથાને આગળ લંબાવીશું.

એવામાં કિંકરે જોયું કે, સોહાગે આવીને નિર્મળના હાથમાં પાન આપ્યું અને ત્યાર પછી તે નિર્મળની બાજૂમાં બેસી તેને વાયુ ઢોળવા લાગી. નિર્મળે સ્નેહસહિત સોહાગના મુખપર સરી આવેલા વાળના ગુચ્છાને બરાબર ગોઠવી દીધો. સોહાગે કહ્યું:–" ભાઇ! આટલા દિવસ ક્યાં ગયા હતા? આપની આ દીન ભગિનીના સંભાળ લેવાનું શું છેક વિસરી જ ગયા હતા?"

નિર્મળ સહજ હસીને બોલ્યો:–"બ્હેન! હું તો હમેશાં આવું છું, પણ તું મને મળતીજ નથી. આથી તારા મનમાં એમજ ભરાઇ ગયું છે કે, હું તારે ત્યાં આવતોજ નથી."

હેમ વચ્ચમાંજ બોલી ઉઠયો:–"મોટા ભાઇ, જૂઠું કેમ બોલો છો? લગભગ પંદર દિવસ થયાં તો મેં પણ તમને આવતા જોયા નથી. આજે તમને આવેલા જોઇને મને ઘણોજ આનંદ થયો છે."

પરંતુ સોહાગ કાંઇ પણ બોલી નહિ. તે નિર્મળે પોતાની માતાને જે છેલ્લી વાત કહી હતી તેના વિચારમાં પડી ગઇ હતી. વિચાર કરતાં કરતાં છેવટે તેને સમજાયું કે, રાધામતિને ત્યાં નિત્ય જવાથી નિર્મળ તેનાપર સહજ નારાજ થયો છે. આ પ્રમાણે વિચાર કર્યા પછી સોહાગે કિંકરને ત્યાં કદાપિ ન જવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી. તેના મનમાં કિંકર પ્રતિ એક પ્રકારનો સ્વાભાવિક તિરસ્કાર ઉપજી આવ્યો.

નિર્મળ ઉઠીને ઉભો થયો. જતી વેળાયે તે કહેતો ગયો:– "હું આજે એક વાત કહેવા આવ્યો હતો, પણ મારાથી તે કહી શકાતી નથી. હવે આવતી કાલે આવીશ ત્યારે કહી સંભળાવીશ."

કિંકર આ સમયે બારી છોડી, હૃદયમાં હળાહળ ધારણ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે સોહાગ રમવા આવી નહિ. રાધામતિ પોતે બોલાવવા ગઇ, તોપણ સોહાગ આવી નહિ. તેણે કહ્યું:–" હમણાં મારા ભાઇ આવવાના છે, તેથી હું તમારી સાથે આવી શકીશ નહિ."

રાધા ગુસ્સે થઇ ચાલી ગઇ. પતિ પાસે જઇ તેણે સોહાગને અભિમાન આવ્યું છે, એમ કહી તેને બે ચાર ગાળો ભાંડી તેની પુષ્કળ નિંદા પણ કરી. યમુના પણ ત્યાં હાજર હતી. તે બળતામાં ઘી હોમી બોલી:–"નારે ભાઇ! તેને અભિમાન આવ્યું નથી, પણ નવા વરની ધૂમ લાગી છે."

રાધાએ પૂછ્યું:-"એટલે તમે શું કહેવા માગો છો, તે કાંઇ સમજાવશો ખરાં કે ?"

યમુનાએ જવાબ આપ્યો:-"તમારા જેવાં ડાહ્યાં ડમરાં માણુસ પણ અંદરના બીના ન જાણો એની બીજી નવાઇ કઇ હોઇ શકે ? એ તો ભીતરકી રામ જાણે પણ માંહે પોલંપોલવાળોજ ઘાટ છે. હવે તો સમજાયું ને ?"

રાધામતિ બોલી:—"ના, નથી સમજાયું. વળી અંદર એવી તે શી વાત છે વારૂ ?"

યમુના આડંબર કરી બોલી:—"થઇ રહ્યું ત્યારે, આવી સામાન્ય બાબત પણ નથી જાણી શકતાં, ત્યારે કોઇના ઘરમાં હોળી સળગાવવી હોય તો તે તમને આવડેજ શી રીતે ? ભાભી ! દુનિયામાં રહીએ ત્યારે બધુંય શીખવું જોઇએ. સ્ત્રીઓએ ફક્ત ઘરમાં બેસી રાંધવા ચીંધવાથી જ પોતાના કામનો અંત આવી જાય છે, એમ માની લેવાનું નથી. વર અને વહુ વચ્ચે વિક્ષેપ કેવી રીતે પડાવવો, સાસૂ અને નણંદની સાથે વહુને કેવી રીતે અથડાવી મારવી, કોઇના સુખના સંસારમાં કલેશરૂપ દાવાનળને કેવી રીતે સળગાવી દેવો, આદિ બધી બાબતો જાણવાની આપણુને ખાસ જરૂર છે. મને ઘણી જ દિલગીરી થાય છે કે, તમે હજી સૂધી એવા અતિ અગત્યના કામોથી છક અજાણ્યાં રહ્યાં છો."

રાધામતિએ યમુનાની પંડિતાઇનો અનાદર કરતાં કહ્યું:— "યમુનાબાઇ ! હું તમારી એ બધી ટાયલાંવાળી વાતો સાંભળવા માગતી નથી. સોહાગના સંબંધમાં તમે જે કાંઇ જાણતાં હો તે સીધી રીતે કહી દો નહિ તો પછી જેવી તમારી મરજી. મારી ઇચ્છા તમને વધારે આગ્રહ કરવાની નથી જ."

યમુના બોલી:—"બહુ સારૂં, ત્યારે સાંભળી લ્યો. સોહાગને માટે વિવાહની તૈયારીઓ ચાલી રહી છે, એટલા માટે તે ક્યાંય પણ બહાર નીકળતી નથી,"

રાધામતિએ કહ્યું:—"હા, એ વાત મારા જાણવામાં આવી ગઇ છે. નિર્મળ બાબૂ જ તેના વિવાહનો પ્રબંધ કરી રહ્યા છે અને તેઓ જ તેનો બધો ખર્ચ આપવાના છે."

યમુના ખડખડ હસીને બોલી:—"મર રે મર ઘેલી ! તું તો બધી બીના જાણે છે ને શું ? ત્યારે મને અત્યાર સૂધી નાહક શા માટે સંતાપી વારૂ ?"

અત્યારે રાધામતિ ખરી વાતનો સાર સમજી શકી. ત્યાર પછી તે યમુના ખભાપર પોતાનું મુખ રાખીને અજાયબીથી બોલી:—"ઓય મા! હવે હું ક્યાં જઇશ! મારૂં શું થશે? શું નિર્મળ બાબૂ આવા કપટી છે? તેમણે શું સોહાગને મારાથી વિખૂટી કરવાનો વિચાર કર્યો છે?"

યમુનાએ કહ્યું:—"ત્યારે હું બીજું શું કહું છું? હવે સોહાગ કાંઇ નિર્મળ બાબુને છોડીને તમારી સાથે શેતરંજ ખેલવા આવે, એવું બની શકશે ખરૂં કે? હું તો ધારૂં છે કે તે હવે બાબૂ સાથે મોજમજામાં પડી જશે એટલે તમને તે સંભારશે પણ નહિ."

કિંકર ત્યાં વધારે વાર બેઠો નહિ. તે ઊઠીને બહારના મકાનમાં આવ્યો. તેણે જોયું કે, રસ્તાની બાજૂપર આવેલા એક વૃક્ષતળે નિર્મળનો ઘોડો બાંધેલો છે. તે પુનઃ બીજા માળપર આવ્યો. પ્રથમ જણાવેલી બારી પાસે આવી તેણે સોહાગના ઘર ભણી એકાદવાર નજર નાખી. પરંતુ કોઇને પણ જોઇ શક્યો નહિ. થોડીવાર સૂધી વાટ જોતો ઉભો રહી કિંકર ફરી નીચે આવતો રહ્યો. ત્યાં આવી જોયું કે, નિર્મળનો અશ્વ પહેલાંની પેઠે જ ઉભેલો જણાયો. ત્યારે કિંકર પોતાના ઓરડામાં આવી બેઠો. દ્વાર બંધ કરી તેણે ચિંતાના પ્રવાહમાં પોતાના શરીરને વ્હેતું મૂકી દીધું.

જે ઘરમાં કિંકર બેઠો હતો, તે ઘર બહારના ભાગમાં આવેલું હતું. એ ઓરડા સાથે મકાનના બીજા કોઇ પણ ભાગનો વધારે સંબંધ નહોતો; ભાગ્યે જ કોઇ ત્યાં આવી ચઢતું. છતાં સંધ્યા સમયે બે ચાર ભાઇબંધ દોસ્તો કોઇ કોઇ વેળાયે અહીં આવી ચઢતા. આજે અહીં કોઇપણ નહોતું. કેવળ કિંકર એકલો બેસી તરેહ તરેહવારની ચિંતાઓ કરી રહ્યો હતો.

પાપથી કલુષિત થયેલા હૃદયની ચિંતા અથવા કલ્પનાનું વર્ણન કરવાનું અમે બિલકુલ પસંદ કરતા નથી. એનો ઉલ્લેખ કરવાનો અમારો ઉદ્દેશ પણ નથી. સત્યને છૂપાવી રાખવાની અમારી ઇચ્છા પણ નથી. નવલકથાના લખનારે સત્ય હેતુ છૂપાવી રાખવો એ પણ કોઇ રીતે ઉચિત નથી. નવલકથાકારના સમાન સત્યવાદી પુરુષ આ વિશ્વમાંથી વિરલ જ મળી આવશે.

લગભગ એકાદ બે કલાક સૂધી ચિંતા કર્યા પછી તેનો ત્યાગ કરીને કિંકરે એક પ્રકારનું કાળું કામ કરવાના ઉદ્દેશથી હાથમાં

કલમ ધારણ કરી. બે ચાર કાગળ લખી લખીને ફાડી નાખ્યા પછી તેણે નીચે લખેલો પત્ર લખીને તૈયાર કર્યો:—

"શ્રીમતી વિજયાકુમારી દેવી—

મેં તને એક વાત જણાવવાની ઇચ્છા કરી નહોતી, મારા મનમાં સંપૂર્ણ ખાત્રી હતી કે, જો હું તે વાર્ત્તા તને કહીશ તો તેના યોગે તારા હૃદયમાં અવશ્ય એક પ્રકારનો આઘાત જ થશે, પણ હવે મારે લાચારીથી તે બીના તને જણાવ્યા સિવાય ચાલી શકે તેમ નથી તે નથી જ.

કાલીનાથની કન્યા સોહાગ તારી સારી પરિચિતા છે, અને મને યાદ છે કે ઘણા સમય પહેલાં તે આપણે ત્યાં ઘણીવાર આવ જાવ પણ કરતી હતી. અત્યારે કાલીનાથે સ્વર્ગારોહણ કર્યું છે. તેના મરણ સમયે તે કાંઇ પણ પાછળ મૂકી જઇ શક્યો નથી જો તારો સ્વામી નિર્મળકુમાર સહાયભૂત ન થયો હોત તો, તેથી કાલીનાથની વિધવા, સંતાન અને સંતતિ આદિ સર્વ કાળના ભક્ષક જ થાત. એમાં આશ્ચર્ય જેવું કશું જ નથી. પણ જો નિઃસ્વાર્થ ભાવથી નિર્મળકુમારે એ કાર્ય કર્યું હોત, તો તેમને અમે દેવતા તરીકે પૂજત તથા તેમનો નિરંતર આભાર માન્યા કરત. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમ થવા પામ્યું નથી. આ કાર્યમાં તેમનો સ્વાર્થ ઘણોજ ભયંકર છે, વાસના નીચને ઉચિત હોય તેવી જ છે અને તેમની કામના અતિ કુત્સિત છે."

સોહાગ બાલિકા નથી; તે અત્યારે ભુવનમોહિની તરુણી છે. રૂપના અગ્નિમાં સર્વ કોઇ બળી મરે છે. સોહાગના રૂપાનલમાં નિર્મળનો ધર્મ બળીને ભસ્મીભૂત થઇ ગયો છે. નિર્મળે રક્ષક થઇને ભક્ષકના ગરજ સારી છે. તેણે એક અનાથ બાળાનો સર્વનાશ કર્યો છે."

જો તું વેળાસર નહિ આવી પહોંચે તો નિર્મળ કેવી ભયંકરતાને ધારણ કરી લેશે તે કાંઇ કહી શકાતું નથી. મેં સાંભળ્યું છે કે, તેમનાં બન્નેનાં લગ્ન થવાનો ઠરાવ પણ થઇ ગયો છે."

હું તારો પરિચિત છું; માટે મારા નામને ખુલ્લું પાડવા ઇચ્છતો નથી. એજ                                    તા. ૨૫ મી માર્ચ."

પત્રને વિશાળપુરની પોસ્ટમાં નખાવ્યો. યથાસમયે તે વિજુના હાથમાં જઇ મળ્યો. આ સ્થળે એમ કહેવાની જરૂર જ નથી કે, તે પત્ર આ પહેલાં જ્યોત્સ્ના તથા હારાણચંદ્રના હાથમાં પણ ફરી

વળ્યો હતો. જ્યોત્સના જેને શોધતી હતી, તેજ આ પત્રમાં મળી આવ્યું. નિર્મળની સ્ત્રીનું સુખ અને શાંતિને નષ્ટ કરવાનો જ જ્યોત્સ્નાનો ખાસ ઇરાદો હતો. તે ઇરાદાને પાર પાડવાનું તેને એક મુખ્ય સાધન મળી આવ્યું. વિજુના ધર્મને નષ્ટ કરવાનો હીરાણુનો જે અભિપ્રાય હતો; તે અભિપ્રાય હજી સુધી અમલમાં મૂકાઇ શકયો નહોતો. પણ તે વાતને હમણાં જવા દો."

પત્ર મોકલીને કિંકરે વિચાર્યું હતું કે, પત્ર મળતાની સાથેજ વિજુ દોડી આવશે. પાંચ દિવસ વીતી ગયા, તો પણ વિજયા આવી નહિ. સોહાગ પણ હવે રમવા આવતી નહિ. આથી કિંકર હવે સ્થિર રહી શકયો નહિ. તેણે એક બુઢ્ઢીનો આશ્રય ગ્રહણ કર્યો.

તે બુઢ્ઢીનું ખરૂં નામ શું છે તે તો તે ગામના લોકો પણ બરાબર જાણી શકયા નહોતા સઘળા તેને પંડિતાણીના નામથી બોલાવતા હતા. તે નામથી જ તે આ સંસારમાં પરિચિત હતી. પંડિતાણી કયાંની વતની હતી, તે કોઇપણ જાણી શકતું નહોતું. તેનો ઉદરનિર્વાહ શી રીતે ચાલતો હતો તે, ગામના મોટા મોટા પંડિતો પણ જાણતા નહોતા. બૃહસ્પતિના સમાન બુદ્ધિ ધરાવનારા મહાન સમર્થ વિદ્વાનો પણ તેની કલ્પના અથવા નિર્ણય કરવાને શક્તિમાન થઇ શકયા નહોતા છતાં પણ ગામના પાંચ સાત ડાહ્યા માણસોએ પંડિતાણીને સમજાવી ફોસલાવીને તેનું પવિત્ર નામ જાણી લીધું હતું. ગામની ભદ્ર મહિલાઓમાં પંડિતાણીનું સારૂં માન હતું. પંડિતાણીને કેટલાક લોકો બહુજ ચહાતા હતા, પણ તે ચહાનારાઓનો મોટો ભાગ કુપથમાર્ગીજ હતો!

શ્રીમતી આદત પંડિતાણીને આ સંસારમાં પોતાનું કહે તેવું કોઇ પણ સગું વહાલું નહોતું; તે એકલી એક ઝૂંપડીમાંજ વસતી હતી. એક હૃષ્ટપુષ્ટ એટલે જાડી પહોળી બિલાડી સિવાય બીજું કોઇ પણ પ્રાણી ઘણેભાગે તેની શય્યાપર શયન કરવાને ભાગ્યશાળી થઈ શકતું ન હોતું. ઘરના કામકાજમાં મદદ કરનાર પણ કોઇ નહોતું પણ તેથી તેને કશી અડચણ આવતી નહોતી. માત્ર વાંધો એટલોજ આવતો હતો કે, તેની સાથે બેસી લોકોની કુથલી કરે અથવા ગામગપાટા મારે તેવું કોઇ સોબતી મળી શકતું નહોતું; આથી તેને કેટલીકવાર ઘણું દુઃખ થતું હતું. પંડિતાણી ગામગપાટા મારવાની જરા વધારે શોકિન હતી. એક વાત સાંભળી આવ્યા પછી, જ્યાં સુધી પંડિતાણી તે વાતનું સુધારા વધારા સાથે આ જગતમાં પાં-

ચમું કે સાતમું સંસ્કરણ એટલે આવૃત્તિ કરી તેનો પ્રચાર કર્યા વિના જંપીને બેસતી નહોતી. તેના ઉકળતા હૃદયમાં જરા પણ શાંતિ વળી શકતી નહોતી. મૂળ વાતને દરેક આવૃત્તિમાં વધારવામાંજ આવતી હતી, તેમાં ઘટતો સુધારો વધારો કર્યા વિના શ્રીમતી સરસ્વતીની સ્પર્ધા કરનારી પંડિતાણી તે વાતને બહાર પાડવાની ઉદારતા દર્શાવવાનું સાહસ કરી શકતી નહોતી. ગામમાં જેટલાં ઘર હતાં, ત્યાં દરરોજ પંડિતાણીની પધરામણી થતી; તેને માટે બધાંનાં દ્વાર સદાને માટે ખુલ્લાંજ રહેતાં હતાં. આદત પંડિતાણીને આવતી અટકાવી શકે, અથવા તેનું યોગ્ય માન ન સાચવી શકે, એવી એક પણ મહિલા તે ગામમાં નહોતી. તેને રાજી રાખવાથી ગામના બધા સમાચારો મળી શકતા હતા. કારણ કે, વાસ્તવિક રીતે તે એક 'ગામ ગેઝેટ'નું જ કામ સારતી હતી. તેના ગુસ્સે થવાથી ઘરની બધી સાચી અથવા ખોટી વાતોને તે ગામમાં એકદમ ફેલાવી દીધા સિવાય રહી શકતી નહોતી. આથી ગામની રમણીઓ પંડિતાણીનું નામ સાંભળી ભક્તિથી કિંવા ભયથી–તેની પાસે લાચાર બની જતી. પંડિતાણી નારાજ થાય અથવા તેને માઠું લાગે એવું એક પણ કામ કરવાની કોઇનાથી હિમ્મત થઇ શકતી નહોતી. પોતાના દોર્દંડ પ્રતાપથી પંડિતાણી આખા ગામમાં પોતાની હકુમત ચલાવી શકતી હતી. તેના જેવી એક પણ અપૂર્વ બુદ્ધિશાલિની સ્ત્રી તે ગામમાં નહોતી.

કિંકરે છેક લાચાર થઇને, તે પ્રબળ પરાક્રમશાલિની રમણીકુળની ભાગ્ય વિધાતાના શરણનો સ્વીકાર કર્યો.



# સંસાર સંગ્રામ

## દ્વિતીય ખણ્ડ

### પ્રપંચાનલ

खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।
आत्मनो मेरुमात्राणि पश्यन्नपि न पश्यति ॥
अहो खलभुजङ्गस्य विपरीतो वधक्रमः ।
अन्यस्य दशति श्रोतमन्यः प्राणैर्वियुज्यते ॥
खलः करोति दुर्वृत्तं नूनं फलति साधुषु ।
दशाननोऽहरत्सीतां बन्धनं तु महोदधेः ॥
सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रूरतरः खलः ।
सर्पः शाम्यति मन्त्रेण खलस्तु न कथंचन ॥
सर्पाणां च खलानां च परप्राणापहारिणाम् ।
अभिप्राया न सिध्यन्ति तेनेदं वर्तते जगत् ॥

# પ્રથમ પરિચ્છેદ

## રમણીનું રૂદન !

"જ્યાં કાંઇ છાંય નજરે નથી આવતી ત્યાં;
છે પાણી, પાષાણ દશે દિશા જ્યાં;
નજરે પડે છે સઘળે પ્રપંચ પાસા,
હૃદય વિશે સુણાય વિષમ ભાષા."

વિજ્જુ અત્યારે રડીરડીને દિવસો ગાળતી હતી. એ ચાર દિવસને અંતરે એકાદ પત્ર નિર્મળકુમાર તરફથી વિજ્જુના હાથમાં આવતું હતું. પણ તે પત્ર પણ નીરસ, શુષ્ક અને કઠિનજ હતું. વિજ્જુ જો એકાદવાર પત્ર ન મળતું, તો તેથી તે બહુજ દુઃખી થતી હતી.

વિજ્જુ પોતાના મનની પીડા બીજા કોઇના પાસે જણાવા દેતી નહોતી. હૃદયમાંજ તુષાનલને છૂપાવી રાખી વિજ્જુ મનમાં ને મનમાંજ બળવા લાગી. તેની આગમાં પાણી રેડે એવું કોઇ પણ નહોતું, પરંતુ ઘી હોમે તેવાં અનેક હાજર હતાં. વિજ્જુનું હૃદય બળીને ખાખ થઇ જાય, તેનાં બધાં સુખો નષ્ટ થઇ જાય એવાં કારસ્થો કરનાર તરીકે હારાણ અને જ્યોત્સ્નાનું નામ સર્વથી પ્રથમ આવે તેમ હતું. આથી તેના હૃદયનો અગ્નિ હોલવાવાને બદલે ઉલટો વધારે ભયંકર સ્વરૂપ ધારણ કરીને ભડભડાટ કરતો બળવા લાગ્યો.

એક દિવસ એક પત્ર મળવાથી વિજ્જુની પીડામાં એકદમ વધારો થઇ ગયો. પત્ર બનાવટી હતો. હારાણનો લખેલો હતો. પરંતુ તે વાત વિજ્જુના જાણવામાં નહોતી. આથી જેટલા પત્રો વિજ્જુ અને નિર્મળ વચ્ચે પરસ્પર લખાતા હતા, તે બધાં ચોરાઇ જઇને તેના બદલામાં બનાવટી પત્રો તેમને મળ્યા કરતા હતા. નિર્મળ જેવી રીતે ભૂલમાં પડયો હતો તેવીજ રીતે વિજ્જુ પણ ઠગાઇ–છેતરાઇ હતી. અમે આ સ્થળે જે પત્રનો ઉલ્લેખ કર્યો છે, તેમાં એક જગાએ લખ્યું હતું:—

"તું સુખમાં છે તો પછી હું તને મારા દુઃખની વાત કહીને શા માટે તારા સુખને નષ્ટ કરૂં વારૂ ? પરંતુ હું તારા સુખની વાત સાંભળવા માગતો નથી. તારો પત્ર પણ ઇચ્છતો નથી. તું સુખ-

માં રહે. હવે હું દર્શનની આકાંક્ષા રાખતો નથી. જો તું નહિ આવે તો, મને તેની કશી પરવાર નથી, હું તું અહીં આવે એમાં બિલ્કુલ રાજી પણ નથી. આજથી તારો અને મારો ઉભયનો પતિપત્ની તરીકેનો સંબંધ તૂટી જાય છે. તારી મરજી મુજબ વર્તવાને તું મુખત્યાર છે. હવેથી તું મને પત્ર લખીશ નહિ."

વિજુએ તે પત્રને એકવાર સિવાય બીજી વાર વાંચ્યો નહિ. તે એકવાર વાંચતાની સાથેજ અવસન્ન થઇ પડી. સ્વામીની છબિને છાતીપર રાખી વિજુ રડતી રડતી બોલી:–" કેમ પ્રભુ ! તારી આ દીનદાસી પર તું આટલો બધો કોપ શા કારણથી કરે છે ? તારી આ સેવિકા જિદ કરીને ચાલી આવી છે, તે અપરાધ શું તું કદાપિ માફ નહિજ કરે ? મેં આટલાં બધાં આંસૂ વહાવ્યાં, તો પણ મારાં તે પાપ ન ધોવાયાં ? શું તે પાપનું પ્રક્ષાલન કરવાની મારાં અશ્રુમાં શક્તિજ નથી ? ઘણીવાર અનેક અપરાધો કર્યા છે, પણ તું કદાપિ તારી આ દાસી પ્રાત વિરક્ત થયો નથી, તો પછી આજે તેં આવું ભયંકર સ્વરૂપ શા કારણથી ધારણ કરી લીધું છે ? હે દયામય ! તું આજે મારાપર આટલો બધો કુપિત કેમ થયો છે ? તેંજ મને દુ:ખમાંથી સુખમાં નાખી છે અને એના યોગેજ આવો ગર્વ આવી ગયો છે. તું મને ચાહે છે, એટલેજ હું આમ અભિમાન કરૂં છું. નહિ તો હું કોણ ? તારી આગળ મારી શી વિસાત ? જ્યાં સુધી તારા પગ પાસે પડયા રહેવાનું સ્થાન પણ મેળવી શકીશ, ત્યાંસૂધીજ મારો ગર્વ અને સૌન્દર્ય ટકી શકશે. તારા લીધેજ હું ઉજળી છું. જો તું તારા ચરણમાં સ્થાન નહિ આપે તો—"

તેના મુખમાંથી વધારે શબ્દો નીકળી શકયા નહિ. વિજુએ રડીને પથારી ભીંજવી દીધી.

કેટલીકવાર પછી સહજ સાવધ થઇ વિજુએ પોતાના પતિને એક પત્ર લખ્યો. આંખો લૂછતાં લૂછતાં તેણે અનેક વાતો લખી; પરંતુ ક્ષમા માગી નહિ. એક સ્થળે લખ્યું કે;—"તમારા સિવાય શું હું કદી પણ સુખી રહી શકું ખરી ; કે ? વૃક્ષના આલિંગનથીજ લતાને સુખ મળી શકે છે, તેની સુંદરતા શોભી ઉઠે છે, નહિ તો લતાના ભાગ્યમાં તો કોઇના પગતળે છૂંદાઇ જવાનોજ પ્રસંગ આવે છે." કોઇએક વિદ્વાને ખરૂંજ કહ્યું છે કે;—

"જ્યમ ચંદ્રના યોગે નિશાને વિમળતા સુંદર મળે;
ને વૃક્ષ યોગે વલ્લરી ઉંચી ચઢે છે પળ પળે;

ઋતુ આવતાંજ વસંત, કૌમુદી પ્રફુલ્લિ થાય છે;
ઘનનાદના યોગે મયુરોનો ધ્વનિ સંભળાય છે;
ત્યમ સ્વામીના સંયોગથી પામે પ્રતિષ્ઠા સુંદરી;
પતિ દોષ જો નહિ હોય તો, છે સુંદરી ગિરિની વરી.
પતિ પ્રેમ પામે સુંદરી સન્માન તેનું તો અતિ;
પતિ પ્રેમ વિના સુંદરીની અન્ય નહિ છે કો ગતિ.

પાંચ દિવસ પછી આ પત્રનું ઉત્તર વિજુના હાથમાં આવ્યું. તેમાં એક સ્થળે લખ્યું હતું કે;–" જે લતા, વૃક્ષને ઘેરી લઇ નષ્ટ કરવાની કોશિશ કરે છે, તે લતા પરિત્યાગ કરવા યોગ્ય ગણાય છે. "

વિજુએ એ પત્રનું ઉત્તર આપ્યું નહિ; કેવળ ચૂપકીથી રડી રડીને પથારી ભીંજાવી. ઘણીવાર સુધી રડયા પછી વિજુએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે;–" મારે ભય રાખવાનું શું કારણ છે? મરણ જેવો પ્રબળ સહાયક હોવા છતાં હું શામાટે ડરૂં છું?"

પરંતુ શી રીતે મરવું, તેનો તે કશો નિશ્ચય કરી શકી નહિ. આથી તેણે કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય કર્યા પહેલાંજ રેવતીને બોલાવી. રેવતીના આવ્યા પછી વિજુએ તેને પૂછ્યું:–"રેવતી ! હું આજે એક મહા ભયંકર વિષયમાં તારી સલાહ લેવા ઇચ્છું છું. તે સલાહપર મારા હિતાહિતનો આધાર અટકેલો છે, માટે તું કોઇ પણ પ્રકારનો ભય કિંવા સંકોચ રાખ્યા વિના હું તને જે કાંઇ પૂછીશ તેની તું બરાબર સલાહ આપીશ ખરી કે?"

રેવતી બોલી:–"મારાં વ્હાલાં શેઠાણી સાહેબ ! આ ક્ષુદ્ર સેવિકા આપના સમાન અતિ બુદ્ધિમતી લલનાને સલાહ આપે અને આપ એ સલાહ પ્રમાણે વર્તો એ કદાપિ માની શકાય ખરૂં કે?"

વિજુએ કહ્યું:–"ના બ્હેન ! તારી આ ધારણા ભૂલભરેલી છે. મરણ અને જીવનના સંધિ સ્થળમાં મૂકાયલી આ દીન વિજયાને તું હવે વધારે ન સતાવ. સંસારના સંકટરૂપ દાવાનળથી દગ્ધ થતી, પાપાત્માના પ્રલયમાં આવી પડેલી આ નિર્બળ અબળાને તું આવા કઠોર શબ્દો ન સંભળાવ. હું અત્યારે તને મારી એક પરમ સખી ધારીને જ તારી સલાહ લેવા માગું છું. માટે કૃપા કરીને હું જે કાંઇ પૂછું તેનું યથાર્થ ઉત્તર આપ. તારા વિના હું બીજા કોઇની સલાહ લઇ શકું તેમ નથી."

રેવતી દંભપૂર્વક બોલી:–"આપ મારી શી સલાહ લેવા ઇચ્છો છો વારૂ?"

વિજુએ જવાબમાં જણાવ્યું:-"રેવતી, હું તારી જે સલાહ લેવા માગું છું, તે સલાહ અતિ ભયંકર છે, છતાં તારી પાસે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના બધો સત્ય વૃત્તાંત કહી સંભળાવું છું. કહે જોઇએ કે, મનુષ્ય સરળતાથી મરી શકે એવો શો ઉપાય છે વારૂ ?"

રેવતી એક પ્રકારનું ડહાપણભર્યું હાસ્ય કરી બોલી:—"શેઠાણી સાહેબ ! મરણના તો એક નહિ પણ અનેક ઉપાયો છે. કોઇ વિષપાન કરીને મરે છે, કોઇ ગળેફાંસો નાખી મરે છે, તો કેટલાક પેટમાં છુરી ઘોંચીને પણ મરે છે. કોઇ હૃદયબંધ થવાથી મરણને આધીન થાય છે, કોઇ કૂવે પડી કાળના રાજ્યમાં પ્રયાણ કરે છે. કોઇ માળપરથી પડતું મૂકી મરે છે, તો કોઇ હૃદયમાં વધી પડેલી અનેક પ્રકારની યાતનાઓના યોગે પણ મૃત્યુવશ થાય છે." આમ કહી રેવતીએ પુનઃ હસીને કહેવા માંડયું:-મારા પતિ પણ એમાંના એક ઉપાયથી જ મરણવશ થયા છે, એ વાતને શું તમે નથી જાણતાં ?" ત્યાર પછી ફરીવાર વિકટ હાસ્ય કરી રેવતી બોલી:—"જો તમે મારા સ્વામીના મરણની વાત સાંભળશો તો પેટ પકડીને હસ્યા વિના રહેશો નહિ. અરે ! હસી હસીને તમે તો છેક લોટપોટ જ બની જશો."

વિજુએ અજાયબીથી પૂછ્યું:-"શું હસવાથી માણસ મરી શકતું હશે ખરૂં કે ?"

રેવતી બોલી:-"હા મારી વાત સાંભળશો એટલે તમને બધી બીના સમજાઇ જશે." આમ કહી રેવતીએ બહુજ ધીમે ધીમે કહેવા માંડયું:-"એક દિવસ મને ગુસ્સો ચઢયો હતો, તેથી હું રાત્રે ઘર છોડીને ચાલી ગઇ હતી, આથી મારા સ્વામીએ ગળેફાંસો નાખી આપઘાત કર્યો હતો. સમજ્યાંને ? માણસનું મરણ થવું એ કાંઇ મોટી વાત નથી, ચુટકી બજાવતાંની સાથે જ માણસ મરી શકે છે."

રેવતીની આવી તુચ્છ કથા સાંભળીને વિજુના મનમાં ઘણા દિવસ પહેલાંની એક વાત યાદ આવી ગઇ; એક દિવસ રાત્રે સોફામાં બેસી વિજુ કાર્પેટની એક પગરખાંની જોડ ગુંથતી હતી. તે જોડા નિર્મળકુમારને માટે તૈયાર કરવાની વિજુની ઇચ્છા હતી; પણ ૭ માસનો અવધિ વીતી જવા છતાં તે જોડ પૂરી થઇ નહોતી. તેમાં

નિર્મળકુમારનો જ દોષ હતો. વિજુનો લેશ માત્ર પણ દોષ નહોતો. વિજુ જ્યારે જ્યારે એને ગુંથવા બેસતી ત્યારે ત્યારે નિર્મળકુમાર તેનો કાંટો અથવા સૂયો ચોરી લેતો તેમજ રેશમ આદિને છૂપાવી દઇ ગરબડ મચાવી મૂકતો. ગમે તેમ હો પણ તે રાત્રે ઘણો વખત વીતી જવાથી નિર્મળ સહજ ચીડાઇ ગયો હતો અને વિજુનો ઘણોજ ઉપહાસ કર્યો હતો. એ ઉપહાસથી વિજુને જરા અભિમાન આવ્યું હતું અને તેથી તે રાત્રિના બે પ્રહર સુધી કાર્ય પડતું ન મૂકતાં કાર્પેટપર ફુલ ગુંથી રહી હતી. તેને સૂવા માટે નિર્મળે ઘણીવાર સૂધી બોલાવ્યા કરી હતી, તેમ છતાં પણ વિજુ હાથમાંથી કામ પડતું મૂકી તેની પાસે ગઇ નહોતી. છેવટે નિર્મળે ઉઠીને વિજુના હાથમાંના સૂયાને ભાંગી નાખ્યો હતો અને બન્ને હાથથી સોફાપર બેઠેલી વિજુને શય્યાપર સ્થાપન કરી હતી. તેથી વિજુને દારુણ અભિમાન આવ્યું હતું. તેને અભિમાન આવવાનું પ્રથમ કારણ એ હતું કે,–તેને જોડા ગૂંથવામાં નિર્મળે ભારી વિઘ્ન નાખ્યું હતું. બીજું કારણ એ હતું કે, તેની ઇચ્છા ન હોવા છતાં નિર્મળે તેને સોફાપરથી ઉંચકી લીધી હતી. તેમજ તેના અભિમાનનું ત્રીજું કારણ પણ ભયંકર જ હતું; એકાંતમાં ફરતી વેળાયે વિજુએ પહેરેલું વસ્ત્ર જરા ખસી ગયું હતું. આ સર્વ કારણોથી વિજુનું દુર્જય એટલે કે જીતી ન શકાય તેવું માન એકત્ર ગર્જના કરી ઊઠયું હતું. આથી વિજુએ પલંગ પરથી ઉતરી પડી ઓરડાના તળિયાપર ધૂળમાં આળોટવા માંડયું હતું. નિર્મળે તે વખતે વિજુને પોતાના શરીરપર ખેંચી લઇને અનેક પ્રકારે ઘણા જ આદરની સાથે વિજુનું માન ભાંગ્યું હતું. તે બધી વાતો વિજુના મનમાં અકસ્માત સાંભરી આવી. સ્નેહ અને સોહાગનું સ્મરણ થતાં વિજુનું શરીર કમ્પી ઉઠયું, આંખોમાં આંસૂ આવ્યાં. હાય ! તે સ્નેહ, તે સન્માન અને તે મધુર પ્રેમ અત્યારે કયાં વિલીન થયો !"

રેવતીએ પોતાનો વૃત્તાંત કહેતી વેળાયે એમજ ધાર્યું હતું કે, મારી વાર્તા સાંભળીને વિજુ અત્યંત હસી પડશે. પણ તેમ ન થતાં ઉલ્ટી વિજુને અત્યારે રડતી જોઇને રેવતી વિસ્મિત થઇ. થોડીવાર પછી રેવતી પોતાના કહેવાના આશયને બદલી નાખી, સાલ્લાના છેડાથી વિજુની આંખોનાં આંસૂ લુછી, રડતી રડતી બોલી:— "ભાભી સાહેબ ! મારી વાત સાંભળીને શા માટે રડો છો ? રડવાનું કશું કારણ જ નથી. એ તો આ દુનિયાનો રિવાજ જ છે કે,

જન્મ્યું તે અવશ્ય જવાનુ જ છે. જુઓને મારો જીવતો જાગતો સ્વામી ઘડીવારમાં મરી ગયો. એક પળ વારને માટે પણ પૃથ્વીપર ટકી શકયો નહિ. આ વિશ્વ નશ્વર અને ક્ષણભંગુર છે! જગતની બધી બાજી મિથ્યા છે!"

વિજુ ચુપકીથી ભૂતકાળનાં સુખ દુઃખની બધી વાતો સંભારવા લાગી. રેવતી પોતાના મનમાં ને મનમાં જ કાંઇક બકબકાટ કરવા માંડી. આ સમયે એક દાસીએ આવી સમાચાર આપ્યા કે, રમેશનો તાવ એકદમ વધી ગયો છે. વિજુ તુરત જ આંખોનાં આંસૂ લુછી નાખી દાસીની સાથે ચાલતી થઇ. રેવતી પણ વિજુના સંબંધમાં વિચાર કરતી કરતી ત્યાંથી વિદાય થઈ.

રમેશના તાવમાં ખરેખર બહુજ વધારો થઇ ગયો હતો. પ્રથમ ચિંતા કરવાનું તેને તેટલું કારણ નહોતું; પરંતુ અત્યારે તાવની સાથે બીજી કેટલી ચિન્તાઓ આવી મળી હતી. જ્યારે મામલો ગંભીર થઇ ગયો, ત્યારે જ્યોત્સ્ના સ્વામીની શય્યા પાસે આવી બેઠી. તેણે કઠોર આજ્ઞા આપીને દીવાન, મુનીમ અને ગુમાસ્તા આદિ સર્વના મનને શંકાશીલ બનાવી દીધાં અને ડૉકટરને તેડવા માટે હારાણચંદ્રને મોકલી આપ્યો. રૂદ્રપૂર ગામમાં એક એચ. એ.—હૉસ્પિટલ ઍસિસ્ટંટ ડૉકટર હજી હમણાં થોડા વખત થયાં જ પરીક્ષા પસાર કરીને આવ્યો હતો, તે હજી છેક નવો સવો જ હતો. હારાણ તેને લઇ આવ્યો. જમીનદારને ત્યાં તે સમયે બીજા કેટલાક ડૉકટર અને વૈદ્યો પણ વિદ્યમાન હતા. રોગ વધી જવાથી જ્યોત્સ્નાએ તેમને વિદાય કર્યા અને નવીન ડૉકટરને રોગીની ચિકિત્સા કરવા માટે નિયુક્ત કર્યો.

જ્યારે જ્વર એકદમ વધી જતો, ત્યારે રમેશને કશું ભાન રહેતું નહિ. તાવ ઓછો થતો ત્યારે પણ તેને વાતચીત કરવામાં ઘણોજ ત્રાસ વેઠવો પડતો. જ્યોત્સ્નાની ઇચ્છા વિરુદ્ધ કાર્ય કરવાથી વિરોધ વધવાની પણ તેને સંપૂર્ણ સંભાવના રહ્યા કરતી. અત્યારે તેની સાથે વિવાહ કરવાની રમેશમાં શક્તિ પણ રહી નહોતી. તેથી તે ચૂપજ રહેતો હતો.

વિજુ તે બધું નજરોનજર જોતી, કાનોકાન સાંભળતી, પરંતુ તે કાંઇ પણ બોલ્યા વિના ચૂપ જ રહેતી. જ્યારે ભાઇએ જ મૌનને ધારણ કરી લીધું હતું, ત્યારે બિચારી વિજુને બોલવાનો અધિકાર પણ શો હોઇ શકે? પરંતુ નવીન ડૉકટરની ચિકિત્સા વિજુને બિલ્કુલ પસંદ પડતી નહોતી.

પહેલે દિવસે જ એક મોટી ગરબડ મચી ગઇ. ડૉક્ટરે જુલાબ આપવાની ગોઠવણ કરી. પણ વિજુએ જુલાબ આપવાની મના કરી અને તેને માટે અમુક વાંધો પણ ઉઠાવ્યો. તેણે કહ્યું:–"આ દુર્બળ રોગીને હું જુલાબ આપવા દઇશ નહિ. તેમનામાં એટલી શક્તિ રહી નથી કે, તેઓ આવો સખ્ત જુલાબ સહી શકે. જ્યારે તેમની તબીયત સહજ સુધરવા માંડે, ત્યારે જ જુલાબની વ્યવસ્થા કરજો."

જ્યોત્સ્ના દવાથી ભરેલું પાત્ર લઇ સ્વામીની શય્યાપર બેસી તેને જુલાબ આપવાની તૈયારી કરી રહી હતી, પણ વિજુએ તેને તેમ કરવાની મના કરીને તેની સામે જબરો વાંધો ઉઠાવ્યો. બીજી કેટલીક મહિલાઓ તે ઓરડામાં બેઠી હતી, તેઓ આ વિચિત્ર કલહને એકી નજરે જોવા લાગી. રોગી પથારીમાં સૂતો હતો. અત્યારે તે જાગતો હતો અથવા તો ઊંઘમાં હતો, તે કોઇનાથી સમજી શકાતું નહોતું.

જ્યોત્સ્ના બોલી:–"હું ધારૂં છું કે, તું વૈદકની વિદ્યામાં પણ પૂરી પંડિતા છે. જો તેમજ છે, તો પછી તું પોતેજ ચિકિત્સાનો ભાર શા માટે નથી ગ્રહણ કરી લેતી? વાતવાતમાં તારૂં ડહાપણ તો આવીને ઉભું જ રહેવાનું. મને લાગે છે કે, તું મારા પતિને મારવા માટે જ સાસરૂં છોડીને અહીં આવી છે, નહિ તો કાંઇ ડૉક્ટરના કરતાં પણ વધારે ડહાપણ દર્શાવવાનું સાહસ કરી શકે ખરી કે?"

વિજુએ ઉત્તર આપ્યું:–"ભાભી! મને ગરીબને નાહક શા માટે સતાવો છો? બળેલીને વિના કારણ શા માટે બાળો છો? અત્યારે તકરાર કરવાનો અવસર છે? અત્યારે હું જે કાંઇ જોઇ રહી છું, તે પરથી સ્પષ્ટ કહું છું કે, મારા ભાઇની સેવાચાકરીનો ભાર હવે મારે પોતાને જ લઇ લેવો પડશે."

જ્યોત્સ્નાએ પૂછ્યું:–"કેમ, તું અત્યારે શું જોઇ રહી છે?"

વિજુ:–"બધા અનુભવી અને કુશળ વૈદ્ય તથા ડૉક્ટરોને કાઢી મૂકી આવા એક મૂર્ખ ડૉક્ટરદ્વારા તમે મારા ભાઇની સુશ્રૂષા કરાવવાને તૈયાર થયાં છો, તો તમને જરા વિચાર પણ નથી આવતો? ભાભી! હું તમને પગે પડું છું, કૃપા કરી તમે આ ડૉક્ટરને હમણાં ને હમણાં જ વિદાય કરો અને બીજા કોઇ સારા અનુભવી તથા કુશળ વૈદ્ય અથવા ડૉક્ટરને બોલાવવાની વ્યવસ્થા કરો."

જ્યોત્સ્નાએ કહ્યું:–"હું કાંઇ અત્યારે તારી સલાહ માગવા આવી નથી, જ્યારે સલાહ માગવા આવું ત્યારે આપજે. જો કોઇ યુરોપિયન ડૉક્ટરને બોલાવીએ તો ઓછામાં ઓછી વીસ મોહોર એટલે કે, ત્રણસો રૂપિયા આપવા પડે, તે કોણ આપશે? શું તે રૂપિયા આપવાની તું ઉદારતા દર્શાવી શકીશ ખરી કે? ડૉક્ટરને બોલાવવાની સલાહ તો ઝટ લઇને આપી દીધી, પણ પૈસાનો કાંઇ વિચાર કર્યો ખરો કે? નવો ડૉક્ટર લાવવામાં તને શી હરકત, પૈસા બગડે તો મારા જાય. તારે ક્યાં ન્હાવું, નીચોવવું છે. તને તો દલાલે દીવાળું નહિ અને મસ્જિદે ખાતર નહિ, એવો ઘાટ મળ્યો છે."

વિજ્જુએ કહ્યું:–"મારા ભાઇને ત્યાં પૈસાની શી ખોટ છે."

જ્યોત્સ્ના ગર્જના કરી બોલી:–"બીજાની મિલકત લોકોને બહુજ મોટી જણાય છે, પણ તેના ખર્ચનો તો કોઇ વિચાર પણ કરતું નથી. એ તો કોઇએ ખરૂં જ કહ્યું છે કે:–"પારકે ભાણે લાડવો મોટો" એમાં અસત્યનો અંશ માત્ર પણ નથી.

વિજ્જુ કાંઇક વિચાર કર્યા પછી બોલી:–"જો ભાઇની પાસે પૈસા નહિ હોય તો હું આપીશ."

જ્યોત્સ્નાએ પૂછ્યું:—"તું ક્યાંથી લાવીશ? એક પૈસાની વસ્તુ મોકલવાની પણ જેની કોઇ સંભાળ લેતું નથી, તેનાથી શું એકી સાથે વીસ મોહોર આપી શકાશે ખરી કે? જો એવી મોટી પૈસા-વાળી છે, તો ત્રણ ત્રણ મહિના થયાં ઘરબાર છોડીને પારકા ઘરના રોટલા કૂટતી શા માટે બેસી રહી છે? તારા ઘરમાં જો ખાવાને અન્ન હોય તો તારો ભાયડો તને આજ સુધી આમ રખડતી રેઢી મૂકે ખરો કે? એમાં તારો દોષ નથી, પણ જમાનો જ એવો આવી ગયો છે. ખીસાં ખાલી ભપકાભારી, એવો આડંબર જ આખી દુનિ-યામાં વધી પડયો છે."

જ્યોત્સ્નાના આ કઠોર શબ્દોએ વિજ્જુના હૈયાને વિંધી નાખ્યું, તે અત્યંત શોકાતુર બની ગઇ. પણ હૃદયની પીડાને હૃદયમાં જ છૂપા-વીને તે બોલી:–"એની તમારે જરા પણ ચિંતા કરવી નહિ. જો મારી પાસે પૈસા નહિ હોય તો, છેવટે હું મારા ભાઇને માટે મારાં ઘરેણાં પણ વેચી નાખીશ અને તેના જે કાંઇ પૈસા આવશે તે ડૉક્ટરને આપી તેમની સેવાચાકરી કરાવીશ."

જ્યોત્સ્નાએ કહ્યું:–"તેનો પછીથી વિચાર કરવામાં આવશે."

વિજ્જુ:–"પણ, હું જુલાબ આપવા દઇશ નહિ."

જ્યોત્સ્નાઃ-"એમાં વાંધો ઊઠાવવાનો તને શો અધિકાર છે ?"

વિજુઃ-" અધિકાર છે કે નહિ, તે મારા ભાઇ ઘણી સારી રીતે જાણે છે. તમારે જાણવાની જરૂર નથી."

જ્યોત્સ્ના એક પ્રકારનું વિષમ હાસ્ય કરી બોલીઃ-" ત્યારે શું તેના પર તારો જ સંપૂર્ણ અધિકાર છે? મારો અને તેમનો કશો સંબંધ જ નથી ? શું હું વેરાનમાંથી આવી છું અને તું સ્વર્ગમાંથી ઉતરી પડી છે ? તેના પર તારો અધિકાર હોય તો મારી શૉક્ય થઇને બેસ, એટલે બધી પીડા પતી જાય."

આમ કહી જ્યોત્સ્ના એકદમ હસી પડી. એ જોઇ વિજુ તેનો તિરસ્કાર કરતી બોલીઃ-" ભાભી ! જરા વિચારી બોલ ! તારી નીચતાને તારા હૈયામાં જ છૂપાવી રાખ. છેક જાત પર ના જા. પાપિણી ? નણંદને શૉક્ય કહેતાં તારી જીભ કેમ નથી ટૂટી પડતી ? મારા ભાઇએ તને એક રસ્તાની ભીખારિણીમાંથી મહાલયની મહારાણી બનાવી, તેનું આવું માઠું ફળ આપવાને જ તું તૈયાર થઇ ખરૂં ને વારૂં ? હું જોઉં છું કે, તું આજે રમણીમાંથી રાક્ષસી બની ગઇ છે. મહત્ત્વાકાંક્ષાના અગ્નિમાં તેં તારી પવિત્રતા, ધર્મપરાયણતા અને પતિભક્તિની આહુતિ આપી છે. તું આજે ડાકિનીનું સ્વરૂપ ધારણ કરી પતિ ઘાતિની થવાને તૈયાર થઇ છે. પણ જો હવે એવો એક પણ શબ્દ ઉચ્ચારીશ તો તેનું પરિણામ કાંઇક જૂદું જ આવશે. તું ધર્મભ્રષ્ટા છે અને તેથી જ આવા ન બોલવાના શબ્દો બોલી જાય છે, પણ ભગવાન તેનું ફળ થોડા વખતમાં જ તને ચખાડી આપશે."

આમ કહી કેટલીક વાર સૂધી શાન્ત રહ્યા પછી વિજુ પુનઃ બોલીઃ-જો હવેથી તું આવા અપમાનસૂચક શબ્દો બોલશે તો માતાને કહી તને ઘર બહાર કાઢી મૂકવામાં આવશે ?"

"હેં આ શું ? બિલાડીમાં સિંહણનું પરાક્રમ ક્યાંથી આવી વસ્યું ? વિજુ તું, તારી માતા અને તારો ભાઇ તો શું પરંતુ કદાચિત્ કાળને કંપાવનાર કોઇ દૈવી વિભૂતિ આવશે, તો તે પણ મારી આજ્ઞાના દાસાનુદાસ થઇ રહેશે. પણ તું એટલું તો અવશ્ય યાદ રાખજે કે, હવે થોડા સમયમાં જ તને તારી આ ઉદ્ધતાઇનું ફળ મળી રહેશે." જ્યોત્સ્ના ગર્જના કરી બોલી.

"મને તેની કશી પરવાર નથી. તારાથી મારો વાળ પણ વાંકો થઇ શકે તેમ નથી." કારણ કેઃ—

" હું કરૂં આ મેં કર્યું મિથ્યા એ અભિમાન છે;
જનો પાસા ભલે ફેંકે, દા દેવો હરિ હાથ છે. "

" બહુ સારૂં, પાછળથી એ બધું જોયું જશે." જ્યોત્સનાએ ગર્વપૂર્વક કહ્યું.

તેમનો આવો વિવાદ વધતો જતો જોઇ એક વૃદ્ધ સ્ત્રીએ તેમને શાન્ત કરી કહ્યું:-" બ્હેનો ! આમ વઢો છો શા માટે? અત્યારે તમારો ગૃહસ્વામી આમ મરણ પથારી પડયો છે અને તમે આમ કજીયા કંકાસ કરી તેના દુઃખમાં વધારો કરો એ ઉચિત ગણાય ખરૂં કે ? "

વિજુ બોલી:—" માજી, આપનું કહેવું ખરૂં છું. પણ જો જુલાબ આપવાની જ ભાભીની ખાસ ઇચ્છા હોય તો ગામના બીજા કોઇ ડૉકટરની સલાહ પણ લઇ જૂઓ કે જેથી પાછળથી પસ્તાવું ન પડે. "

વિજુના આ પ્રસ્તાવથી જ્યોત્સના મોટેથી હસી પડી. તે બોલી:-" વધુગ્રામ એટલે કે તારા સસરાને ત્યાં જઇને તારો આ અભિપ્રાય પ્રકટ કરજે, અહીં પંચાત કરવાની કશી જરૂર નથી. "

આ સમયે સહુએ જોયું કે રમેશ પથારી પરથી ઉઠીને બેસવાની કોશિશ કરી રહ્યો છે. આજે બે દિવસ થયાં એક વાર પણ તે ઉઠી શકયો નહોતો, તે બિચારો ઉઠી પણ શી રીતે શકે? વિજુએ અત્યારે એકદમ તેની પાસે દોડી જઇ તેના મસ્તક તળે એક તકિયો રાખી તેને બેસાડવાનો પ્રયત્ન કર્યો. એ જોઇને રમેશ બોલ્યો:-" જુલાબ શાનો છે વારૂ ? "

જ્યોત્સનાએ હાથ લંબાવીને રમેશના હાથમાં એક પાત્ર આપ્યું. પાત્ર આપતી વેળાયે તેણે વિજુના તરફ એકાદ બે કટાક્ષપાત પણ કર્યા, તેમજ ગર્વથી હોઠ ફૂલાવીને હસી પણ ખરી. આ જોઇ વિજુનું મુખ સૂકાઇ ગયું. તેના હૃદયપર એક જાતનો અતિ અસહ્ય આઘાત થયો.

પાત્રને હાથમાં લીધા પછી રમેશે તેને જોર સહિત એકદમ દૂર ફેંકી દીધું. સફેદ પત્થરવાળી ભીંત સાથે તે કાચનું પાત્ર અથડાવાથી તેના સેંકડો કકડા થઇ ગયા. તે જોઇને જ્યોત્સનાની આંખો સળગી ઉઠી. તે ત્યાં આગળ વધારે વાર બેઠી નહિ, નયનાગ્નિથી રમેશને બાળતી બાળતી એક પણ શબ્દ બોલ્યા સિવાય જ્વાળામયી ઉલ્કાની પેઠે એકદમ પગ ઉપાડતી તે ઓરડો છોડીને ચાલી

ગઇ. રમેશે ત્યાર પછી દીવાનને બોલાવ્યો. દીવાનના આવવાથી વિજુ તે ઓરડામાંથી ચાલી નીકળવાની તૈયારી કરવા માંડી. એ જોઇને રમેશે કહ્યું:–" વિજયા, બ્હેન, આવ મારી પાસે બેસ. તારે ગભરાવાનું કશું કારણુ નથી."

વિજુ બેઠી, મ્હોં આગળ સહજ ઘુમટો ખેંચી રમેશ પાસે જઇ બેઠી. રમેશે કહ્યું:—" દીવાન ! તમે મારા ઘરમાં ઘણા દિવસ થયાં કામ કરતા આવો છો ? તમારી વફાદારી જોઇને મને અતિ આનંદ થાય છે. પણુ તમે આ વિજયાને ઓળખો છો ખરા કે ? તેના સ્વભાવથી પરિચિત છો કે ? "

દીવાન બોલ્યો:–" જી, હા. હું વિજયા બ્હેનના સ્વભાવને બહુ જ સારી રીતે જાણું છું. તેમના જેવી નમ્ર, અને સદ્‌ગુણી સ્ત્રીઓ બહુજ ઓછી હશે. પણુ આપ તેમના સંબંધમાં શી આજ્ઞા આપવા ઇચ્છો છો વારૂ ? "

રમેશે જવાબ આપ્યો:—" વિજુ આજથી તમારી માતા છે, એમજ માની લેજો. તે જ્યારે તમને કાંઇ આજ્ઞા કરે, તેનું તરતજ પ્રતિપાલન કરી આપજો. મારી અને ઘરના બીજાં બધાં માણસોની આજ્ઞા કરતાં તેની આજ્ઞાને વધારે માન આપજો. તેના જેવી કોમળ ભગિની મળવાથી હું મહા ભાગ્યશાળી થયો છું. આજે મારી જે કાંઇ સારી સ્થિતિ છે, તે સર્વ વિજુનો જ પ્રતાપ છે. "

દીવાને આનંદની સાથે કહ્યું:—" જેવી હજૂરની આજ્ઞા. "

રમેશે પુન: કહેવા માંડયું:—" વિજુ ! દીવાન વૃદ્ધ છે, આપણા પિતા તુલ્ય છે. તેમની સાથે વાતચીત કરવામાં અથવા તો તને જે જોઇએ તે માગી લેવામાં તું કોઇ પણુ પ્રકારનો સંકોચ કરીશ નહિ. કદાચ ન કરે નારાયણુ ને હું આ દુનિયામાંથી ચાલ્યો જઉં, તો પણુ તું એમના પર પૂરતો વિશ્વાસ રાખજે. એઓ તને જરા પણુ દુભાવા દેશે નહિ. "

વિજુ કશું પણુ બોલી નહિ, કેવળ આંખમાંથી આંસુ વહાવતી બેસી રહી.

રમેશના મનમાં સહસા એક વાતનું સ્મરણુ થઇ આવ્યું. તેણે વિચાર્યું કે:—" હું મરણુ પથારીએ પડયો છું. મારા બચવાની આશા બહુજ મંદ જણાય છે. જો કદાચ મારૂં મરણુ થશે તો પછી મારી આ મિલકતનો વારસ કોણુ થશે ? જ્યોત્સ્ના ? પાપીયસી જ્યોત્સ્ના ? નહિ નહિ. કદાપિ નહિ. જ્યોત્સ્ના મારી કોણુ છે ? પરણેલી ભાર્યા !

પણ નહિ, તે ભાર્યા નથી પણ મારી ભોગિની છે! શું તે મારી સહધર્મિણી છે, મારા સુખદુઃખની ભાગિની છે? ના–ના. તે તો સુખ અને વૈભવની આકાંક્ષિણી છે. તેના હૃદયમાં મારા પ્રતિ પ્રેમ નથી." આ પ્રમાણે વિચાર કર્યા પછી રમેશ સહજ ઉત્તેજક કંઠથી બોલ્યો:–"દીવાન! હવે હું મારી મિલકતનું વિલ–મૃત્યુપત્ર સત્વર કરી નાખવા માગું છું. પણ વખત મળ્યે તમને તે સંબંધમાં બધું સમજાવી દઇશ."

આમ કહેતાં કહેતાં અવસન્ન થઇને રમેશ પથારી પર ઢળી પડયો. તે જોઇ વિજુએ વ્યાકુળ થઇને ડૉકટરને બોલાવી લાવવાની દિવાનને આજ્ઞા આપી. દીવાન તેજ રાત્રે બહેરામપૂરના એક યૂરોપિયન ડૉકટરને તેડી લાવવા માટે રવાના થયો.

## દ્વિતીય પરિચ્છેદ

### વિજુની દક્ષતા

By overselves is evil done,
By overselves we pain adure.
By overselves we cease from wrong,
By overselves become we pure,
No one saves but overselves,
No one can and no one may,
We overselves must tread the Path;
Buddhas only show the way.

*Dhammapada.*

અમારાથી એક મોટી ભૂલ થઇ ગઇ છે; રમેશનું મકાન કેવા પ્રકારનું હતું, તે સંબંધી કશું કહેવામાં આવ્યું નથી. તેના બહારના મકાન સાથે આપણો કાંઇ વધારે સંબંધ નથી. તેથી અંતઃપુરનું વર્ણન કરવાની જ લેખકને આવશ્યકતા છે તથા પાઠકોને પણ તે જાણી લેવું તેટલું જ અગત્યનું છે.

અન્તઃપુરમાં ચાર ભવ્ય અને વિશાળ કક્ષ હતા તથા તે સિવાય બીજો એક અલાયદો ઓરડો હતો, તે ઓરડાની અન્તઃપુરમાં

ગણના કરવી કે કેમ, એનો કશો નિશ્ચય કરી શકાતો નહોતો. એ ઓરડો અંદર અને બહારના ઉભય વિભાગોની વચ્ચે આવેલો હતો. જેઓ નજીકનાં સગાંવહાલાં અથવા બીજા કોઇ પણ મહેમાનો બે ચાર દિવસને માટે આવતાં, તેમને એ ઓરડામાં જ ઉતારો આપવામાં આવતો હતો. તે ઓરડો અતિ વિશાળ હતો અને તેમાં ચાર પાંચ જૂદાં જૂદાં પાર્ટિશન્સ નાખવામાં આવ્યાં હતાં. હીરાચંદ્ર પણ એ ઓરડામાંના એક પાર્ટિશનમાં જ ઉતર્યો હતો.

એ ઓરડાને ઓળંગીને જરા આગળ જતાં ડાબી બાજૂએ ગૃહિણી એટલે કે વિજુની માતાનું ઘર આવેલું હતું. પહેલાં એ ઘરમાં રમેશનો પિતા રહેતો હતો અને તે ઘણુંજ પુરાતન ઘર હતું. હાલમાં રમેશની માતા ત્યાં વસતી હતી. વિજુ જ્યારે પિયરમાં આવતી, ત્યારે એ ઘરમાંજ તેની માતા સાથે રહેતી હતી. એ ઘરમાં પણ ચાર પાંચ જૂદા જૂદા ખંડો પાડેલા હતા.

એ ખંડની સ્હામે બીજો મહેલ હતો. આત્મીય કુટુંબની કન્યાઓ એ મહેલમાં વસતી હતી. એ મહેલ પણ પ્રાચીન સમયમાંજ બનાવવામાં આવ્યો હતો. એથી તેના ઓરડાઓ નીચા ઘાટના, નાના નાના અને બારી વગરના હતા.

ત્યાર પછી ત્રીજો મહેલ આવતો હતો. એ પ્રથમ મહેલના પાછલા ભાગમાં આવેલો હતો. લગ્ન થયા પછી રમેશે એ મહેલ બંધાવ્યો હતો. જૂદા જૂદા દેશોમાંથી કારીગર, શીલ્પી તથા મીસ્ત્રીઓ બોલાવીને રમેશે એ મહેલને સુંદરતાયુક્ત બનાવ્યો હતો. સૌન્દર્યમયી સ્ત્રીની સાથે રમેશ એ મહેલમાંજ પ્રથમ વસતો હતો. એ મહેલ બે મજલાવાળો હતો. નીચે પરિચારિકા અથવા દાસીઓ રહેતી હતી. ઉપર સુસજ્જિત શોભાવાળા તથા મોટી મોટી બારીઓવાળા ઓરડા આવેલા હતા. રમેશ ત્યાં પોતાની પત્ની સહિત રહેતો હતો. તેણે અનેક પ્રકારની આશાઓથી એ મહેલને સુંદરતા મંડિત કરી બંધાવ્યો હતો; પરંતુ હાલમાં તે ત્યાં વસતો નહોતો. કેવળ જ્યોત્સ્નામયી એકલીજ ત્યાં આગળ રહેતી હતી.

એ મહેલની પૂર્વ દિશામાં–પ્રવેશદ્વારની સમીપમાં ચતુર્થ અથવા નવીન મહાલય હતું. એ મહાલયને કોણ જાણે શા ઉદ્દેશથી રમેશે એક વર્ષ પહેલાં પોતાને રહેવા માટે નિર્માણ કરાવ્યું હતું. બીજા મહેલોની સાથે એનો સંબંધ ઘણો જ ઓછો હતો. એ મહાલય પણ બે માળવાળુંજ હતું. ઉપરના માળમાં છ ઓરડા હતા

અને વચ્ચમાં એક સર્વથી ઉંચો હૉલ આવેલો હતો. એ હૉલની પૂર્વ દિશામાં ત્રણ ઓરડા હતા અને પશ્ચિમ દિશામાં બીજા ત્રણ ઓરડા હતા. દક્ષિણે એક મોટો વરંડો હતો તથા ઉત્તરમાં આવવા જવાની એક સીડી હતી. હૉલમાં દાખલ થયા સિવાય બીજા ઓરડાઓમાં પ્રવેશ કરવાનો કશો ઉપાયજ નહોતો.

રમેશ, પૂર્વ તરફના ઓરડામાં વસતો હતો. વચ્ચલા ઘરમાં તેનું શયનગૃહ હતું. તે ઘર ઘણું મોટું હતું. એ ઘરમાંથી બીજા બે ઘરમાં સરલતાથી આવજાવ કરી શકાય તેમ હતું. પણ આ સ્થળે એ બન્ને ઘરનો ઉલ્લેખ કરવાનું કશું પણ પ્રયોજનજ નથી.”

શયનગૃહને કાંઇ જોઇએ તેવું શૃંગારવામાં આવ્યું નહોતું. કાર્પેટ મંડિત મેજ અને સોફા અથવા કોચ વિના કાંઇ વધારે આડંબર કરવામાં આવ્યો નહોતો. દીવાલપર ટેર્નર અથવા રેનોલ્ડ્ઝ લિખિત છબિયો નહોતી. પણ મેજપર રમેશના પૂર્વજોની કેટલીક નાની નાની છબિયો ગોઠવેલી હતી. ઘરની ચારે બાજૂએ પત્થરનાં ચાર પૂતળાં હતાં, એક તરફ એક મોટો આયનો, પુસ્તક રાખવાની કેટલીક અભરાઇઓ, એકાદ ઘડિયાળ, એક પલંગ, કેટલીક મખમલ મંડિત કુર્સીઓ, બે ટેબલ્સ અને તેવી જ કેટલીક વસ્તુઓ આવેલી હતી. આ સર્વ વસ્તુઓ તે ઓરડાની શોભાને અત્યંત વૃદ્ધિંગત કરી રહી હતી.

હૉલની બીજી બાજૂએ એવાં જ બીજાં ત્રણ ઘર હતાં. આજે બે દિવસ થયાં વિજુએ અને તેની માતા એ ઓરડાઓમાં જ વસતાં હતાં. રમેશનો વ્યાધિ એકદમ વધી પડવાથી, તેમનાથી રમેશને અળગો મૂકીને દૂર રહી શકાય તેમ નહોતું. એથી તેમને ત્યાં આવીને જ વસવું પડયું હતું.

પ્રવેશદ્વારમાંથી રમેશના મહેલમાં આવતી વખતે બીજા મહેલોને ઓળંગવા પડતા નહોતા. બીજા ઓરડા અથવા ચાલીદ્વારા એ મહાલયમાં અવાતું હતું, તે સિવાય બીજો એક પણ માર્ગ નહોતો.

રમેશના મહાલયની આપણને અમુક અગત્ય હોવાથી તેનું વિસ્તૃત વર્ણન કરવું પડયું છે. અમે હમણાં જે વર્ણવી ગયા છીએ, તેનું વર્ણન કર્યા સિવાય અમારાથી આગળ ચાલી શકાય તેમ પણ નહોતું જ.

બીજે દિવસે બપોરે ડૉકટર સાહેબ આવી પહોંચ્યા. તેણે આવીને રોગીની બગલમાં થર્મામિટર લગાડયું, સ્ટેથેસ્કોપદ્વારા છાતી તથા પીઠની પરીક્ષા કરી અને ઘડિયાળ સ્હામું રાખી નાડી તથા

શ્વાસના થડકા પણ ગણી જોયા. છેવટે અત્યંત ગંભીરતા સાથે કહ્યું:–"કેસ સિરિયસ્–રોગ કઠિન જણાય છે. હું ધારૂં છું કે વધુ વખત આવીને આવી સ્થિતિ રહેશે તો પરિણામ ભયંકર આવશે. માટે જેમ બને તેમ જલ્દી યોગ્ય ઉપચાર કરવાની કોશિશ કરો."

જયોત્સ્ના પોતાના પતિની પથારી પાસે બેઠી હતી. તેણે પૂછ્યું:–"ત્યારે શું જીવવાની આશા જ નથી? હાય! મારા સૌભાગ્યનો મણિ મને મૂકી ચાલ્યો જશે?"

સાહેબે એકવાર પથારીપર સૂતેલા અને બેભાન અવસ્થામાં આવી પડેલા રોગી તરફ બરાબર જોઇ લીધું અને ત્યાર પછી એકવાર જયોત્સ્નાના મધ્યાન્હના રવિતુલ્ય ચળકારા મારતાં અશ્રુપૂર્ણ નયનો તરફ પણ દૃષ્ટિપાત કર્યો. તેણે ધીમેથી કહ્યું કે;–"બાઇ! બ્હીવાનું કશું કારણ નથી! તમે આમ એકદમ નિર્બળ કેમ બની જાઓ છો? રોગી થોડા સમયમાં જ સારો થઇ જશે. તમે રડશો નહિ. જો હું ફક્ત એકાદ બે દિવસ [illegible]ની ચિકિત્સા કરીશ તો તેની તબીયતમાં અવશ્ય કાંઇક સુધારો [illegible] જશે. પ્રભુમાં વિશ્વાસ રાખો, તે સર્વ કલ્યાણ જ કરશે."

જયોત્સ્નાએ પૂછ્યું:–"રોગીને બરાબર સારો થતાં કેટલાક દિવસ લાગશે વારૂ?"

આ સમયે તે ઓરડામાં દીવાન અને બીજા બે ચાર વૈદ્ય તથા ડૉકટર બેઠા હતા. વિજ્જુ પાસેના ઘરના અન્તરાલમાંથી આ બધી બીના જોઇ રહી હતી.

સાહેબે જવાબ આપ્યો:–"ચાર પાંચ દિવ[illegible]યા સિવાય તેની તબીયત એકદમ સારી થશે નહિ. તેને બરાબર સ્વસ્થ થવામાં તો લગભગ એકાદ માસની મુદ્દત જોઈશે."

જયોત્સ્નાએ પૂછ્યું:–"ત્યારે શું ચાર પાંચ દિવસ સુધી રોગીનું જીવન આપદમય છે? જે કાંઇ સત્ય હોય તેને છૂપાવ્યા વિના જ સઘળી સત્ય બીના જણાવી દો."

સાહેબે જવાબમાં જણાવ્યું:–"ના તેમ તો નથીજ. પણ જ્યારે તેનો તાવ કાંઇક ઓછો થાય, ત્યારે જરા વધારે સાવધ રહેવાની જરૂર છે. કારણ કે, કદાચ તેની નાડી અટકી પડે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. હું તેને અટકાવવા માટે એક જાતની તાવ દવા આપું છું, તે દવાને બરાબર કાળજીપૂર્વક પીવડાવશો તો પછી વધુ ભય રહેશે નહિ."

જ્યોત્સ્ના:-"આપને આપની બૉક્સમાંથી મેડિસિન આપવાની જરૂર પડશે નહિ. આ ગામમાંથી જોઇએ તે દવા ઘણીજ ખુશીની સાથે મળી શકશે."

સાહેબ:-"કદાચ મળી શકતી હશે, પણ તે આવી અકસીર નિવડશે કે કેમ, તે એક શંકાશીલ વાત છે. વળી આવી દવાઓમાં બહારની દવા લાવવી એ જરા જોખમભરેલું પણ છે."

જ્યોત્સ્ના:-"આપના આ અનુગ્રહથી મને અતિ આનંદ થયો છે. આપે મને એક પ્રકારે કૃતાર્થ કરી છે; પરંતુ ગામની દવાશાળા પર મને સંપૂર્ણ વિશ્વાસ છે, અત્યંત શ્રદ્ધા છે. એટલે હું ધારૂં છું કે, આપ જેવી આશંકા રાખો છો, તેવું કદાપિ બની શકશે નહિ."

સાહેબે દવાની બૉક્સ ઉઘાડી હતી; તેને બંધ કરી દીધી અને ત્યારપછી તે કેટલાક કાગળીયાં લઇને પ્રીસ્ક્રીપશન-વ્યવસ્થાપત્ર લખવા બેઠો. લખી રહ્યા પછી દીવાનને કેટલોક ઉપદેશ આપી તે હૉલમાં આવી ઉભો રહ્યો.

એ દરમ્યાન વિજુએ પાસેના ઘરમાં દીવાનને બોલાવી લીધો. દીવાનના આવ્યા પછી વિજુ બોલી:-"મેં આપને એકાદ બે જરૂરી વાતો કહેવા માટે અહીં બોલાવ્યા છે. આપ મારા પિતાતુલ્ય છો, માટે મારા આ અપરાધને લક્ષમાં લાવશો નહિ."

દીવાને કહ્યું:-"ભગિની વિજુ! એમાં તમે કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યોજ નથી. હું તમારા પિતાના સમયથી તમારૂં અન્ન ખાતો આવું છું, એટલે તમારો દાસાનુદાસ છું. મને ગમે તે સમયે ગમે તે આજ્ઞા કરવાનો સંપૂર્ણ અધિકાર તમે ધરાવી શકો છો. કહો બ્હેન! આપના આ દીનબંધુને શી આજ્ઞા ફર્માવવાની છે વારૂ?"

વિજુએ નમ્રતાથી કહ્યું:-"ડૉક્ટર સાહેબ હમેશાં જે વ્યવસ્થા કરતા આવ્યા છે અને અત્યારે પણ તેમની જેમ વ્યવસ્થા કરવાની ઇચ્છા હોય તેમ કરવા દો. ભાભીનો ભય રાખ્યા સિવાય તેમની ઇચ્છાનુસાર દવા આપવા દો. પણ હા-આમ કરતાં પહેલાં પૈસાની જરા પણ માયા રાખશો નહિ. જો મારો ભાઇ જીવતો હશે તો પૈસા ઘણા આવી મળશે. પ્રભુએ ભાઇને પૈસાની ખોટ રહેવા દીધી નથી, તો પછી સંકોચ કરવાની શી જરૂર છે?"

દીવાને કહ્યું:-"એ બાબતમાં તમે જરા પણ ચિંતા કરશો નહિ. મારા માલીકના પ્રાણની રક્ષા ખાતર કદાચ મારે મારા ઘરમાંથી પણ પાંચ પૈસા વાપરવાનો પ્રસંગ આવશે, તો તેમ કરવામાં

પણ હું કદાપિ પાછો હઠીશ નહિ. અત્યાર સૂધી મેં જે અન્ન ખાધું છે, અને હજી પણ ખાતો આવું છું એ સર્વ આપના ભાઇનોજ પ્રતાપ છે. આવે સમયે ભગવાન મને લૂણ હલાલ થવાનો પ્રસંગ આપશે તો હું મારાં અહોભાગ્ય માનીશ. કહો બ્હેન! એ સિવાય તમારી બીજી કયી આજ્ઞા ફર્માવવાની ઇચ્છા છે વારૂ?"

વિજુએ કહ્યું:-" ગામની દવાશાળામાંથી દવા લાવી ભાઇને પાવાનું સાહસ કરશો નહિ. કદાચ ભાભી બહુ આગ્રહ કરે તો પણ આપ એ આજ્ઞાની કશી પરવાર ન કરતાં તે દવાને ઢોળી નાખજો તથા સાહેબ ડૉકટરની દવાને જ ચાલૂ રાખવાની વ્યવસ્થા કરજો."

દીવાને પૂછ્યું:-"ત્યારે શું યૂરોપિયન ડૉકટરની દવા ચાલૂ રાખવાનીજ તમારી ઇચ્છા છે?"

વિજુએ જવાબ આપ્યો:-હા, મારો તેવોજ અભિપ્રાય છે. જો બધી દવાઓ સાહેબની પાસે અત્યારે હાજર ન હોય તો બહેરામપૂર માણસ મોકલીને મંગાવી લો. આમ કહેવાનો મારો ખાસ હેતુ છે અને તે હેતુ સમય આવ્યે આપોઆપ આપને જણાઇ આવશે. અત્યારે હું તેની ચર્ચા ચલાવીને નિરર્થક સમય નષ્ટ કરવા ઇચ્છતી નથી. યૂરોપિયનોની દવા હમેશાં કાંઇક વધારે અસરકારકજ નિવડે છે, એમાં જરા પણ શંકા રાખશો નહિ."

દીવાને કહ્યું:-" બહુ સારૂં, ભગવતી! તમારી આજ્ઞાનું પાલન કરવામાં હું લેશ માત્ર પણ સંકુચિત થઇશ નહિ. જ્યાંસૂધી આરા વપુમાં રક્તનો એક માત્ર પણ બિન્દુ વિદ્યમાન હશે ત્યાંસૂધી હું મારા સ્વામીની સેવામાં કદાપિ પાછી પાની કરીશ નહિ."

આમ કહીને દીવાન વિદાય થયો; અને ત્યારપછી વિજુએ ઇચ્છાનુસાર સર્વ કાર્ય કરવાની વ્યવસ્થા કરી દીધી.



# તૃતીય પરિચ્છેદ

## ભાઈબ્હેનનાં કાળાં કામ.

સાચી સ્વાર્થ કરે પરાર્થ જન તે સામાન્ય છે સર્વથા;
તે નક્કી નર દૈત્ય આત્મ અરથે જે અન્યને જૈ નડે;
જે નિઃસ્વાર્થે પરાર્થ નાશ કરતા પાપી ખરે તે પુરા.

× × × ×

સાહેબના વિદાય થયા પછી જ્યોત્સ્ના પોતાના ઓરડામાં ચાલી આવી. અને ત્યાર પછી એક બારી પાસે બેસી તેણે ઘણીવાર સૂધી તરેહતરેહવારના વિચારો કરી જોયા. વિચારોના અતિરેકના યોગે તેનું મસ્તિષ્ક ભ્રમિત બની ગયું! તેનું હૃદય ક્ષુબ્ધ થયું. વિજુ પ્રતિના વૈરાગ્નિએ તેના હૃદયને એટલી સીમા પર્યન્ત સળગાવી દીધું કે, જ્યોત્સ્નાએ તેમાં પોતાની સર્વ બુદ્ધિ, વિચારશક્તિ અને સારાસારની કલ્પનાની આહુતિ આપી દીધી. કેટલીકવાર સૂધી વિચાર કરવા છતાં જ્યારે તેનાથી કોઇ પણ પ્રકારના નિશ્ચય પર આવી શકાયું નહિ, ત્યારે તેણે હારાણને બોલાવી મંગાવ્યો, હારાણ આવીને એક કોચ પર બેઠો. જ્યોત્સ્નાએ પૂછ્યું કેઃ–" હારાણચંદ્ર! આજે જે ભયંકર બનાવ બન્યો છે. તેની કંઇ પણ બીના તમારા જાણવામાં આવી છે ખરી કે? અત્યાર સૂધી આપણા સૌભાગ્યાકાશમાં જે સહાયરૂપ વાદળાં ઘેરાઇને આપણને છાયા કરી રહ્યાં હતાં, તે જ વાદળાં અત્યારે ભીષણ સ્વરૂપ ધારણ કરી તેમાંથી વીજળીનો વરસાદ વરસાવી આપણને બાળી ભસ્મીભૂત કરવાની તૈયારી કરી રહ્યાં છે, તે સર્વ વાર્તા તમે જાણી શક્યા છો ખરા કે નહિ વારૂ?"

હારાણે જવાબ આપ્યોઃ–" ના, હજી સૂધી હું એમાંનું કશું પણ જાણી શક્યો નથી."

જ્યોત્સ્નાએ કહ્યુંઃ–" મારો ઇડિયટ હસ્બન્ડ–મૂર્ખપતિ વીલ–મૃત્યુપત્ર કરવાની તૈયારી કરી રહ્યો છે. તે સ્ટુપીડને વીલ કરવાનો મેનિયા–ઉન્માદ ચાલ્યો છે."

હારાણે પૂછ્યુંઃ–" કોણ રમેશબાબૂ વીલ કરવા ધારે છે?"

જ્યોત્સ્નાએ ઉત્તરમાં દર્શાવ્યુંઃ–" હા, તે ફુલિશ–બુદ્ધિહીન ગમાર વીલ કરવા માટે બહુજ ઉતાવળો થઇ રહ્યો છે. હવે તેનાથી એક મિનિટ પણ વેસ્ટ થઇ શકે તેમ નથી."

હારાણે પૂછ્યું:-" ત્યારે શું હમણાં તેની હેલ્થ-પ્રકૃતિ બહુ ડેન્જરસ-ભયાનક થઇ ગઇ છે ? "

જ્યોત્સના બોલી:-" ના તેટલી બધી ડેન્જરસ થઇ નથી, તથાપિ વ્યાધિ કાંઇક વધી ગયો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. જો તેમ ન હોય તો તે આટલી બધી ઉતાવળ કરી વીલ કરાવી લેવાનું સાહસ કદાપિ કરે જ નહિ. "

હારાણે કાંઇક વિચાર કરી પૂછ્યું:-" વીલનું કોઝ-હેતુ શું છે વારૂ ? "

જ્યોત્સનાએ કહ્યું:-" ખરા વારસને દગો દેવાનો અભિપ્રાય મુખ્ય હોય તેમ જણાય છે. "

હારાણ:—" ખરો વારસ કોણ છે ? "

જ્યોત્સના:—" હું પોતે. "

હારાણ:—" ત્યારે બાબૂસાહેબ હાલમાં કોના નામનું વીલ કરવા માગે છે ?"

જ્યોત્સના:—" ઘણું કરીને વિજયાના. "

હારાણ ચૂપ કરી બેસી રહ્યો. વીલ પર પોતાનો અધિકાર કેટલે અંશે અવલંબેલો છે, તેનો તેણે એકવાર વિચાર કરી જોયો. તેણે જોયું કે, જો રમેશની મિલ્કત પોતાની ભગિનીના હાથમાં રહેશે તો ભવિષ્યમાં તેના અધિકારમાં પણ કદાચ તે મિલ્કત આવી શકશે. આ પ્રમાણે વિચાર કરી રમેશની મિલ્કતને ભગિનીના અધિકારમાં સોંપવાનો જ તેણે દૃઢ નિશ્ચય કર્યો. પછી જ્યોત્સનાને અનુલક્ષીને પૂછ્યું:-" જો વીલ કરવા પહેલાં જ બાબૂનું કાસળ કાઢી નાખીએ તો—"

જ્યોત્સનાએ કહ્યું:-" હું પણ તેમજ ધારતી હતી. સ્વાર્થની સિદ્ધિ માટે કદાચ હું પતિનો ઘાત કરનારી કહેવાઇશ તો તેનો પણ મને કશો ભય નથી. તેના મરણ પછી હું સુખેથી બીજો કોઇ મન માન્યો ભરથાર શોધી લઇશ. આ સભ્યતાના યુગમાં પુનર્લગ્નના પ્રતિપક્ષીઓએ સ્ત્રીઓને માટે ઘણી ઉત્તમ સગવડ કરી આપી છે તો પછી મારે ભય રાખવાનું શું કારણ છે ? આના મરણ પછી હું પેપરમાં એડવરટાઇઝમેન્ટ આપીને કોઇ સુધરેલો, ફાંકડો હસ્બન્ડ શોધી લઇશ. પુનર્લગ્ન ન કરવાં અને ઘરમાં એક ખૂણામાં બેસી રહેવું એ યુગ હવે ચાલ્યો ગયો છે. અત્યારે તો સુખ અને સ્વતંત્રતાનો યુગ આવ્યો છે. જો પતિની સાથે ન પાલવે તો બીજો

પતિ કરી લેવાની સર્વ કોઇ પ્રમદાને છૂટ છે. હવે પરાધીનતાના બંધનમાં બંધાઇને અબળાઓને આંસૂ વહાવવાના દહાડા રહ્યા નથી. આ હૈંડ્ઝમલેસ ફીગર રમેશ, બિલ્કુલ ઇડિયટ છે, તેને મારવામાં હું કોઇ પણ પ્રકારનું પાપ જોતીજ નથી."

"પણ હવે તેને શી રીતે મારવો, એની વ્યવસ્થાનો ભાર તમને સોંપું છું. મને સમાજની કશી પરવાર નથી. આપણે તો 'જેણે મૂકી લાજ તેને દુનિયાનું રાજ' એજ સૂત્રને સ્વીકારી લીધું છે. શર્મ રાખવી એ નાદાનનું કામ છે. યૂરોપની સ્ત્રીઓ શર્મને પગતળે કચડી સ્વચ્છંદતાથી ફરે છે, તો જૂઓ આજે તે કેવી ઉન્નત અવસ્થા ભોગવી રહી છે. આ ભારતવર્ષની ભોળી અને મૂર્ખ ભામિનીઓ શર્મના બંધનમાં એટલી બધી બંધાઇ ગઇ છે કે જેના યોગે તેઓ હજીસૂધી પોતાના હક્ક અને સ્વતંત્રતા મેળવવાને પણ સશક્ત થઇ શકી નથી. હાય! ભારતીય ભામાઓ ઉઠો! જાગ્રત થાઓ અને તમારી સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવી મદોન્મત્ત માનવોને તમારી અપૂર્વ અથવા કુશાગ્ર બુદ્ધિનો પરિચય કરાવો. હવે આમ શર્મ અને આળસમાં ક્યાં સૂધી ઉંઘી રહેશો ? જો તમે જાગ્રત નહિ થાઓ તો પછી તમારી ઉન્નતિ શી રીતે થશે ? તમે પ્રકાશમાં શી રીતે આવી શકશો."

હારાણે તેને ફુલાવવાના હેતુથી કહ્યું:-" હા બ્હેન! તારા આ વિચારો અતિ ઉત્તમ છે. જ્યાંસૂધી તારા જેવા વિચારની લાખો રમણીઓ સુધારાના મેદાનમાં યાહોમ કરીને નહિ કૂદી પડે, ત્યાં સુધી સ્ત્રીજાતિનો ઉદય કદાપિ થઇ શકશે નહિ. પણ હવે તેની ચર્ચામાં વધારે સમય નષ્ટ ન કરતાં આપણા ધારેલા કાર્યને પ્રથમ પાર પાડી દઇએ અને ત્યાર પછી સુધારાના યુગમાં મહાન પરિવર્ત્તન ચલાવવાની હીલચાલ મચાવીએ. જો રમેશની કરોડોની મિલ્કત આપણા હાથમાં આવશે તો આપણે તેના દ્વારા સુધારાનો ડંકો વગડાવી શકીશું. હું 'ડિબેટિંગ સોસાયટી' સ્થાપી પુરૂષોને સુધારાના ઉપાસક બનાવીશ અને તું એક મોટું 'મહિલા મંડળ' સ્થાપી સ્ત્રીઓના ઉદ્ધારનો પ્રયત્ન આરંભી શકીશ. હિન્દુસ્તાનની સ્ત્રીઓને હજી ઘણું ઘણું શિખવાનું છે. મદિરાપાન, પરપુરૂષ સમાગમ અને તેવીજ અનેક બાબતોમાં હજી તેઓ છેક મૂર્ખ છે, બિલ્કુલ અજ્ઞાન છે. માટે તેનો પ્રચાર કરવાની પણ ખાસ જરૂર છે, આપણી સ્ત્રીઓ પાશ્ચાત્ય સ્ત્રીઓ કરતાં સુધારાના વિષયમાં હજી બહુજ અજ્ઞાન છે. પણ તે સર્વને સુધારવાનો યત્ન રમેશચંદ્રની મિલ્કત મળ્યા પછી બહુ સારી રીતે

થઇ શકશે. હવે તમે રમેશનું કાસળ કાઢવાનો શો ઉપાય યોજી રાખ્યો છે વારૂ ?"

જ્યોત્સનાએ પોતાની ભયંકર કલ્પનાને હારાણચંદ્ર સમક્ષ વિદિત કરી કહ્યું:-"પ્રથમ તો તમે એક ડૉકટરને બોલાવી લાવો. તેને અમુક સૂચના આપીને મેં એ દુષ્ટ રમેશનો નાશ કરાવવાનો વિચાર કર્યો છે. ડૉકટર કોઈક દવાની સાથે તીવ્ર વિષનું મિશ્રણ કરી આપશે અને તે રમેશને પીવાડવામાં આવશે કે તરત જ તે વિષના યોગે રમેશનું મરણ નિપજશે. આમ કરવાથી આપણે સહીસલામત રહી શકીશું અને લોકો આપણા તરફ જરા પણ શંકા લાવશે નહિ. કેમ, મારો આ વિચાર તમને અનુકૂળ આવે છે ખરો કે નહિ."

હારાણ તરત જ જ્યોત્સનાની વાતમાં યોગ્ય સમ્મતિ આપીને ડૉકટરને બોલાવી લાવ્યો. જ્યોત્સનાના અન્તઃપુરમાં પુરુષને પ્રવેશ કરતો જોઇ કોઇ અધિક આશ્ચર્યચકિત થયો નહોતો. મુનીમ, ગુમારતા આદિ સર્વ તેના અન્તઃપુરમાં આવજાવ કરી શકતા હતા. ડૉકટર પણ હારાણની સાથે પ્રથમ આવતો હતો તેવી જ રીતે આજે પણ આવ્યો. તેને અન્તઃપુરમાં જતી વેળાએ કોઇએ પણ અટકાવ્યો નહિ.

ડૉકટરનું ઘર રૂદ્રપૂરમાં હતું. તેને કેટલીક જમીનજાગીર હતી; પણ તેની જોઇએ તેવી પેદાશ આવતી નહોતી. એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી આવી હાલમાં તે પોતાના ગામમાં જ પ્રેક્ટિસ કરતો હતો. ડૉકટરનું નામ નારાયણચંદ્ર હતું. તે વયમાં તરુણ હતો. ડૉકટરના રૂપનો અભાવ નહોતો; પરંતુ ગુણનો પૂરતો અભાવ હતો. વેશ અને કેશની ટાપટીપમાં કશી મણા જ નહોતી. પહેરવામાં સિમલાની ધોતી, શરીરે ઢાકાની ઉત્તમ મલમલનું પહેરણ, હાથમાં સોટી આદિ પૂર્ણ શોભા આપતાં હતાં. વાળમાં સુગંધીદાર તેલ નાખવાનો તેને ઘણો જ શોખ હતો. તેના મુખપર સદાને માટે એક પ્રકારનું મૃદુહાસ્ય નૃત્ય કર્યા કરતું હતું. આજે પણ ડૉકટર સાહેબ એ સર્વ આયુધોથી મંડિત થઇને જ્યોત્સનાના અન્તઃપુરમાં પધાર્યા હતા.

આ સમયે જ્યોત્સના એક પલંગપર સૂતી હતી, એને જોતાંની સાથે એવો જ ભાસ થઇ આવતો હતો કે, જાણે શુભ્ર લતિકા વિસ્તરેલી હતી, જ્યોત્સનાની ગોદમાં વિદ્યુલ્લતા શોભી રહી હતી. ડૉકટરને જોઇ જ્યોત્સના શય્યાપરથી ઊઠીને બેઠી થઇ, અને માથાપરના વસ્ત્રને સહજ ખેંચી લેવાનો આડંબર કર્યો. વસ્ત્ર તેટલું આગળ

આવ્યું નહિ, અંબોડાસુધી આવીને અટકી ગયું.

ડૉક્ટર એક કાષ્ટાસન-કુર્સીપર બેઠો. હીરાણુ બહાર પહેરાપર ઉભો રહ્યો. બધું બની ગયું, પરંતુ શી રીતે વાતની શરૂઆત કરવી, તે સંબંધી જ્યોત્સ્ના કશો પણ નિશ્ચય કરી શકી નહિ, એટલે શાન્ત જ બેસી રહી. તેના એવા હાવભાવ જોઇને ડૉક્ટર સહજ વિસ્મિત થયો. લજ્જાહીના અને બહુબોલી જ્યોત્સ્ના આમ ચૂપચાપ કેમ બેસી રહી? તેનાથી શાન્ત રહી શકાયું નહિ. તેણે કેટલીકવાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી મનમાં જ કહ્યું:-"દાવ તો ઠીક હાથ આવ્યો છે, પણ હવે તેને છટકવા દેવો જોઇએ નહિ."

ડૉક્ટરે તેને શર્મનો ત્યાગ કરીને પૂછ્યું:-"જ્યોત્સ્ના, મારી ઇચ્છાનું ફળ નહિ જ મળી શકે? શું મારાપર તારી અનુપમ દયાની વૃષ્ટિ નહિ જ થાય?"

જ્યોત્સ્નાએ જવાબ આપ્યો:-"જ્યારે એક વર્ષસૂધી પ્રયત્ન કરવા છતાં પોતાની ધારણામાં ફળીભૂત થવાને અશક્ત નિવડ્યા છો, તો પછી તમે આવી ઇચ્છા શા માટે રાખો છો વારૂ?"

ડૉક્ટરે કહ્યું:-"કિશોરાવસ્થામાં જેણે લોભ બતાવ્યો હતો, તેનેજ હું ઇચ્છું છું. મારી પત્ની તમારા કરતાં છેક તુચ્છ છે. તે સુંદર છે ખરી, પરંતુ તમારી સુંદરતાના રવિ પાસે તેની સુંદરતાનું નક્ષત્ર બહુ ઝાંખું પડી જાય તેમ છે. તમારા જેવી લલનાકુલરત્ન સુંદરીના સૌંદર્ય શશિ સમક્ષ તેના સૌન્દર્યનું કશું મૂલ્યજ નથી. હું નિરંતર તમારૂં રટણ કર્યા કરૂં છું. તમારી મોહિની પ્રતિમાનું ધ્યાન ધર્યા કરૂં છું. અત્યારે હું પૈસાની લાલચથી આવ્યો નથી, પણ તમારા આ સુંદર રૂપનો ઉપભોગ કરવાની આશાને હૃદયમાં ધારણ કરીનેજ આવ્યો છું. માટે હે પ્રિયા! મારી પાસે આવો અનેઃ-

"કોટે પ્રિયા! મુક તું હાથ જીવાડનારો;
જ્યાંથી ગળે શ્રમથી સ્વેદકણો હજારો;
જે છે શશિકિરણથી ગળતી રૂપાળી,
ઇંદુમણિ સ્રજની શીતલ કાંતિ ધારી."

જ્યોત્સ્નાએ કહ્યુંઃ-"ડૉક્ટર! આત્મવિસ્મૃત ન થાઓ. તમારી પત્નીના અપૂર્વ અનુરાગને પગતળે કચડી નાખી મને મેળવવાની ખોટી આશા ન રાખો. મારામાં તમે એવું તે શું રૂપ જોયું છે કે, તમે તમારી બધી વિચારશક્તિનો લોપ કરીને ગારામાં આમ મોહાંધ

બની ગયા છો ? હું તો એક રૂપહીના વનિતા છું. મારા કરતાં વિશેષ સુંદરતાને ધારણ કરનારી વનિતાઓ આ વિશ્વમાં એક નહિ પણ અનેક છે. માટે તેવી કોઇ સુંદરીશિરોમણિને શોધી કાઢો."

ડૉકટરે જ્યોત્સ્નાની લજ્જાનો ત્યાગ કરી નિરંકુશતાથી કહ્યું: "ના–ના પ્રિયા ! તારા જેવી અલૌકિક સુંદરી મને કદાપિ દૃષ્ટિગોચર થઇજ નથી. આખા વિશ્વની સુંદરતા તારામાંજ આવી વસી છે. દુનિયાની સુંદરતાનો તેં ઇજારો લઇ લીધો છે. તો પછી તારા જેવી રૂપવતી અન્ય સ્થળેથી શી રીતે મળી શકે ? તું મારો હૈયાનો હાર છે. બાલપણથીજ હું તને ચ્હાતો આવ્યો છું, તે સમયે તેં મને મારી સાથે લગ્ન કરવાનો કોલ પણ આપ્યો હતો. જ્યોત્સ્ના ! બધી વાતોને હું હજી ભૂલી શક્યો નથી. તારી મોહિની પ્રતિમાએ મને વિવશ બનાવી દીધો છે. રાત્રિ દિવસ હું તારીજ ઝંખના કર્યા કરૂં છું. પ્રિયા તુંજ મારૂં સર્વસ્વ છે.

"તું જીવ, તું હૃદય છે મમ પ્યારી બીજું;
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે;
એવાં હજાર વચને રીઝવીં સુમુગ્ધા;
તેનેજ, શાન્ત, અથવા વદું શું વધારે ? "

વ્હાલી ! તું તારી પોતાની પ્રશંસા કરતાં શર્માય છે, પરંતુ તારા મનમાં તો તું એમજ ધારે છે કે, મારા જેવી કોઇ રૂપવતી લલના આ ભૂમિમાં વસતીજ નથી. તારા હૃદયના ભાવને હું સારી રીતે સમજી ગયો છું અને તેના યોગેજ તારી પાસે પ્રેમની ભિક્ષા માગવા માટે તૈયાર થયો છું. શું તેં તારા મધુર મુખને કદાપિ દર્પણમાં જોયું નથી ? જો ન જોયું હોય તો હજી પણ જોઈ લે, એટલે તું પણ અવશ્ય તારૂં ભાન ભૂલીને તારામાંજ આસક્ત થઇ જઇશ. હવે આ પ્રેમપિપાસુપથિકને વધુ ન ટળવળાવ, પ્રેમવારિનું પાન કરાવી તેની તૃષાનું નિવારણ કર."

ડૉકટરની આવી વાતો સાંભળીને જ્યોત્સ્ના આનંદિત થઇ. તે બોલી:–"ત્યારે શું ડૉકટર સાહેબ ! બાલ્યકાળની અતિ પુરાતન વાતોને તમે હજી પણ વિસરી શક્યા નથી ? મારામાંથી તમારી તે આસક્તિ લેશ માત્ર પણ દૂર થઇ શકી નથી ? શું તમે હજીસુધી એ બધી વાતો સ્મરણમાં રાખી શક્યા છો ?"

ડૉકટરે કહ્યું:–"ના, મારાથી તે હજીસુધી ભૂલી શકાઇ નથી.

હજી મારા મનમાંથી તે વાતોનું વિસ્મરણ પણ થયું નહોતું, એવામાં તારી આ યૌવનાવસ્થાનું અવલોકન કરતાં મારા મનની દશા તદ્દન વિચિત્ર જ બની ગઇ છે. બાલ્યાવસ્થામાં તું એક રૂપવતી બાલિકા હતી, પણ અત્યારે તે બાલિકાની ભૂમિકાનો ત્યાગ કરી યૌવનના ઉદ્યાનમાં આવી પહોંચી છે. તે સમયે તું એક અવિકસિત કલિકા હતી, પણ અત્યારે પ્રસ્ફુટિત પુષ્પના આકારમાં પરિણિત થઇને મધુર સૌરભનો વિસ્તાર કરી રહી છે. તે સૌરભ કિંવા સુગંધે મને એટલો બધો મુગ્ધ બનાવી દીધો છે કે, હવે મારાથી તે પુષ્પનો ઉપભોગ કર્યા વિના ચાલી શકે તેમ નથી.”

જ્યોત્સ્ના કાંઇક વિચાર કર્યા પછી બોલીઃ–“ પણ મારાં લગ્ન થયા પછી હું તમને એકાંતે મળી હોઉં અથવા તો તમારી સાથે પ્રેમની એકાદ બે વાતો કરી હોય, એમ મારા સ્મરણમાં જ નથી. તો પછી તમને મારા યૌવનપુષ્પની સુવાસ ક્યાંથી અને શી રીતે આવી શકી, એ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી.”

ડૉક્ટર આનંદમાં આવી કહેવા લાગ્યોઃ–“જ્યોત્સ્ના ! હું તે વાત કહેવા માગતો નથી, કારણકે, તારી સાથે મારી મુલાકાત ન થવા છતાં તેમજ તારી શબ્દસુધાનું પાન કરવાનો મને પ્રસંગ પણ ન મળવા છતાં, હું તારામાં આસક્ત થયો છું, તારા રૂપના અગ્નિમાં મેં મારા હૃદયની આહુતિ આપી છે, તેનું કારણ બીજું કાંઇ જ નથી, પણ ફક્ત તારા અનુપમ સૌંદર્યે જ મને ઉન્મત્ત બનાવી દીધો છે. તારા સૌંદર્યપુષ્પનો સુગંધ એટલો બધો તીવ્ર છે કે, તે તું ઘણી જ દૂર હોવા છતાં પણ મારી નાસિકા પાસે આવી મને લોભિત કરવાને શક્તિમાન થઇ શકી છે. હૃદયરાજ્યમાં તારી મનોહારિણી પ્રતિમાની સ્થાપના કર્યાને પણ આજે ઘણો કાળ વીતી ગયો છે, કાળના અવિશ્રાંત તરંગોએ આપણા બન્નેના પ્રેમમાં અનેક વિઘ્નો નાખ્યાં છે, છતાં પણ હું તારૂં વિસ્મરણ કરી શક્યો નથી. વિશ્વસૌન્દર્યનું ઉપાસક છે. સૌન્દર્યને સર્વ કોઇ ચાહે છે. સુંદરતાસંપન્ન વ્યક્તિ સર્વ સ્થળે વિજયી થઇ શકે છે, અને તેવી જ રીતે તું પણ મારા હૃદયપર અધિકાર મેળવવાને સમર્થ થઇ શકી છે. તારા રૂપથી મને આ વિશ્વની કોઇ પણ વનિતાનું રૂપ અધિક ભાસતું નથી.”

જ્યોત્સ્ના એક પ્રકારના કટાક્ષથી બોલીઃ–“ હું ધારૂં છું કે આજે તમારા નયનોમાં વિકારનો સંચાર થયો છે. તમારા હૃદયમાં રૂપનો ઉન્માદ વ્યાપી ગયો છે. બાલ્યકાળની વાતોને ન ભૂલી શક-

વાથી આજે તમે જે વસ્તુપર તમારો અધિકાર નથી, તેની આકાંક્ષામાં ઉન્મત્ત બની ગયા છો. પરદારાપર કુદૃષ્ટિ કરવામાં તમારૂં મન અત્યંત સાહસી થઇ ચૂક્યું છે. પણ છટ્, એ બધું નકામું છે. હવે તમારી તે આશા ફળવી અતિ કઠિન છે. મારા પ્રેમના અધિકારી થવાનું સર્વથા અસંભવિત છે."

ડૉકટરે કહ્યું:-" કદાચ મારા નયનોમાં વિકારનો સંચાર થયો હોય, હૃદયમાં રૂપોન્માદ મચી ગયો હોય અને મનમાં તારા અનુરાગનો અધિકાર વ્યાપી ગયો હોય, તો પણ શું તે દૂષણીય છે, એમ તારાથી કહી શકાશે ખરૂં કે? રૂપમાં ઉન્માદી ન થયા હોય, એવા પુરૂષો કોણ છે તે તું મને બતાવી શકીશ ખરી કે? કાન્તાના કટાક્ષથી, રમણીના રૂપથી, લલના લાવણ્યથી અને મનોહારિણી માનિનીની મૃદુતાથી ઘાયલ ન થાય એવો કોઇ પણ પુરૂષ આ વિશ્વમાંથી મળી આવવો અતિ દુષ્કર છે. દેવતાઓ પણ એ નિયમને પાળી શક્યા નથી. મહાદેવ, ઇન્દ્ર, બ્રહ્મા અને મોટા મોટા મુનિજનો પણ પ્રમદાના પ્રેમ પાસે નિર્બળ બનીને તેના દાસત્વમાં સપડાઇ ગયા છે, તો પછી મારા જેવા એક ક્ષુદ્ર માનવીનું શું ગજું? તારી કલ્પના કરતાં પણ મને શાંતિ મળે છે. તારૂં સ્મરણ થતાં હૃદયમાં આરામ મળે છે. પણ હા. તને જોતાંની સાથેજ મારૂં મન વિવશ બની ગયું છે. જો સુંદરતાના યોગે ઉપજેલો વિકાર દૂષણીય ગણાતો હોય તો પછી આ આખું જગત્ ઇશ્વરને સુંદર ગણીને તેની પૂજા સેવા શા માટે કરે છે? જ્યોત્સ્ના આ તારો મિથ્યા વાદ છે."

જ્યોત્સ્નાએ જવાબ આપ્યો:-" જગત્ ઇશ્વરને સુંદર ગણીને પૂજે છે, તેનું કારણ માત્ર આત્માને તૃપ્તિ આપવા સિવાય બીજું એક પણ નથી. પરંતુ તે તૃપ્તિ આવી ક્ષુલ્લક હોતી નથી, તે તો સ્થાયી એટલે કે, અવિચળ જ હોય છે. પણ હવે એ વિષયનો વિવાદ પડતો મૂકી બીજા કોઇ વિષયની ચર્ચા ચલાવો. આવી ક્ષુદ્ર વાતોમાં નિરર્થક સમય ગાળવાનું હું પસંદ કરતી નથી."

ડૉકટર બોલ્યો:-" મધુરી જ્યોતિ! તું જેને ક્ષુદ્ર માને છે, એને જ હું આ દુનિયાનો મોટામાં મોટો આનંદ માનું છું. જ્યાંસુધી તું તારા પ્રેમની પ્રસાદી નહિ આપે, ત્યાંસુધી તારો આ ઉપાસકને કશી પણ શાન્તિ મળી શકવાની નથી. હું પણ મારી આત્મતૃપ્તિ માટે જ તને ચાહું છું. તને જ હું મારી સુખદાત્રિ માનું છું. તું જ મારા હૃદયમંદિરની ભુવનમોહિની દેવી છે. તારા વિના મારા હૃદયને તૃપ્તિ નથી થવાની તે નથી જ થવાની."

જ્યોત્સ્ના:–"ત્યારે શું જે પરસ્ત્રીને ચાહે છે, પરપ્રેમમદ્યમાં લોલુપ બની જાય છે, તે કોઇ પણ રીતે ધાર્મિક કહી શકાય ખરો કે? આ પરથી તો એમ જણાય છે કે, તમે મારા પ્રેમના પૂજારી નથી, પણ સૌંદર્યના ઉપાસક છો. તમે બહારના આડંબરને ચાહો છો, અંદરની સત્ય વસ્તુને ધિક્કારનારા છો."

ડૉક્ટર:—"ધર્મ તો તારા રૂપના અગ્નિમાં ઘણા દિવસ થયાં બળીને ભસ્મ થઇ ગયો છે. હૃદયની શાન્તિ અને આરામ પણ ધર્મની સાથે જ તે અગ્નિમાં હોમાઇ ગયાં છે."

જ્યોત્સ્ના:—"ત્યારે હવે શું બાકી રહ્યું છે વારૂ?"

ડૉક્ટર:—હજી ઘણું બાકી રહી ગયું છે. મારી મનોકામના એટલું બધું પ્રબળ સ્વરૂપ ધારણ કરીને મારા હૃદયને હચમચાવી રહી છે કે, તે તારા સૌંદર્યનો ઉપભોગ કર્યા વિના શિથિલ થઇ શકે તેમ નથી. તેના નિવારણનો સાચો ઇલાજ માત્ર તારો પ્રેમ જ છે. તે વિના મારૂં હૃદય શાન્ત થવાનું નથી જ."

જ્યોત્સ્ના:—"તમારી તે વાસના હજી સૂધી બળીને નષ્ટ થઇ ગઇ નથી?"

ડૉક્ટર:—"ના, તે અવિનશ્વર છે. તેનો નાશ થાય તેમ નથી."

જ્યોત્સ્ના:—"ત્યારે શું એ કામનાથી પરિપૂર્ણ થયેલું અને દગ્ધીભૂત થવા આવેલું હૃદય મને આપવા આવ્યા છો? તે નિર્માલ્ય હૃદયની સ્વામિની તરીકે તમે મને જ યોગ્ય ધારી લીધી છે?"

ડૉક્ટર:—"મારૂં સર્વસ્વ તારા ચરણોમાં સમર્પિત થયું છે. મારા ઐશ્વર્યના મુકુટને મેં તારા ચરણોમાં મૂકી દીધો છે અને તે સાથે આ કામનાથી સળગતું હૃદય પણ તને જ સોંપાઇ ગયું છે."

જ્યોત્સ્ના:—"શું તમે મને તમારૂં સર્વસ્વ આપશો?"

ડૉક્ટર:—"હા. સર્વસ્વ આપીશ. વસુ, વસુધા અને ઐશ્વર્ય આદિ સર્વ આપીશ. તે ઉપરાંત જો તું લોહી માગીશ તો મારૂં હૃદય ચીરીને તે પણ આપીશ. તારા પર મારી જાન પણ કુરબાન કરીશ."

જ્યોત્સ્ના:—"સારૂં. ત્યારે હવે મારે તેની પરીક્ષા કરવી જોઇશે."

ડૉક્ટર:—"પરીક્ષા કરવામાં વિલંબની કશી અગત્ય નથી. હમણાં ને હમણાં જ મારી પરીક્ષા કરી લે."

જ્યોત્સ્ના:—"હમણાં? હમણાં શી રીતે પરીક્ષા થઇ શકે વારૂ?"

આમ કહીને જ્યોત્સ્નાએ કાંઈક વિચાર કરવા માંડયો. થોડીવાર પછી માથું ધુણાવી, મધુર હાસ્યથી ઉભય ઓષ્ટાધરને લાક્ષરંગથી રંગી તથા વિશાળ અને ઉજ્જવળ ચક્ષુઓ ખોલીને તે ધીમેથી બોલી:-"મારા સ્વામીને રોગમુક્ત કરી તમારા પ્રેમનો પરિચય આપો. જો આ પરીક્ષામાં તમે પસાર થશો તો હું સારી રીતે જાણી શકીશ કે તમારો પ્રેમ માયાવી નહિ પણ નૈસર્ગિક જ છે."

ડૅાકટરે કહ્યું;—"પણ તેઓ તો મારી દેખરેખ તળે નથી."

જ્યોત્સ્ના:—"છૂપી રીતે દવા કરી શકાશે."

ડૅાકટર:—"તે શી રીતે ?"

જ્યોત્સ્ના:—"તમે તમારી ઇચ્છામાં આવે તે દવા મને આપશો એટલે હું છૂપી રીતે બીજી દવાઓ સાથે એ દવાને મેળવી દઇશ. એટલે આપણું ધાર્યું કામ સરળતાથી પાર પડી શકશે."

ડૅાકટર જરા તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો. તેને જ્યોત્સ્નાની વાત પસંદ પડી નહિ. તેના મનમાં જરા ખટકો થઇ આવ્યો. થોડી વાર સુધી કંઇક વિચાર કર્યા પછી તે બોલ્યો:-"એક દવા આપવાથી તેનો રોગ જલ્દી મટી જશે અને તે સાથે જગતમાં એક સારા ડૅાકટર તરીકે મારૂં માન પણ વધી જશે."

જ્યોત્સ્ના:—"મેં સાંભળ્યું છે કે, જેનું સેવન કરવાથી રોગીનો તાવ સત્વર દૂર થઇ જાય છે અને તેની સાથે બધી પીડાઓ પણ ટળી જાય છે તો શું એવી કોઇ પણ દવા છે ખરી કે?"

ડૅાકટર:—"એક કેમ, એવી તો અનેક દવાઓ છે."

જ્યોત્સ્ના:—"ત્યારે પછી ચિંતા કરવાનું શું કારણ છે?"

ડૅાકટર:—"કારણ એક નહિ પણ અનેક છે. એ દવા બધા રોગીઓને આપી શકાય તેવી નથી."

જ્યોત્સ્ના:—"કેમ ?"

ડૅાકટર:—"તેથી દુર્બળ રોગની નાડી અટકી પડવાનો સંભવ રહે છે."

જ્યોત્સ્ના:—"તો પછી ?"

ડૅાકટર:—"તો પછી શું ? તેથી મરણ નિપજવા સિવાય બીજું કશું રહેતું નથી."

જ્યોત્સ્ના:—"ત્યારે શું ઉત્તેજક ઔષધ રોગીને અપાતું જ નથી ?"

ડૅાકટર:—"ના-તેમ નથી. એ ઔષધ આપતાં પહેલાં રોગીના

રોગનો વિચાર કરવો પડે છે તથા તેના શરીરનું બળ કેવુંક છે, તેનો પણ વિચાર કરવામાં આવે છે."

જ્યોત્સ્ના:—" જે રોગીના સંબંધમાં આપણે વાતચીત કરી રહ્યાં છીએ, તેને તો હું ધારૂં છું કે, એ ઔષધ ઘણી જ ખુશીની સાથે ખવડાવી શકાશે ?"

ડૉક્ટરઃ—" ના. તેને માટે તે ઘણું જ ભયંકર અને આપદ્મય છે."

જ્યોત્સ્ના:—" કેમ ?"

ડૉક્ટરઃ—" તેનાથી તેનું મરણ જ નિપજી શકે તેમ છે."

જ્યોત્સ્ના:—" ત્યારે હવે મારા મનમાં એક શંકા થઇ આવે છે કે, ગઇ કાલે યુરોપિયન ડૉક્ટરે જે દવા આપી છે તેમાં પણ તેવો જ કોઇ પદાર્થ મેળવેલો છે. વારૂ, તે દવાનું નામ શું છે ?"

ડૉક્ટર તીવ્ર દૃષ્ટિથી જ્યોત્સ્નાના મુખ તરફ એકવાર જોઇ રહ્યો. જ્યોત્સ્નાનો મનોભાવ ડૉક્ટરથી છૂપો રહી શકયો નહિ. જ્યોત્સ્ના પણ તે વાતને બરાબર સમજી ગઇ. ડૉક્ટરે બહુજ ધીમેથી ઉત્તર આપ્યું:—" કેમ એ દવાનું નામ જાણવાની તમને શી જરૂર છે ? મને તો તેનું નામ બરાબર યાદ રહ્યું નથી. પણ પુસ્તક જોવાથી કદાચ મળી આવવાનો સંભવ રહે છે ખરો."

જ્યો:—" પુસ્તક સાથે લાવ્યા છો કે ?"

ડૉક્ટરઃ—" ના, તે સાથે લાવ્યો નથી. હું નહોતો ધારતો કે તમે મને આવા હૉરિબલ કેસની દવા માટે બોલાવ્યો હશે. જો તેમ જાણતો હોત તો કદાપિ પુસ્તક લીધા વિના આવત જ નહિ.

આ સમયે જ્યોત્સ્નાએ તીવ્ર દૃષ્ટિપાત કરી જોયો. ડૉક્ટરની દૃષ્ટિમાં કશું પણ પરિવર્તન થયું નહિ, તો પણ તેની આંખો સહજ લાલ થઇ આવી. જ્યોત્સ્નાએ પૂછયું:—" દવા તમારી સાથે છે ખરી કે ?"

" છે."

" મને તે આપશો કે ?"

" આપીશ, પરંતુ—"

" પરંતુ શું ?"

" હમણાં નહિ."

" ક્યારે ? ક્યાં ?"

"હું રાત્રિના બીજા પ્રહરે, અહીં આવીને જ તે દવા આપી જઇશ."

લજ્જા અને ઘૃણાના યોગે જ્યોત્સ્નાનું મુખ લાલચોળ થઇ ગયું. ડૉકટરની સ્પર્ધા અને ઉન્મત્તતા જોઇને જ્યોત્સ્નાને ગુસ્સો ચઢયો કે કેમ, તે અમારાથી કહી શકાય તેમ નથી. તોપણ તેટલો બધો ગુસ્સો તો નહોતો જ ચઢયો. કારણ કે, અત્યારે તેનું જોર બહુ ઓછું હતું.

ગમે તેમ હો, પણ જ્યોત્સ્નાના ગુસ્સે થવાથી કશું ચાલી શકે તેમ નહોતું. તેથી તેણે પુનઃ પૂછ્યું:—"તે દવાની કીમત શી છે વારૂ ?"

"કીમત તો તમને પ્રથમથી જ કહી દીધી છે."

જ્યોત્સ્નાએ હવે કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ, તે ચૂપચાપ બેસી રહી. ડૉકટર ઉઠીને એક બારી પાસે આવી ઉભો રહ્યો.

જ્યોત્સ્નાને વિચાર કરવાનો વખત મળ્યો. તેણે એક સમાચાર પત્રથી આંખ તથા મુખને છૂપાવીને ચિંતાના પ્રવાહમાં પોતાના શરીરને વ્હેતું મૂકી દીધું.

એ દરમ્યાન ડૉકટર બારી પાસેથી એક ચિત્ર પાસે આવી પહોંચ્યો. એ ચિત્ર કિલઓપેટ્રાનું હતું. તે અતિ સુંદર હતું. તેને જોતાંજ, અનંતવ્યાપી સમુદ્ર તળે કુસુમિતલતા મંડપમાં ભુવનમોહિની સુન્દરી કિલઓપેટ્રા બેઠેલી જણાતી હતી. ઉપર નીલાકાશ, નીચે નીલજળ; પશ્ચિમે વારિધિના હૃદયપર અસ્ત થવાની અણીપર આવેલો ભાનુ, અને મધ્ય આકાશમાં રક્તિમ છટાનો ભાસ થતો હતો. તે અનંતતળે, તે અનંતને કિનારે વિહંગમ-કુજિત, નવીન પત્રોથી સુશોભિત થયેલી, કુસુમિત-લતામંડપમાં તથા પુષ્પિત લતાપુંજના ઉપરી ભાગપર અર્ધ સૂતેલી અવસ્થામાં લોકલલામભૂતા પૂર્ણ વિકસિતા યુવતી જણાઇ આવતી હતી. પગતળે વારિધિના વક્ષપર સુવર્ણ કોકનદ શોભી રહ્યું હતું. મસ્તકપર, ગગનોપરિ હેમછત્ર દેખાતું હતું. હાસ્યમયી પ્રકૃતિના હાસ્યમય ઉદ્યાનમાં વિવશા, અર્ધનગ્ના, પૂર્ણયૌવના, પ્રેમનાયિકા કિલઓપેટ્રાની મનોહારિણી મૂર્તિ ભાસતી હતી. ફૂલવાળી લતાઓ તે પુષ્પિત દેહતરૂને વીંટળાઈ વળવાની આશાથી ચારે તરફથી દોડી આવતી હતી. તે સૌંદર્યમયી સુવર્ણ પ્રતિમાના સ્પર્શથી, તે પુષ્પમયી લતિકા પાસે જેવી રીતે ફૂલની પાસે પાદડાં ઝાંખાં પડી જાય છે તેવી ઝાંખી અને મલિન થઇ જતી

હતી. વાયુથી લ્હેકા લેતા કાળા કાળા વિખરાયલા વાળો ઢાંકણુ વગરના વક્ષપર છવાઇ ગયા હતા. તેને જોતાં એવો જ ભાસ થઇ આવતો હતો કે, સ્મરને સંહારનાર ગંગાધરના મસ્તકના ભૂષણુ સમાન ગણાતા ભુજંગો મદનમંદિરને ભસ્મ કરવા માટે દોડયા આવતા હતા.

ચિત્ર જોઇને ડૉકટર મુગ્ધ થયો. તેણે પોતાની આંખો ફેરવીને પાસેની જીવતી પ્રતિમા તરફ નજર કરી. તે જોતાં તેને જણાયું કે, ચિત્ર અને પ્રતિમા ઉભયમાં બહુ જ સમાનતા છે. બન્નેના મુખપર વાસના અને ભોગપિપાસાનાં ચિન્હો સ્પષ્ટ જણાઇ આવે છે.

ધર્માધર્મ કોને કહે છે, જયોત્સ્ના તેને જાણુતી પણુ નહોતી. જયોત્સ્ના એમ જ જાણુતી હતી કે, પોતાની વાસનાને પરિતૃપ્ત કરવી એજ જીવનો મુખ્ય ધર્મ છે, તે સિવાય બીજો એક પણુ ધર્મ જ નથી. ઇશ્વરે મનુષ્યને આ અવનીપર પોતાની ઇચ્છાનુસાર વર્તન ચલાવી, હજારોનાં ગળાં કાપી, ખૂન-હત્યા કરી, પોતાના આત્માને આનંદ આપવા માટેજ મોકલી આપ્યાં છે. ધર્મ, કર્મ આદિ સર્વ ધતિંગો છે. ધર્મીને ત્યાં ખાવાને અન્નનો દાણો પણુ હોતો નથી અને અધર્મથી વર્તનાર મહાલયનો ઉપભોગ કરી વિવિધ પ્રકારનાં સુખો ભોગવી શકે છે. મનુષ્યો સ્વચ્છંદતાથી વિચરણુ કરવા માટે જ સૃષ્ટિમાં સરજાયાં છે. મનુષ્યનો આત્મા જેવી રીતે સર્વથી અલિપ્ત છે, તેમ મનુષ્ય પોતે પણુ સર્વ પાપોથી અલિપ્ત જ રહે છે. વિશ્વમાં પાપ જેવી કોઇ વસ્તુ જ નથી. પોતાના સુખને માટે અન્યનું સર્વસ્વ છિન્ન વિચ્છિન્ન કરી નાખવામાં, અનીતિ આચરવામાં કે દગાબાજી કરવામાં કશો અપરાધ જ નથી. મનુષ્યને મરણુ પછી કશું સારૂં નરસું પરિણામ ભોગવવાનું રહેતું નથી. એ સર્વ લુચ્ચાઓના પ્રપંચો જ છે. આજકાલ તો મારે એની તલ્વાર છે. વાસનાને તૃપ્ત કરવાનું પ્રથમ સોપાન ઐશ્વર્ય છે, તે ઐશ્વય પ્રાપ્તિના માર્ગમાં જો કોઇ કંટક આવી ઉભો રહે, તો જયોત્સ્ના સર્વ ધર્મને પદદલિત કરી તે કંટકનો ઉદ્ધાર કરવામાં જરા પણુ સંકુચિત થતી નહોતી.

માનાપમાન, પદનું ગૌરવ આદિ સર્વ વિષયોમાં જયોત્સ્નાનું લક્ષ્ય સંપૂર્ણ રહ્યા કરતું હતું. જો કોઇ કોઇ પણુ વાતમાં તેનું અપમાન કરે, કોઇ તેના કાર્યમાં બાધા નાખે, તેનું અસન્માન કરે અથવા તેના તરફ માનની દષ્ટિથી ન જૂએ તો જયોત્સ્ના તેને બરા-

બર લક્ષ્યમાં રાખી લેતી અને સમય આવ્યે તેનું કાસળ કાઢવાનું પણ બાકી રહેવા દેતી નહોતી. જ્યોત્સ્ના નોકર ચાકર અને દાસી બાંદિઓની સાથે પણ પ્રેમપૂર્વક વાતો કરતી નહિ, તે પરથી જણાય છે કે, તે ઘણી જ ગર્વિતા અને મૂર્ખ હતી. એક દિવસ એક નોકર અગાસી પરથી નીચે પડી ગયો હતો, તે જોઇને રમેશે દોડી જઇ પોતાની ગોદમાં લઇ તેની સેવા સુશ્રૂષા કરી હતી. એ અપરાધથી જ્યોત્સ્નાએ રમેશને તુચ્છ અથવા હલકો ગણી કાઢીને અસંખ્ય ગાળો ભાંડી હતી.

જ્યોત્સ્નાને પોઝિશન અને એટિકેટનો મેનિયા ચાલ્યો હતો. વાતવાતમાં તે 'આઉટ ઑફ એટિકેટ' તથા 'ઇટ ઇઝ નૉટ માય પોઝિશન' ના શબ્દોનો ઉચ્ચાર કર્યા કરતી હતી. તે સુધારાની ખાસ હિમાયતી હતી. તેણે એક મંડળ એટલે કે સોસાયટી સ્થાપી હતી અને તેમાં તે દર રવિવારે ભાષણ કરવા પણ જતી. એક દિવસ તેણે "ભારતીય ભામિનીઓને સુધારવા માટે શા શા ઉપાયો યોજવાની આવશ્યકતા છે." એવા મોટા મથાળાનું તે સોસાયટીમાં ભાષણ કર્યું હતું. તે ભાષણ ઘણું જ રમુજી હોવાથી અમે આ સ્થળે તેના અમુક ભાગનો ઉલ્લેખ કરવાનું ઉચિત ધારીએ છીએ, કારણ કે, તે ભાષણની સાથે જ્યોત્સ્નાના ચારિત્ર્યનો પણ કેટલોક સંબંધ જોડાયલો છે. તેનું ભાષણ આ પ્રમાણે હતું:—

પ્રિય ભારતીય ભગિનીઓ !

આજે તમને સહુને આ સભાસ્થાનમાં વિરાજેલી જોતાં મને જે આનંદ થાય છે, તેનું વર્ણન કરવાની શક્તિ મારામાં તો શું પણ વિદ્યાના અધિષ્ઠાતા બૃહસ્પતિમાં પણ હશે કે કેમ એની પણ મને શંકા જ છે. બ્હેનો ! આપણે સર્વે આ સ્થળે શા માટે એકઠાં થયાં છીએ, એ વાર્ત્તા સહુને વિદિત હોવાથી, હું તેનો વિશેષ ઉલ્લેખ કરવા ઇચ્છતી નથી. છતાં પણ મારે એટલું તો અવશ્ય કહેવું જ જોઇશે કે, આપણા આજના આગમનનો ઉદ્દેશ ઘણો જ ગંભીર તેમજ મહત્વપૂર્ણ છે. આજનો આપણો વિષય તેનાથી પણ વિશેષ મહત્વનો છે. આ સુધારાના યુગમાં સ્ત્રીઓ સ્વચ્છંદતાપૂર્વક વર્ત્તી શકે, પોતાનો પ્રભાવ જમાવી શકે, તેમજ વિશ્વમાં પોતાના પરાક્રમની પતાકા ફરકાવી શકે, એવો પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. આજે આપણી ભારતીય મહિલાઓ આટલી બધી નિર્બળ બની ગયેલી જોવામાં આવે છે, તેનું મૂળ કારણ કેવળ તેમ-

નાપર આવી પડેલી ભયંકર પરાધીનતા જ છે. માટે બ્હેનો! હવે એ પરાધીનતાને તોડી નાખો અને તમારા વિજયનિનાદને દશે દિશામાં ગજાવી મૂકો. આપણે પુરુષની ગુલામડીઓ નથી. પુરુષની તાબેદારી ઉઠાવનારી ચાકરડીઓ નથી. આપણે પણ મનુષ્ય છીએ અને પુરુષો પણ મનુષ્ય છે, તો પછી આપણા કરતાં તેમને વધારે હક્કો તથા સ્વતંત્રતા શા માટે મળવી જોઇએ! પુરુષો ઘરનાં વાસણો માંઝે નહિ, પાણી ભરે નહિ, રસોઇ કરે નહિ અને સ્વચ્છંદતાથી ઇચ્છામાં આવે ત્યાં ભટક્યા કરે, તથા સ્ત્રીઓ તે બધાં કામો કરતી એક ખૂણામાં બેસી રહે એ શું ન્યાયની રીતે ઉચિત ગણાય ખરૂં કે? કદાપિ નહિ. આપણે પણ સ્વતંત્રતાની અધિકારિણી છીએ. માટે હવે તમે તમારી ઉંઘનો ત્યાગ કરી, આળસ મરડી મેદાનમાં કુદી પડો. આ યુગ તે ખૂણામાં બેસી રહેવાનો યુગ નથી. પણ યાહોમ કરીને ઝંપલાવવાનો યુગ છે. અત્યારે આપણે પુરુષોને આપણા ગુલામ બનાવવાનો અવસર આવી લાગ્યો છે. આપણી સ્વચ્છંદતાના ઝુંડાને ફરકાવવાનો તથા આપણી બહાદુરી બતાવવાનો આપણને બહુ જ ઉત્તમ સમય પ્રાપ્ત થયો છે!"

"પુરુષો એક ઉપરાંત અનેક સ્ત્રીઓના પ્રેમનો ઉપભોગ કરી શકે અને સ્ત્રીઓએ માત્ર એક જ પતિના બંધનમાં બંધાઇ રહેવું પડે એ ક્યાંનો ન્યાય? ક્યાંનો ઇન્સાફ! ભગિનીઓ! આપણે એક મોટો બળવો જગાડો, રાંધવા તથા વાસણ માંજવાના કામને તિલાંજલિ આપો. પુરુષો કોટ, પૅન્ટ અને બૂટ પહેરી શકે તથા સ્ત્રીઓને કેવળ ઘાઘરા સિવાય બીજા વસ્ત્રને ધારણ ન કરી શકાય, એ શી રીતે સહન કરી શકાય? આપણે પણ હવે કોટ પાટલૂન પહેરી સાયકલ પર ફરવાની પ્રથા ચાલૂ કરો. સ્ત્રી સ્વાતંત્ર્યની મોટી મોટી સભાઓ સ્થાપવાની ભારી હીલચાલ મચાવો. આમ કરવાથી આપણી નષ્ટ થયેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત થઈ શકશે. મોટા મોટા ઘુમટા તાણી અત્યારે આપણે ગુંગળાઈ મરીએ છીએ, તે પંચાત પણ ટળી જશે. હવે ઓર્થોડોકસ થઇ ઇડિયટ પુરુષોના દાબમાં દબાઇ રહેવાની જરૂર નથી. પુરુષ કોઇ સ્ત્રી સાથે બેસી વાતોના ગપાટા મારે તો તેના માનમાં વધારો થાય અને જો ભાગ્યયોગે સ્ત્રીને કોઇ પુરુષ સાથે ખાસ જરૂર પડવાથી બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તે ભયંકર કલંકિની કહેવાય! આ બધો ત્રાસ શી રીતે સહેવાય? પુરુષોએ તો આપણા પર જે જુલ્મની તલ્વાર ચલાવવા માંડી છે, તેની સ્હામે

જો આપણે બરાબર મક્કમ ઢાલ ધારીશું નહિ તો, આપણો બચાવ થઇ શકશે નહિ."

"આ પછી આપણે સ્વચ્છંદતા મેળવવા માટે શા શા ઉપાયો યોજવા તેનો દઢ વિચાર કરવાની વ્યવસ્થા કરીશું." આમ કહી વખત ઘણો વીતી જવાથી જ્યોત્સ્નાએ તે સભાને વિસર્જન કરી હતી.

આ સ્થળે એમ કહેવાની કશી જરૂર જ નથી કે, તે સભામાં આવેલી સર્વ ભદ્ર ( ! ) મહિલાઓ દુનિયાની ઉખડેલી તથા તિરસ્કાર પામેલી જ હતી.

જ્યોત્સ્ના પતિવ્રતા ન હોવા છતાં પણ, છેક કલંકિની નહોતી. તેમજ ધર્મના મુખ તરફ દૃષ્ટિ કરી તે પતિવ્રતાના ધર્મને સાચવી રાખે તેવી સતી પણ નહોતી. જો સરખી ઉમ્મરનો કોઇ સુંદર તરુણ મળી આવતો તો જ્યોત્સ્ના તેના પ્રેમનો ઉપભોગ કરવાની ઇચ્છા કર્યા સિવાય રહેતી નહોતી, પણ જ્યાં સુધી તેવું કોઇ પાત્ર મળતું નહોતું ત્યાં સુધી તો તે અવશ્ય સતી જ રહેતી હતી. દીવાન, મુનીમ અથવા નવીન ડૉક્ટરના જેવા સાધારણ માણસની સાથે પ્રેમ કરવો એ જ્યોત્સ્નાને માટે ઘણીજ ગૌરવહીન વાર્તા હતી. એક વર્ષ પૂર્વે જ્યોત્સ્નાએ પોતાનો મનમાન્યો આશક મેળવ્યો હતો. એ આશક તે બીજો કોઇ જ નહિ, પણ વિજુનો પતિ નિર્મળ કુમાર હતો. નિર્મળના રૂપપર મુગ્ધ થઇ જ્યોત્સ્ના પોતાના કુરૂપ સ્વામીની શય્યાનો ત્યાગ કરી ખીલતા રૂપયૌવન સાથે નિર્મળના પ્રેમની આકાંક્ષિણી અથવા તો ભિક્ષુકા થઇ હતી. પણ તેની તે પ્રેમવાસના પરિપૂર્ણ થઇ નહોતી. નિર્મળે પ્રથમ જ્યોત્સ્નાને શાંતિથી સમજાવી હતી, પણ તેમ કરવા છતાં પણ જ્યારે જ્યોત્સ્નાએ તેની વાત તરફ કશું પણ લક્ષ આપ્યું નહોતું. એ જોઇને નિર્મળે જવાળામયી તીવ્ર ભાષાથી તેના પ્રેમનો અનાદર કરીને તેને ખૂબ ધમકાવી હતી. ઘણું કરીને રમેશના મનમાં પણ તેની સ્રીના ચારિત્ર્યના સંબંધમાં સંદેહ ઉત્પન્ન થયો હતો. કારણ કે, જો તેમ ન હોય તો તે એક વર્ષ થયાં તેનો ત્યાગ કરીને બીજા મહાલયમાં વસવાનું શા માટે પસંદ કરે વારૂ ? ગમે તે હો, પણ આ બનાવ બન્યા પછી નિર્મળકુમારે સાસરિયામાં આવવા જવાનું બંધ કરી દીધું હતું. ત્યારથી જ્યોત્સ્ના નિર્મળની શત્રુ થઇ ગઇ હતી અને વિજયાને પણ તે પોતાની પ્રબળ શત્રુ માનતી હતી. પણ એ વાર્તાનો આ

સ્થળે અધિક ઉલ્લેખ કરવાની કશી પણ આવશ્યકતા નથી."

અત્યારે જ્યોત્સ્નાને ક્લિઓપેટ્રાના સમાન ભયંકર જોઇને ડૉક્ટરનું સાહસ એકદમ વધી ગયું. તે હસતો હસતો પલંગપર આવી જ્યોત્સ્નાની બાજૂમાં બેસી ગયો. જ્યોત્સ્ના તરત જ વિદ્યુત્વેગે શય્યાનો ત્યાગ કરી દૂર જઈ ઉભી રહી અને ત્યારપછી ક્રુધ સ્વરથી બોલી:—"મને તમારી દવાની કશી જરૂર નથી. જાઓ, અહીંથી દૂર થાઓ."

ડૉક્ટર ત્યાંથી ઊઠયો નહિ, પહેલાંની પેઠે જ બેસી રહ્યો. ત્યારપછી તે બહુ જ ધીમેથી હસતો હસતો કહેવા લાગ્યો:—"જ્યોત્સ્ના, ગુસ્સે થતી નહિ. તું જે માગીશ તે હું આપીશ. પરંતુ તારી આશાને કોઇ પણ રીતે છોડી શકીશ નહિ."

જ્યોત્સ્ના: "હમણાં મારૂં મન ઠેકાણે નથી, માટે અહીંથી ચાલ્યા જાઓ."

ડૉક્ટર: "ત્યારે હું પાછો અહીં ક્યારે આવું વારૂ ?"

જ્યોત્સ્ના: "અહીં ? શા માટે ? હવે તમારે અહીં આવવાની કશી જરૂર નથી."

ડૉક્ટર:—"ત્યારે હું ક્યાં આવું વારૂ ?"

જ્યોત્સ્ના:—"ક્યાંય પણ નહિ. મેં તમને કહી દીધું છે કે, દવાની હવે મને કશી જરૂર જ રહી નથી."

ડૉક્ટર:—"જરૂર નહિ હોય તોપણ હું ઔષધ તો અવશ્ય આપીશ. જો તું નહિ લે, તો તારા સ્વામીને આપી આવીશ. તેને દવા આપતી વેળાયે કહી દઇશ કે, તમે જે દવા મંગાવી હતી, તે જ્યોત્સ્નાના આગ્રહથી તમારી પાસે લઇ આવ્યો છું, માટે આનું સેવન કરવાનું શરૂ કરો."

જ્યોત્સ્નાનું મુખ સૂકાઇ ગયું. તેણે પોતે જ આ વિપત્તિ વ્હોરી લીધી હતી, તેથી બીજો કશો પણ ઉપાય બાકી રહ્યો નહોતો. જ્યોત્સ્નાએ કહ્યું:—"તમે એકવાર એમ કહો છો કે, હું તને અત્યંત ચાહું છું અને બીજીવાર આવો જુલ્મ ગુજારવાને તૈયાર થયા છો, તેનું કારણ શું છે. એ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. શું આશક માશુકની ગર્દન હલાલ કરવાનું સાહસ કરી શકે ખરો કે ? હું ધારૂં છું કે, તમે મને બિલકુલ ચાહતાજ નથી."

ડૉક્ટરે કહ્યું:—"માત્ર હું તને ચાહું છું અને તું મારાપર

પ્રેમ રાખે છે, એમ કહેવાથી જ ચાલી શકે તેમ નથી. હું તો અત્યારે તારા પ્રેમનો ઉપભોગ કરવા માગું છું.”

જયોત્સ્ના ઉંડી ચિંતામાં પડી ગઇ. ઘણીવાર સુધી તરેહ તરેહના વિચારો કર્યા પછી તેણે એક દૃઢ નિશ્ચયપર આવીને કહ્યું કે;–“સારૂં ત્યારે, દવા લઈ આવો.”

ડૉકટરે પૂછ્યું–“ક્યાં લાવું? અહીંજ લઇ આવું?”

જયોત્સ્નાએ જવાબ આપ્યો:–“ના, અહીં લાવવાની કશી જરૂર નથી. મારા આ પાસેના બગીચામાં આવેલા બકુલવૃક્ષ તળે તમે આવી પહોંચજો. એટલે હુ પણ ત્યાં આવી તમારી ઇચ્છાને તૃપ્ત કરી દવા લઇ જઇશ.”

ડૉકટરે આતુરતાથી પૂછ્યું:—“ક્યારે અને કયે રસ્તે હુ બગીચામાં આવું વારૂ?”

જયોત્સ્નાએ એ જવાબમાં જણાવ્યું:–“તમે લગભગ રાત્રિના બીજા પ્રહરે આવી જજો, એ દરમ્યાન હું પણ ત્યાં આવી પહોંચીશ.”

ડૉકટરે કહ્યું:—“પણ હું એ બગીચામાં શી રીતે પેસી શકીશ?”

જયોત્સ્નાએ જવાબ આપ્યો:—“બગીચાનાં દ્વાર ખુલ્લાં રાખીશ.”

આ પ્રમાણે વાતચીત કર્યા પછી ડૉકટર તરતજ તે ઓરડામાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી હારાણુ આવી ઉભો રહ્યો. તેણે જયોતિને સંબોધીને પૂછ્યું:–“કેમ શું પરિણામ આવ્યું, જયોત્સ્ના? એ મૂર્ખનો સરદાર આપણા દાવમાં સપડાયો કે નહિ વારૂ?”

જયોત્સ્ના બોલી:—“તે બધી બીના હું તમને પાછળથી કહી સંભળાવીશ. પ્રથમ હું જે કાંઇ કહું, તેને બરાબર ધ્યાનપૂર્વક સાંભળી લો.”

ત્યારપછી તે ભાઇ બ્હેન વચ્ચે અનેક વાતો થઇ. તેમણે જે જે કાળાં કામો કરવાનો સંકલ્પ કર્યો. તે આગળ જતાં આપણા જાણવામાં આવી જશે. સલાહના પરિણામે તેઓ એક પ્રકારના દૃઢ નિશ્ચયપર આવી ગયાં. ત્યારપછી જયોત્સ્ના પોતાની તેલા બુદ્ધિનો પરિચય કરાવતી બોલી:–“આવતી કાલે પ્રભાતમાં તેનો ચાર્જ આપી વિદાય કરવાની હું દીવાનને આજ્ઞા આપીશ. ડૉકટરને મારી સાથે મુલાકાત કરવાનો પ્રસંગ મળવા દઇશ નહિ. હારાણચંદ્ર!

આમ કરવામાં પણ મારો એક મુખ્ય હેતુ છૂપાયલો છે. તે હેતુ અતિ ગંભીર છે. જો હું ડૉકટરની સાથે મળીને તેની સાથે કાંઇ વાતચીત કરૂં અને તેમાં કદાચ મારાથી કાંઇક ગફલત થઇ જાય, તો પછી આપણી બધી બાજી ધૂળમાં મળી જાય તેમ છે, માટે તેને તો બારોબાર વિદાય કરવો એજ વધારે ઉચિત છે. આગળપર એની પણ તમને બરાબર ખબર પડી રહેશે."

હારાણ, જ્યોત્સ્નાના ઉપદેશ પ્રમાણે કાર્ય કરવા માટે ચાલ્યો ગયો, તેના જવા પછી ચિંતાતુર ચિત્તથી જ્યોત્સ્ના પણ પોતાના પતિના ઓરડા તરફ રવાના થઇ. આ સમયે તેના શરીરમાં ચિંતાની જ્વાળાઓ સળગી રહી હતી.

## ચતુર્થ પરિચ્છેદ

## સતીની ચિંતા

"મુઝાયે છે હૃદય અતિશે દેવ! ગાત્રો ગળે છે;
સંસારે સૌ ઉજડ દિસતું ચિત્ત મારૂં બળે છે;
ધ્રૂજંતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય;
દુર્ભાગી હું કરું શું ? સઘળે ક્ષોભ અંગે ભરાય!"

× × × ×

ત્યાં આવીને જ્યોત્સ્નાએ જોયું કે, વધૂગ્રામથી બે દાસીઓ વિજુને માટે કેટલીક મિઠાઇ તથા મેવો આદિ લઇ આવી છે. તરેહ તરેહવારની મિઠાઇ તથા કિસમિસ્, નારંગી, અંગૂર, પાઇનેપલ્, આદિ ફ્રુટ લાવીને તેમણે રમેશના ઓરડામાં આમતેમ વિસ્તૃત કરી દીધું છે. વિજુની સાસૂએ મોકલેલી વસ્તુઓ રમેશે માનપૂર્વક સ્વીકારી લીધી. આ સમયે તે શય્યામાં સૂતો હતો અને વિજુ તેના પગ પાસે બેઠી હતી. દાસીઓ ઓરડાના પૃષ્ઠ ભાગપર બેસી બધી ચીજોને વ્યવસ્થાપૂર્વક ગોઠવી રહી હતી. જ્યોત્સ્નાએ ઓરડામાં પ્રવેશ કર્યો, એટલે દાસીઓએ તેને પ્રણામ કર્યા. જ્યોત્સ્ના બોલી:– "કેમ, આજે બહુ દહાડે તમને મારી નણંદ સાંભરી આવીને શું વારૂ! હું તો એમજ ધારતી હતી કે, અમારો જાણે તમે છેક પરિત્યાગજ કરી દીધો છે!"

જ્યોત્સ્નાએ વિજુને અનુલક્ષીને જ આ કટાક્ષપાત કર્યો હતો, પરંતુ ક્ષેમેશ્વ પણ તેનો આશય સમજી ગયો; પરંતુ દાસીઓ કાંઇ પણ સમજી શકી નહિ. તેમાંની જે એક પુરાણી દાસી હતી તે બોલી:–" માતા, અમે તો આપણા ચરણની દાસીઓ છીએ, માટે કૃપા કરી અમને આવી વાત કરશો નહિ."

જ્યોત્સ્નાએ કહ્યું:–" અમે તો એટલી બધી આફતમાં આવી પડયાં છીએ કે, જેની વાત કહેતાં પણ મારૂં મન સ્તબ્ધ થઇ જાય છે, તે આફત બીજી કાંઇ જ નથી, પણ તમારા બાબૂસાહેબ મારા નણંદની સંભાળ પણ લેતા નથી. આજે બબ્બે માસ થવા આવ્યા તો પણ તેમણે વિજુને એક પત્ર સરખો લખવાની ઉદારતા દર્શાવી નથી. પણ બહુ સારૂં થયું કે, આજે તેમણે કૃપા કરીને તમને મોકલી આપ્યાં છે. નહિ તો અમારી ચિંતાનો પારજ રહ્યો નહોતો. નિર્મળ બાબુની તબીયત તો નથી બગડી ને ?"

દાસીએ કહ્યું:–"તેઓ એક જંજાળમાં આવી પડયા છે, તેથી કયાંય પણ જઇ આવી શકતા નથી. તેમની તબીયત તો ઇશ્વરકૃપાથી ઘણીજ મજામાં છે."

જ્યોત્સ્ના:—"વળી એવી તે શી જંજાળ આવી પડી છે કે, તેઓ ઘરમાં ને ઘરમાંજ બેસી રહે છે ?"

દાસીએ જવાબ આપ્યો:–"જંજાળ કાંઇ જેવી તેવી નથી, તે સાંભળશો તો તમને તાજુબી થયા સિવાય રહેશે નહિ."

આમ કહીને દાસીએ કાલીકાકાના મરણની તથા તેના કુટુંબની સંભાળનો નિર્મળે જે ભાર ગ્રહણ કરી લીધો હતો, તેની બધી બીના કહી સંભળાવી. તે ઉપરાંત સોહાગના લગ્નની કથા અને કેદારદાદાની સાથેના મુકદર્માની વાર્તા પણ તે દાસી તેને કહ્યા સિવાય રહી નહિ. આ વાર્તામાં દાસીએ પોતાના ડહાપણનો જરા પણ પરિચય કરાવ્યો નહોતો.

બધી બીના સાંભળી લીધા પછી જ્યોત્સ્નાએ પૂછ્યું:–" સોહાગની ઉમ્મર કેટલાક વર્ષની હશે વારૂ ?"

"ઘણું કરીને તેને તેર–ચૌદ વર્ષ થયાં હશે ?"

"તે દેખાવમાં કેવીક છે ?"

" જાણે એ તો રતિદેવીનો બીજો અવતારજ હોયની, એવું અનુપમ રૂપ તેનામાં આવી વસ્યું છે. અમારા ગામમાં ઠેક ઠેકાણે એના રૂપનાં ગીત ગવાય છે."

જ્યોત્સ્ના સહજ હસી પડી; અને ત્યારપછી વિજુ તરફ જોઇને એક તીવ્ર કટાક્ષપાત કર્યો. વિજુએ તે જોયો પણ ખરો, પરંતુ તે જોતાંની સાથેજ વિજુનો આત્મા કંપી ઉઠયો. જ્યોત્સ્નાની આવી નિર્લજ્જતા તથા કુટિલતા જોઇને તેના પ્રતિ તેને એક પ્રકારનો તિરસ્કાર થયો. હૈયામાં તેના વૈરનો જે અગ્નિ બળી રહ્યો હતો, તેમાં ઘી હોમાયું.

જ્યોત્સ્નાએ પુનઃ પોતાની દુષ્ટતાનો પરિચય કરાવતાં તે દાસીને ઉદ્દેશીને પૂછ્યું:–"હે દાસી! સોહાગનાં લગ્ન મારા ભાઇની સાથે થઇ શકે ખરાં કે નહિ? જો તેની માતાની ઇચ્છા હોય તો હું હારાણચંદ્રની સાથે તેનાં લગ્ન કરવાને તૈયાર છું. તેની પહેલી સ્ત્રી મરી ગઇ છે, એટલે જો સોહાગની માતા સોહાગને તેની સાથે વરાવશે તો હું ધારૂં છું કે, કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવશે નહિ."

દાસીએ કહ્યું:–"તેની માતાના હાથમાં લગ્નનો કશો પણ અધિકાર નથી. કારણ કે, એનો તો બધો ભાર સોહાગનો પિતા નિર્મળબાબૂ પરજ મૂકી ગયો છે, એટલે તેની ઇચ્છા વિના તેનાથી એક પગલું પણ ભરી શકાય તેમ નથી." નિર્મળબાબુ વારંવાર કહ્યા કરે છે કે;–

"સોહાગ મારી ભગિની છે અને હું પોતેજ તેનાં લગ્નનું બધું ખર્ચ આપવાને તૈયાર છું. જ્યાંસૂધી મારી ભગિની સુખી થાય એવો પતિ હું મેળવી શકીશ નહિ, ત્યાંસૂધી મારાથી તેનાં લગ્ન કરી શકાશે નહિ. સોહાગનો સ્વામી તેજ થઇ શકશે કે જે વિદ્વાન, સદ્‌ગુણી અને બુદ્ધિમાન હશે. પણ મૂર્ખ, અભિમાની અને અવિદ્વાન પુરૂષ તેને મેળવી શકશે નહિ."

આ સમયે રમેશની માતા ત્યાં આવી પહોંચી. દાસીઓએ તેને પ્રણામ કર્યાં. ત્યારપછી પરસ્પર કુશળ સમાચાર પૂછવાનો વિધિ ચાલ્યો. દાસીએ પોતાના પોલકાના ખીસામાંથી બે પત્રો કાઢીને રમેશની માતાના ચરણોમાં રજૂ કર્યા. એ બન્ને પત્રો નિર્મળની માતાના લખેલા હતા. એમાંનો એક પત્ર રમેશની માતાના નામનો અને બીજો વિજુના શીરનામાનો હતો. બન્નેમાં એકજ બીના લખવામાં આવી હતી. તે પત્રનું તાત્પર્ય માત્ર વિજુને મોકલી આપવા સિવાય બીજું કશું પણ નહોતું.

પત્રનો મર્મ જાણી લીધા પછી રમેશ અતિ દુઃખપૂર્વક ધીમે ધીમે કહેવા લાગ્યો:–"નિર્મલકુમારની માતા મારી જનની સમાન છે.

તેમની આજ્ઞાને હું શિરોમાન્ય રાખું છું. તેમની વસ્તુને તેઓ લઇ જાય, એમાં મારે આનાકાની કરવાનું શું કારણ છે? જ્યારે તેમની ઇચ્છા થશે, ત્યારે તેઓ તરતજ વિજુને લઇ જઇ શકશે. પરંતુ-અત્યારે હું જે રાજ્યમાં જવાની તૈયારી કરી રહ્યો છું, તેમાંથી બચવાનો એક પણ ઉપાય રહ્યો નથી. જો વિજુ અત્યારે અહીંથી ચાલી જશે તો પછી આ જીંદગીમાં મારાથી તેની મુલાકાત કરવાનો સંભવજ રહેશે નહિ. માટે જ્યાંસુધી મારો આ રોગમાંથી છૂટકારો ન થાય ત્યાંસુધી મારી વ્હાલી ભગિની મારી પાસેજ રહે તો વધારે સારૂં, એવી મારી ધારણા છે. વિજુને મોકલવામાં મારો કોઈ પણ પ્રકારનો દુરાગ્રહ કિંવા હઠ છેજ નહિ. તેઓ જ્યારે ઇચ્છામાં આવે, ત્યારે તેને લઇ જવાને અધિકારી છે."

રમેશની માતા ચૈત્રમાસમાં વિજુને મોકલવા માટે સમ્મત થઇ નહિ. તેમજ રમેશનો વ્યાધિ દિનપ્રતિદિન વધતો જતો હોવાથી અને તેવાંજ બીજાં કેટલાંક કારણો આવી પડવાથી વિજુની ઇચ્છા પણ સાસરે જવાની નહોતી. વિજુએ માતાને ઇશારાથી પોતાનો તે મનોભાવ જણાવી દીધો. વિજુના મનોભાવને જાણી લઇને રમેશ અત્યંત આનંદિત થયો. તેના આનંદનો અવધિ જ ન રહ્યો. તેની આંખમાં હર્ષનાં આંસૂ આવી ગયાં, તેણે નયનો બંધ કરી લીધાં.

બીજી કેટલીક વાતચીત પણ ચાલી. ત્યાર પછી વિજુએ ઘર-માંથી બહાર આવીને ઇશારાથી દાસીઓને બોલાવી લીધી. તેમના આવ્યા પછી વિજુ તેમને પોતાના ઓરડામાં તેડી ગઇ અને ત્યાર પછી એક આસનપર બેસાડીને તેણે શ્વસુર પક્ષની બધી વાતો ધીમે ધીમે પૂછવા માંડી. તેણે બધાં સગાંવહાલાંના સમાચાર પૂછ્યા, પણ કેવળ નિર્મળના જ કશા પણ સમાચાર પૂછ્યા નહિ. એ સમાચાર કાંઇ લજ્જાને આધીન થઇને વિજુએ પૂછવાનું સાહસ કર્યું નહોતું, એમ નહોતું. દાસીઓ પાસે વિજુ સ્વામીની વાતો કહેતી, બેસતી, હસતી અને ફરવા પણ નીકળતી. સ્વામીના પ્રસંગને દાસીઓ સમક્ષ ઉપસ્થિત કરવામાં વિજુ કદાપિ સંકુચિત થતી નહિ. તથાપિ અત્યારે બધાની વાત છેડી, ફક્ત સ્વામીના સંબંધમાં એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહિ. તેણે તે વાત ન કરી એ ખરૂં, પરંતુ તેનું મન નિર્મળના સમાચાર જાણવા માટે વ્યાકુળ બની ગયું. અન્યાન્ય વાતો ચાલતી વેળાએ સ્વામીની વાત પણ નીકળી, વિજુ ધ્યાન દઇને તે સાંભળવા લાગી. જ્યારે જ્યારે સ્વામીના સંબંધમાં કાંઇ

પણ વાતચીત થતી, ત્યારે ત્યારે વિજ્જુ એકાગ્ર ચિત્તથી તેને સાંભળવાની જેવી આકાંક્ષા રાખતી હતી, તેવી આકાંક્ષા આજે નહોતી. આજે તો ફક્ત ઉપર ઉપરથી કાંઇક બીના જાણવાના ઉદ્દેશથી જ તેણે તેના તરફ લક્ષ્ય આપ્યું હતું.

વિજ્જુ નિરંતર સ્વામીની સેવામાં તલ્લીન રહેતી હતી. તેને પ્રસન્ન રાખવા માટે તે પોતાના પ્રાણ પાથરતી હતી. સ્વામીની કથા અને સ્વામીના પ્રસંગ સિવાય વિજ્જુ બીજું કાંઇ પણ સમજી શકતી નહોતી. જે સમજી શકતી, તેને પણ સમજવાની અથવા તો કલ્પના કરવાની તે ઇચ્છા કરતી નહોતી. ફક્ત અધીર હૃદયથી આકુળ વ્યાકુળ થઇને વિજ્જુ સ્વામીની સાથે વાર્ત્તાલાપ કરવાના ઉદ્દેશથી નવા પ્રસંગો ઉપસ્થિત કર્યા કરતી હતી. સ્વામીની વાક્ય સુધાનું પાન કરવા માટે તેનું મન નિરંતર આતુર રહ્યા કરતું હતું.

પરંતુ આજે વિજયાએ સ્વામીના સંબંધમાં કશી પણ પૂછપરછ ન કરવાથી દાસીઓએ તેના સંબંધમાં કશું પણ ન જણાવતાં કેવળ મૌન વ્રતનું જ અવલંબન કરી લીધું હતું; તેઓ પણ વિજ્જુ તેના વિષયમાં કાંઇ પણ પૂછપરછ કરે છે કે નહિ, તેની વાટ જોતી જ બેઠી હતી. વિજ્જુએ પ્રથમ પોતાના મનમાં જ કહ્યું:–"હાય! હું મારા હૃદયાધાર–જીવનસર્વસ્વના સમાચાર પૂછતાં પણ આટલી બધી અચકાઉં છું શા માટે? મારા હૃદયમાં આજે આટલું બધુ અભિમાન કેમ ઉત્પન્ન થયું છે!"

આ પ્રમાણે વિચાર કરી અનંતને ક્ષુદ્રમાં સીમાબદ્ધ કરી વિજ્જુએ દાસીઓને ઉદ્દેશીને પૂછ્યું:–"ઘરનાં બધાં માણસો મજામાં છે ને? સહુ આનંદથી હરે ફરે છે ને?"

પરંતુ દાસીઓ વિજ્જુના આશયને સમજી શકી નહિ કે તે 'સહુ' શબ્દનો પોતાના સ્વામીના અર્થમાં પ્રયોગ કરી રહી છે. એટલે તેમણે માથું ધુણાવીને કહ્યું:–"હા–સહુ આનંદમાં છે."



## પંચમ પરિચ્છેદ.

### પ્રેમની પૂર્ણાહુતિ !

" વિના તું આલમ અકારી રહીરે,
ફક્ત યાદ સરમાં એક તારી રહીરે;
જરા દીલપે ગુજરે તો આંખો રડેરે;
નદી લોહીની એક જારી રહીરે;
તારી દર્યા દિલી હતી દિલદારી;
ન તે દિલ રહ્યું નહીં દીલદારી રહીરે;
દિવસે ખયાલે ને રાતે ખવાબે;
જીગર યાદ તારી ઉભારી રહીરે !
અઝીઝ તારી મોહબત છે મારી ઇબાદત;
ઝબાં એક હરદમ પુકારી રહીરે. "

રાત્રિ ગંભીર હતી. શુકલપક્ષની અષ્ટમીનો ચંદ્રમા અસ્તાચલમાં જવાની તૈયારીપર આવી ગયો હતો. વિશાળ અને તરેહતરેહવારના ફળફૂલોથી ખીલેલા બગીચામાં જ્યોત્સ્ના એકલી ઉભી કોઇની વાટ જોઇ રહી હતી; સર્વ શાંત, સ્થિર અને નિઃસ્તબ્ધ હતું. જાણે સર્વને નિદ્રાદેવીની ગોદમાં સૂવાડીને ચંદ્રમા પોતે પણ સૂવા માટે જઇ રહ્યો હતો.

ચારે તરફ ફૂલની લતાઓ, વૃક્ષો અને છોડવા આવેલા હતા; મધ્યમાં મણિમુક્તાથી જડિત થયેલી નીલાંબરી સાડીના સમાન સરોવરનું સુંદર સલિલ શોભી રહ્યું હતું. રૂપવતી રમણીની પેઠે કટિપર સાડી પહેરી સમસ્ત ઉદ્યાન હાસ્ય કરી રહ્યું હતું. તે સુંદર વસ્ત્રવાળા પુષ્પના અલંકાર ધારણ કરેલા અને ચંદ્રમાના ઝાંખા કિરણોથી ઉજ્જવલ થયેલા ઉદ્યાનમાં એક વૃક્ષતળે જ્યોત્સ્ના એકલી ઉભી ઉભી અનેક પ્રકારના વિચારો કરી રહી હતી.

પૃથ્વી સુસ્ત થઇ ગઇ હતી. જાણે તે છેક થાકી ગઇ હતી. અત્યારે તે સુપ્તઅવસ્થામાં હોવા છતાં પણ અસ્પષ્ટ સ્વરથી જાણે કોઇને કાંઇક કહી રહી હતી, જાણે નિદ્રાના ઘેનમાં આવેલા સ્વપ્નના આવેશમાં આવીને કોઇની સાથે છાનું છાનું સંભાષણ કરી રહી હતી.

આકાશ નિર્મળ—સ્વચ્છ હતું, છતાં તેમાં કોઇ કોઇ નક્ષત્રનો ભાસ તો અવશ્ય થતોજ હતો. કોઇ સ્થળે એકાદ શ્વેત વાદળું પણ જણાઇ આવતું હતું. જે સ્થળે શુભ્ર મેઘથી નક્ષત્રો ઘેરાઇ ગયાં હતાં, તે સ્થળે પણ તેઓ અવગુંઠનના અન્તરાલમાંથી જેવી રીતે રમણીનાં કટાક્ષ ઉજ્જવલ ભાસે છે તેવીજ રીતે અધિક ઉજ્જવલ ભાસતાં હતાં.

ઉદ્યાનમાં સૌંદર્યમય પુષ્પોના ઢગલા ને ઢગલાજ, પુંજેપુંજમાં ખીલી ઉઠયા હતા. તે ઉદ્યાનની વિકસિત યૌવના વસુધા, ઉંચું મુખ કરીને અલંકારવાળા ગગનની સાથે ખીલતા હોઠથી પ્રેમભર્યું સંભાષણ કરતી હતી. જેનો દિવસ વીતી ગયો હતો, તેઓ નીચું મુખ કરી અવગુંઠન તાણી પૃથ્વીમાતાના મુખભણી જોતાં અનંત ભગવાનનું ધ્યાન ધરી રહ્યાં હતાં.

ચન્દ્રમા પણ આળસુ બની ગયો હતો, ધીમે ધીમે નિન્દ્રાધીન થવાની ચેષ્ટા કરી રહ્યો હતો. સુગંધના ઢગલાને ઢગલા આમતેમ નાચતા કૂદતા, ચંદ્રમાના કિરણોને શરીરપર ધારણ કરી દેવલોકને પણ પ્રસન્ન કરવાની ચેષ્ટા કરી રહ્યા હતા. સમસ્ત ઉદ્યાનમાં અપૂર્વ શોભાનું સામ્રાજ્ય વિસ્તરી ગયું હતું.

તે ઉદ્યાનના મધ્ય ભાગમાં જે એક સરોવર આવેલું હતું, તેના ઘાટપર આવેલા એક સુંદર બકુલવૃક્ષની ઘટાદાર છાયા તળે જ્યોત્સ્ના એકલી જ ઉભી હતી. જ્યોત્સ્નાના પોશાકમાં એક અતિ મનોહર નીલાંબરી સાડી શોભી રહી હતી. તેનો શ્વેત દેહ નીલ રંગના વસ્ત્રથી ઢંકાયલો હતો અને તે જાણે નીલાકાશમાં વિચરતા શુભ્ર ઇન્દુની પ્રતિસ્પર્ધા કરવાને તત્પર થયો હોયની, એવો ભાસ કરાવતો હતો. જ્યોત્સ્ના આજે ચંદ્રમા ભણી જોતી નહોતી, ઉદ્યાનમાં વિકસેલાં પુષ્પો તરફ દૃષ્ટિ પણ કરતી નહોતી. તેના મનમાં આજે સુખ નહોતું, શાંતિ પણ નહોતી. તેનું મુખ આજે વૈશાખના વાદળાંની પેઠે ગંભીર બની ગયું હતું.

આજે જ્યોત્સ્નાના હૃદયમાં વિજુનુંજ રટણ થયા કરતું હતું. તેના મનમાં વિજુ તથા રમેશનો સંહાર કરવાના વિચારોજ ઉછળી રહ્યા હતા. જ્યોત્સ્ના પ્રથમ ઘણીજ સુખી હતી, ઘરનો કારભાર, જમીનદારીનો વહિવટ, રમેશપરનું આધિપત્ય, આદિ સર્વ તેના અધિકારમાં હતું. તે આખા ઘરને ધ્રૂજાવતી હતી, તેનો અધિકાર સર્વત્ર વિસ્તરેલો હતો. પણ હાલમાં તે બધું ધીમેધીમે નષ્ટ થવા

માંડયું હતું. તેની સત્તા. ગૌરવ અને માન આદિ સર્વ ન્યૂન થવા માંડયાં હતાં. છેવટે અતુલ ઐશ્વર્ય પણ જવા બેઠું હતું.

જ્યોત્સ્ના પોતાના પ્રાણ આપી શકે તેમ હતી, પરંતુ સંપત્તિનો ભાગ કોઇને પણ આપી શકે તેમ નહોતી. લક્ષ્મીને માટે તે પોતાનું લોહી રેડવાને પણ તૈયાર હતી. તેણે તો લક્ષ્મીને માટેજ રમેશની સાથે લગ્ન કર્યાં હતાં. રમેશ જોઇએ તેવો રૂપાળો નહોતો છતાં જ્યોત્સ્ના તેની લક્ષ્મીના લોભથી તેની સાથે લગ્ન કરવાને તૈયાર થઇ હતી. જો ખરૂં કહીએ તો તે રમેશને નહિ પણ લક્ષ્મીને જ વરી હતી. જે સંપત્તિને માટે તેણે કાળા કુબડા રમેશને પોતાની શય્યામાં સ્થાન આપ્યું હતું, જે સંપત્તિને માટે તેણે પોતાનું અપૂર્વ સૌંદર્ય રમેશ જેવા રસહીન પુરૂષને વેચ્યું હતું, જે સંપત્તિને માટે તેણે પોતાના અનેક દિલદારોનો ત્યાગ કરીને રમેશને પોતાના પતિનું સ્થાન આપ્યું હતું, તે સંપત્તિના નષ્ટ થવાથી અથવા તો ગુમાવવાથી જ્યોત્સ્નાના પ્રાણ બચી શકે તેમ નહોતા.

જ્યોત્સ્નાએ રમેશની સાથે લગ્ન કરતી વેળાયે એવોજ નિશ્ચય કરી રાખ્યો હતો કે, રમેશના ઘરમાં ગયા પછી તેની સર્વ સંપત્તિને મારા અધિકારમાં મેળવી લઇશ અને ત્યારપછી તેને વિષપ્રયોગથી કિંવા અન્ય કોઇ પણ પ્રકારે મૃત્યુવશ કરી મનમાન્યો સુંદર ભરથાર શોધી લઇશ. તે અખૂટ દોલતનો ઉપભોગ કરવા માટે તેણે અનેક પ્રકારના વિચારો કરી રાખ્યા હતા. રમેશની મિલ્કતમાંથી પોતાના જેવી સ્વચ્છંદિની સ્ત્રીઓને માટે તેણે એક મોટી સોસાયટી સ્થાપવાનો તથા તેને માટે એક મોટું મકાન બાંધવાનો નિશ્ચય પણ કરી રાખ્યો હતો. આ સર્વ વિચારો કરવા ઉપરાંત તેણે તે મિલ્કતનો ઉપભોગ શી રીતે કરવો એનો એક ઠરાવ પણ કરી રાખ્યો હતો. પરંતુ અત્યારે મિલકત નષ્ટ થવાની અથવા તો પોતાના હાથમાં ન આવવાની વાત સાંભળીને તે ગંભીર વિચારમાં પડી ગઇ હતી. તેના બધા મનસૂબા પડી ભાગવાની અણીપર આવી લાગ્યા હતા.

વૃક્ષતળે આવેલા ચબૂતરાપર બેસીને જ્યોત્સ્ના વિચારી રહી હતી કે;–"આજે આવો વિચિત્ર બનાવ કેમ બન્યો ? પ્રથમ તો મારા અધિકારમાં સર્વ કાંઇ હતું, પણ અત્યારે મારૂં માન આટલું બધું કેમ ઘટી ગયું ? અત્યારે ધીમે ધીમે મારૂં સર્વસ્વ જવા બેઠું છે. હાય-હાય ! હું છેવટે એક નીચ કુળમાં જન્મેલા કામીકીડા પાસે મારા દેહને વેચવા બેઠી છું ?"

જ્યોત્સ્નાએ એકવાર ઉદ્યાનની ચારે તરફ દૃષ્ટિપાત કરી જોયો. પરંતુ મનુષ્યના અવયવને તે ક્યાંય પણ જોઇ શકી નહિ. જ્યોત્સ્ના પુનઃ ચિંતામાં નિમગ્ન થઇ. તે અસ્પષ્ટ સ્વરથી બોલવા લાગીઃ— "હાય! હું આવી પાપીયસી બનવાને કેમ તૈયાર થઇ છું. મેં અનેક પુસ્તકો વાંચ્યાં છે, અનેક નાટકોનું દિગ્દર્શન પણ કર્યું છે, છતાં મારા મનમાં પાપનો આટલી સીમાપર્યન્ત શા કારણથી સંચાર થયો છે. એક કવિની વાંચેલી આ કવિતા મને વારંવાર સાંભર્યા કરે છે, છતાં હું પાપના માર્ગમાં શા માટે પ્રયાણ કરી રહી છું. અહા કેવી સુંદર કવિતા છે. મારા જેવી કુમાર્ગગામિની કામિનીઓ તથા કામુક કીડાઓને માટે કેટલી બધી બંધ બેસતી છે. ખરેખર કવિતા કથવામાં કવિએ કમાલ કરી છે. શી ઉપદેશમય કવિતા છેઃ—

" નારાયણે પૂર્વે રચી આદિમ સુ-યુગ્મ ઉદ્યાનમાં;
મૂક્યું અમુક પૃથ્વી વિષે સુરલોક પ્રાય સ્થાનમાં;
તે યુગ્મ માનવ-લતા વિસ્તાર પામી વિસ્તરી;
પૃથ્વી તણી દશ દિશ વિષે કુરૂખંડ ભર્ણો સુ-વિટપસરી;

તે આર્ય શાખા થકી પૂર્વજ આર્ય આપ તણા થયા—
વિદ્યા, કળા, ચાતુર્ય, શુચિ દાક્ષિણ્ય-યુત, સદ્‌ગુણ-મય!
તે નીતિ રીતિ પાળી, દેવ નિહાળી સુ-દશ દિગન્તરે,—
સંગી, ચહી અન્યોન્યને, વસિયા સુખે મન્વન્તરે;

સજ્જન સમાજ સકળ સ્વબળથી પળપળે રક્ષી કરી,—
દુર્ગુણ ભરી દુઃખદ સદા દિતિ-તનુજ ભગિની વ્યથા હરી.
કૃષિકર્મ આદિ સુકર્મ કરિ, પ્રભુભક્તિ મહિં તત્પર રહી,
સૌ શાસ્ત્રના ગ્રંથો કરી નિજ અનુજ કાજ મૂકી સહી—

નિજનામ કામ અમર કરી, પછિ ધામ ભણી સ્વર્ગે વળ્યા;
પણ તેમના પછિના થયેલા આર્ય દુશ્મન ડર દળ્યા.

મોભાગ્રબુદ્ધિશાળી બનિયા, શૌર્યહીન વજી થયા;
નિજ દેશને પરતંત્ર કરિ, નિજ પૂર્વજો પાસે ગયા;
વળિ તેમનાં બાળક અબુધ પરતંત્ર સર્વ થયેલ તે
દુર્ગુણ બધા શાસક તણા શીખ્યા જણાવા છેલ; ને

વ્યભિચાર, સર્વ પ્રકારનાં વ્યસનો મહીં ચકચુર રહી;
વિદ્યાતણું સૌ ભાન ભૂલ્યા, ડુલિયા સર્વે અહીં;

જ્યાં દાસ વિષય તણા થયા ત્યાં આશ નીતિ તણીજ શી?
પ્રભુ ભક્તિની પણ રાખવી? વળિ દેશ પ્રીતિ કે'વી કશી?
સૌ તે અધર્મી ઠગ જનોના પંથ પૂર વિષે વહ્યા,
નબળા નિહાળી તેમને બહુ શાસકો જુલમી થયા;
પરદેશિયો લક્ષ્મી વિલોકી તેમની પાસે બધી;
તે લાલસાથી દૂર દેશથિ તૈમુર આદિ આગળ વધી;
આ દેશમાં પેશી પછી ખુન ખાર તો બહુએ કરી;
જર ખેંચવા, ને ધર્મ હરવામાં નહિ કાંઇ દયા તો ધરી.

અહા! આવી આવી આપત્તિઓ આ આર્યભૂમિપર આવવા છતાં, મારા જેવા પાપમાર્ગના પ્રવાસીઓ લેશમાત્ર પણ ન જાગ્રત થતાં આમ અનીતિનું અવલંબન કરવાને કેમ તૈયાર થઇ જાય છે? ડૉક્ટરને અને મારે શો સંબંધ? શું બાલ્યકાળના પ્રેમનું બાનું બતાવી હું અધર્મ આચરવાને તૈયાર થઇ છું? પણ તે વાતને અત્યારે સંભારવાની શી જરૂર છે? જ્યારે મારામાં જ્ઞાનનો ઉદય થયો નહોતો, જ્યારે મારાં લગ્ન થયાં નહોતાં, જ્યારે હું દરિદ્ર હતી, ત્યારે મેં કોને શું કહ્યું હતું તેનું તો મને અત્યારે સ્મરણ પણ નથી. ત્યારે હવે તેને સંભારવાનું શું કારણ છે? અત્યારે હું અતુલ ઐશ્વર્યની અધિકારિણી છું, સર્વ રૂપવતી રમણીઓની શિરોમણિ છું અને તે મારા પગની રજ ઉપાડનાર દરિદ્ર ભિક્ષુક છે. અત્યારે મારા અધિકારમાં અનેક દાસદાસીઓ છે, ખમ્મા ખમ્માના પોકારો કરનારી અનેક પરિચારિકાઓ છે અને તે દાસદાસી વિહીન પણ છે, તેને પાણી ટીપું પાય એવું એક પણ મનુષ્ય નથી. હું રાજા છું, તે પ્રજા છે. હું તેની ભાગ્યવિધાતા છું, તે મારા પગમાં પડતો પ્રેમાકાંક્ષી છે. મારી પાસે પ્રેમની યાચના કરે છે! તેનામાં આટલું બધું સાહસ! આટલી બધી ઉદ્ધતાઇ કે મારા જેવી રાજરાજેશ્વરી પાસે પ્રેમની માગણી કરે? પણ ચિંતા નહિ. પ્રથમ તો મને મારા કાર્યનો ઉદ્ધાર કરી લેવા દે, પછીથી હું તેને સમજાવી દઇશ કે હું કોણ છું? સિંહણની ગુહામાં પ્રવેશ કરતાં કેવું વિષમ પરિણામ આવે છે. હું ભયંકર વિષધારિણી કાળી નાગિણી છું અને તે બિચારો એક તુચ્છ, મામૂલી મૂષક છે. મૂષક હોવા છતાં નાગિણીના પ્રણયની આકાંક્ષા રાખે છે, તો તેને હું અવશ્ય મારો ઝેરી પ્રેમ ચખાડીને કૃતાન્તના રાજ્યમાં મોકલી આપીશ."

આ સમયે એક માનવપ્રતિમા તેની પાસે આવી પહોંચી. એ આવનાર વ્યક્તિ તે અન્ય કોઇ નહિ પણ આપણો પૂર્વ પરિચિત

ડૉક્ટર નવીનચંદ્રજ હતો. જ્યોત્સ્ના તેને જોઇ ઉઠીને ઉભી થઇ. ડૉક્ટર જ્યોત્સ્ના પાસે આવીને બોલ્યો:-"જ્યોત્સ્ના, મને અહીં આવતાં ઘણોજ ભય લાગતો હતો. રસ્તામાં જાણે કોઇ મારી પાછળ પડી રહ્યું હતું."

જ્યોત્સ્નાએ કહ્યું:—"જે પાછળ પડયું હતુ તે કયાં ગયું વારૂ?"

ડૉક્ટરે જવાબ આપ્યો:—"હું તે બરાબર જાણતો નથી. પણ ઘણું કરીને તે આ બગીચામાંજ છૂપાઇ ગયો હોય તેમ જણાય છે."

જ્યોત્સ્નાએ પૂછ્યું:—"દવા લાવ્યા છો કે?"

ડૉક્ટરે કહ્યું:—"હા-લાવ્યો છું. આ લો તે દવાને સંભાળો."

ઔષધ લેવાના ઉદ્દેશથી જ્યોત્સ્ના વ્યાકુળ થઇને ડૉક્ટરની છેક નજીકમાં આવી પહોંચી. ડૉક્ટરે જ્યોત્સ્નાને છેક પોતાની સમીપમાં આવેલી જોઇને પોતાના બન્ને હાથ ફેલાવી તેને પોતાની છાતી સાથે દબાવી દઇને ખૂબ આવેગપૂર્વક આલિંગન આપ્યું. અંધકારમાં જ્યોત્સ્નાની આંખો સળગી ઉઠયાં. પરંતુ તેણે કાંઇ પણ વાંધો ન ઉઠાવતાં પોતાની ઇચ્છાથીજ ડૉક્ટરના બાહુબંધનમાં બંધાઇ રહેવાનું પસંદ કર્યું. તેવી સ્થિતિમાં પણ જ્યોત્સ્નાએ ડૉક્ટર પાસેથી ફરીવાર દવાની માગણી કરી. આ સમયે ડૉક્ટરે જ્યોત્સ્નાના હાથમાં કાગળનું એક પડીકું આપ્યું.

આ સમયે ડૉક્ટર પાસેની લતાકુંજના ઓથમાંથી એક મનુષ્યની મૂર્ત્તિ બહાર નીકળીને તેના તરફ આવતો જણાયો. એ જોઇને ડૉક્ટરે તે મનુષ્ય તરફ દૃષ્ટિ પણ ન કરતાં તેનાથી ઉલ્ટી દિશામાં દોડવા માંડયું. તે બિચારાના પ્રેમની પૂર્ણાહુતિ ત્યાંજ થઇ ગઇ.

એ આવનાર માણસ હારાણચંદ્ર જ હતો. જ્યોત્સ્નાના શિખવાડયા પ્રમાણે જ તે બરાબર વખતસર આવી પહોંચ્યો હતો. તેનો જે ઉદ્દેશ હતો, તે સિદ્ધ થયો અને ડૉક્ટરના ઘૃણિત આલિંગનમાંથી જ્યોત્સ્ના પણ છૂટી ગઇ. જ્યોત્સ્ના હારાણ પાસે આવીને ઉભી રહી તથા હારાણને ઉદ્દેશીને બોલી:-"રેવતીની મુલાકાત તો તમે કરી જ હશે ખરૂં ને વારૂ?"

હારાણે જવાબ આપ્યો:—"હા, હોલનાં દ્વાર ઉઘાડાં રાખવાનું રેવતીએ કબૂલ કર્યું છે."

ત્યાર પછી ભાઇ અને ભગિની ઉભય જૂદા જૂદા માર્ગદ્વારા ઉદ્યાનનો ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યાં ગયાં.

# ષષ્ઠ પરિચ્છેદ

## કાળીરાતનું કાળું કામ

" કફન વિણુ લાશ વેરાને દિવાનાની પડી, દિલબર !
ખફા તેની ઉપર થાતાં અરે! તુજ હાથ શું આવ્યું ?
દુવાગીર આ તમારાથી લઇ જલ્લાદની તલવાર—
ખૂન તુજ હાથ કરવાથી અરેરે ! હાથ શું આવ્યું ?
હતી જ્યાં વસ્લની ખ્વાહિશ મળ્યું ત્યાં ઝેરનું પ્યાલું !
મગર તે જામને ભરતાં કહે તુજ હાથ શું આવ્યું ? "

કલાપી.

રાત્રિનો ત્રીજો પ્રહર થવા આવ્યો હતો. રમેશ પથારીમાં સૂતો સૂતો ભયંકર સ્વપ્ન જોઇ રહ્યો હતો. રમેશની માતા ભોંયતળીયે સૂતી હતી. પલંગ પાસે પડેલી એક કુરસી પર વિજુ બેસી રહી હતી. એક નાના ટેબલપર દીપદાનીમાં દીપક પ્રકટી રહ્યો હતો. તેની પાસે કેટલીક દવાઓની શીશીઓ પણ પડી હતી.

આજે રમેશ પર મોટી આફત આવી પડી હતી. રાત્રિના પહેલા પ્રહરે રમેશની નાડી બહુ જ મંદ પડી ગઇ હતી. પરંતુ તે ગામના ડૉકટરોએ નાનાવિધ ઔષધનો પ્રયોગ કરીને તે આપદ્‌માંથી તેને બચાવી લીધો હતો. અત્યારે રમેશ જોઇએ તેના કરતાં પણ વધારે તંદુરસ્ત હતો; પરંતુ તેને ઊંઘ આવી નહોતી.

એ ત્રણ પ્રહર રાત્રિને જાગરણમાંજ વીતાડયા પછી થોડીવાર પહેલાંજ રમેશ નિદ્રાધીન થયો હતો. પરંતુ એ નિદ્રા પણ જેવી જોઇએ તેવી મધુર તો નહોતી જ; કેવળ સ્વપ્નમયી જ હતી. વિજુએ અનેક પરિશ્રમ કર્યા પછી જ્યારે પોતાના ભાઇને ઉંઘતો કર્યો, ત્યારે સહજ આરામ લીધો. પણ તે બિચારી અભાગણીને આરામ પણ શી રીતે મળી શકે ? રમેશની ચાકરી કરતાં જે કાંઇ વખત મળતો, તેને પોતાની ચિંતામાંજ ગાળતી હતી. આજે વિજુને ઘણી ઘણી ચિંતાઓ કરવાની હતી. આજે વિજુને સાસૂનો પત્ર મળ્યો હતો, સ્વામીના સમાચાર પણ મળ્યા હતા.

સાસૂના પત્રમાં એક જગાએ લખ્યું હતુંઃ—" વહુ બેટા, તારા વિના નિર્મળ કેવી રીતે દિવસો વીતાડે છે, તેજો તુ સમજી શકતી હો, તો ત્યાં એક દિવસ પણ રોકાઇશ નહિ."

આ વાત વિજુને હજારોવાર યાદ આવ્યા કરતી હતી. ભાઇની પાસે બેસી વિજુ વિચારતી હતી કે;–"હું પંખી થઇ હવામાં ઉડી એકવાર ન જોઇ આવી.શકું કે મારા વિના તેઓ શી રીતે દીવસો વીતાડી રહ્યા છે?" આ પ્રમાણે તેના મનમાં અનેકવાર પતિને મળવાની ઇચ્છા થઇ આવતી હતી, નિર્મળના સંબંધમાં તે ઘણી ઘણી કલ્પના કર્યા કરતી હતી. તેના માનસ-સલિલમાં પાણીના પરપોટાની પેઠે અનેક વિચારતરંગો ઉછળી ઉછળીને પાછા શમી જતા હતા. કોઇ વેળાયે વિજુ વિચારતી હતી કે,–"શું એકવાર છૂપા-વેશમાં જઇ મારાથી એમ ન જોઇ આવી શકાય કે, મારા પતિ રાત્રે ઘેર આવીને મને શોધે છે ખરા.કે નહિ? શય્યાને શૂન્ય પડેલી જોઇને તેઓ મને સંભારે છે કે કેમ? આ સર્વ મારાથી ન જોઇ આવી શકાય?"

વળી કોઇ કોઇ વેળાયે તો વિજુ એમ પણ વિચાર કરતી કેઃ–"મલ્લિકાની વેલી શું એમને એમ ખીલી શકતી હશે ખરી કે? ફૂલ જોઇને તેઓ શું મને યાદ કરતા હશે કે? હવે તેઓ કોના ગળામાં ફૂલની માળા પહેરાવતા હશે? મલ્લિકાને કોણ જળસિંચન કરતું હશે?" તે વાતને પડતી મૂકી વિજુ એવા વિચારમાં પડી જતી કેઃ–"વારૂ, તેઓ મને એકવાર પણ નહિ સંભારતા હોય? સવારમાં ઉંઘ ઉડતી વેળાયે મારી સાથે મીઠી મીઠી વાતો કરી શય્યાનો ત્યાગ કરતા, બપોરે જમી રહ્યા પછી મારા હાથમાંથી તાંબૂલ લઇને; મારૂં સન્માન કરીને કચેરીમાં જતા, સાંઝે મને આદરપૂર્વક બે ચાર મધુર શબ્દોથી સંતોષીને અશ્વપર બેસી ફરવા માટે નીકળતા હતા; પણ અત્યારે તેઓ ચુંબનની આશાથી મને શું એકવાર પણ નહિ શોધતા હોય? આ દાસીનું તેમને સ્મરણ પણ નહિ થતું હોય? જો તેમને મારૂં સ્મરણ થતું હોય, તેઓ મને ચહાતા હોય તો મારાપર એક પત્ર લખવાની પણ કૃપા ન કરે? બે લાઇનો લખવાની પણ તેમને ફુરસદ ન મળે? વિદાય થતી વખતે મને તેમણે કહ્યું હતું કેઃ–'વિજુ પત્ર લખવા સિવાય મારે બીજું એક પણ કાર્ય બાકી રહેશે નહિ.' તો પછી તેઓ આવા નિષ્ઠુર કેમ થયા? તેઓ તો દેવતા છે! શું દેવતા કદાપિ કોપિત થતા હશે ખરા કે? હું મારૂં દુઃખ કોને કહું? પ્રાણાધાર વિના હૈયું વલોવાય જાય છે. હૃદયમાં ઉંડા ઉંડા આઘાતો થાય છે."

આમ કહીને તે પોતાના ઉદ્‌ગારોને પુનઃ વ્યક્ત કરવા લાગીઃ–

"ઊંડાં દુઃખડાં કોને કેવાં?
પૂરાં ઘાયલ ક્યાં છે એવાં?
લાખ મળે છે જેવાં તેવાં,
કહેવાં કોનેરે?
હૈયાના તો તારો તૂટ્યા;
ગાવાના સૂરોએ ખૂટ્યા;
આંખલડીના તારા ફૂટ્યા;
કહેવું કોને રે?"

હે રાધાવલ્લભ! મને કહી દો કે, મારા અંતરનો આરામ, હૃદયનો વિરામ, જીવનનો દેવતા આવો નિષ્ઠુર કેમ બની ગયો છે? પરમાત્મન્! આ અભાગણી અબળાપર કષ્ટના પહાડો ક્યાં સુધી તૂટ્યા કરશે! એક તરફથી ભાભી પિશાચિકાનું સ્વરૂપ ધારણ કરી મારો નાશ કરવાની તૈયારી કરી રહી છે અને બીજી તરફથી મારા પતિ દેવતા પણ છેક નિષ્ઠુર બની ગયા છે, આ સર્વનું સત્ય કારણ શું એ મને સમજાવી દો."

વિજુ વિચાર કરી કરી, રડી રડી છેવટે ક્લાન્ત થઇ એક કુરસીપર બેસી ઉંઘી ગઇ. અરૂણના કિરણની પ્રતિમા પડતાં મૃણાલના સમાન નાની નાની બાહુ વલ્લરીપર કાદંબિની એટલે કે વાદળાંની માળાથી વિંટળાયલા ચંદ્રના સમાન કપોલની રક્ષા કરી રડતી રડતી વિજુ નિદ્રાધીન થઇ.

થોડીવાર પછી વિજુએ ઉંઘના ઘેનમાં જ સાંભળ્યું કે, જાણે કોઇ 'વિજુ' 'વિજુ!' કહીને બોલાવી રહ્યું છે. બે ત્રણ વાર બૂમો સંભળાયાથી વિજુની ઉંઘ ઉડી ગઇ. તેણે આંખો ઉઘાડીને જોયું તો આખું ઘર અંધકારથી છવાયલું જોયું. એક પ્રકારના ન જાણી શકાય તેવા ભયથી પીડિત થઇને વિજુ જરા પણ હાલ્યા ચાલ્યા વિનાજ શાન્ત રીતે ઉભી રહી. એ સમયે તેણે અજાયબીની સાથે જોયું કે, જાણે કાળાં કપડાંથી ઢંકાયલી એક મનુષ્ય મૂર્તિ તે ઘરમાંથી ધીમે ધીમે બહાર નીકળી રહી છે. આથી વિજુ વિશેષ ભયભીત બની ગઇ. રમેશે તેને બોલાવી:-"વિજુ!"

વિજુએ જવાબ આપ્યો:—"કોણ તમે બોલાવો છો, ભાઇ?"

રમેશે કહ્યું:—"હા. બ્હેન!"

વિજુએ પૂછ્યું:—"કેમ બોલાવો છો, ભાઇ?"

રમેશે જવાબમાં જણાવ્યું:—" તું કાંઇ જોઇ શકે છે ખરી કે ?"

વિજુએ કહ્યું:—" શું, ભાઇ ?"

રમેશ:—" આ ઓરડામાંથી બહાર નીકળી જતું કોઇ પણ માણસ તારા જોવામાં આવ્યું છે ખરૂં કે ?"

વિજુએ પણ તેવું જ જોયું હતું; પરંતુ તે કાંઈ પણ બોલી નહિ. તેણે થોડીવાર પછી કહ્યું:-" ભાઇ ! તમે દીવો શા માટે હોલવી નાખ્યો વારૂ ?"

રમેશ બોલ્યો:—" મેં દીવો હોલવ્યો નથી અને કોણે હોલવી નાખ્યો છે, એ પણ હું જાણતો નથી. હું તો એમજ ધારતો હતો કે, તેંજ દીવો હોલવી નાખ્યો હશે."

વિજુએ તરત જ પોતાની માતાને ઉઠાડી. માતાએ જાગીને દીવો સળગાવ્યો. તે સમયે રમેશ અને વિજુએ આશ્ચર્ય સહિત જોયું કે, દીપદાનીમાં પુષ્કળ તેલ હોવા છતાં દીવો હોલવાઇ ગયો છે. કોઇ પણ દિશામાંથી દીવાને હોલવી નાખે તેવા પ્રબળ પવન આવવાની કશી પણ સંભાવના જ નહોતી, છતાં દીવો હોલવાયો શી રીતે ? વિજુએ ધાર્યું કે, એ કોઇક ભૌતિક કારણ અથવા તો ભૂતોનો ખેલ જ હોવો જોઇએ. તે રાત્રે તેનાથી વધારે બીજી કાંઇ પણ બોલચાલ થઇ શકી નહિ. પોતપોતાની ચિંતામાં સહુ નિમગ્ન થઇ ગયાં.

રાત્રિ વીતી ને પ્રભાત થયું એટલે રમેશે પ્રહરીને બોલાવ્યો. પ્રહરી ઉત્તર હિંદુસ્તાનનો વતની હતો અને તેનું નામ લાલસિંહ હતું. તે ઘણા સમય થયાં રમેશને ત્યાં નોકરી કરતો હતો. પોતાના દેશની ભાષા અને રીતિ રિવાજને પણ તે અત્યારે ભૂલી જવા આવ્યો હતો. મત્સ્યભોજન કરવામાં પણ તેને કશોય વાંધો આવતો નહિ, તેમ છતાં તે છૂપી રીતે જ ખાતો હતો. ગમે તે હો. અત્યારે લાલસિંહ બહાદુર માથાપર પાઘડી ઘાલી, હાથમાં મલબારી દંડો ઝાલી પોતાના માલક સામે આવી ઉભો રહ્યો. આ સમયે રમેશના ઓરડામાં બીજું કોઇ પણ હાજર નહોતું. રમેશે લાલસિંહને ઉદ્દેશીને પૂછ્યું:—" લાલસિંહ તું કેટલા દિવસથી મારે ત્યાં નોકરી કરે છે ?"

લાલસિંહે જવાબ આપ્યો:—" તેવીસ વર્ષ થયાં, મહારાજ !"

રમેશે પુનઃ પૂછ્યું:—" કેટલા દિવસ થયાં તું અંદરના મહેલમાં પહેરો ભરે છે વારૂ ?"

લાલસિંહે જવાબમાં જણાવ્યું;—" ત્રણ વર્ષ થયાં, હુજૂર !"

રમેશે બોલ્યો:—"ઘરનાં તમામ માણસોને તું ઓળખે છે ખરો કે ?"

લાલસિંહે એકવાર ચારે તરફ નજર કરી અને ત્યાર પછી તે ધીમેથી બોલ્યો:—"સબ્બે કોઇકો પિછાનતા હું, મહારાજ !"

રમેશ:—"સારૂં. કાલે રાત્રે તું મારા મહેલના પહેરાપર હતો કે નહિ ?"

લાલસિંહ:—"જી-હાં, હુજૂર ?"

રમેશ:—"રાત્રિના બીજા પ્રહર પછી તેં કોઇને ઉપર આવતાં જોયું હતું ખરૂં કે ?"

લાલસિંહ આ સાંભળીને કાંઇક મુશ્કેલીમાં આવી પડયો. રાત્રિના બીજા પ્રહર સુધી તો તેણે કોઇને ઉપર આવતાં જોયું નહોતું, પણ ત્યાર પછી તેને જરા ઊંઘ આવી ગઈ હતી. ત્યારે તે દીવાલને અઢેલી જરા વાર ઊંઘી ગયો હતો. તેની નિદ્રિતાવસ્થામાં ઉપર કોઇ ગયું હતું કે નહિ, તે તે જોઇ શકયો નહોતો. પોતે ઊંઘી ગયો હતો એમ કહેવાનું સાહસ પણ તેનાથી થઇ શકતું નહોતું. માલિક પાસે જૂઠું બોલવાની પણ તેની ઇચ્છા નહોતી. આથી તે 'હુજૂર' 'હુજૂર' કહેતો ચૂપ જ ઉભો રહ્યો.

તેને ચૂપચાપ ઉભેલો જોઇને રમેશના મનમાં સંદેહ થયો. રમેશ બોલ્યો:—"લાલસિંહ, તું મારો પુરાતન વિશ્વાસુ નોકર છે, તેથી જ મેં તને મારા ખાનગી મહેલના પહેરાપર નીમ્યો હતો. હું તને બહુ ચાહું છું, સારો પગાર આપું છું, છતાં તું સત્ય વાર્તાને મારી પાસે છૂપાવવાનું સાહસ શા માટે કરે છે વારૂ ?"

લાલસિંહની આંખોમાં આંસૂ આવી ગયાં. તેણે તરત જ પોતાની ભૂલ કબૂલ કરી માલિક પાસેથી માફી માગી લીધી.

રમેશ થાકી ગયો; થોડો વિશ્રામ લીધા પછી પુનઃ બોલ્યો:-"ભવિષ્યમાં સાવધ રહેજે, જા અત્યારે તો અહીંથી ચાલતો થા."

પરંતુ લાલસિંહ ત્યાંથી ખસ્યો નહિ. આથી રમેશે તેને પુનઃ પૂછ્યું કે:—"કેમ, લાલસિંહ ! તું શું કહેવા માગે છે ?"

લાલસિંહે જવાબ આપ્યો:—"હુજૂર ! મૈંને યહાં કિસીકો આને તો નહિં દેખા, મગર જાને તો જરૂરહી દેખા હય."

રમેશે પૂછ્યું:—"કોને જતુ જોયું છે ?"

લાલસિંહ:—"હમારી માલિકીનકો જાતે દેખી હય."

પુરાતન નોકર ચાકરો જ્યોત્સ્નાને શેઠાણી કહીને બોલાવતા હતા અને લાલસિંહ માલિકીનના નામથી બોલાવતો હતો. રમેશ

પણ એ વાતને સારી રીતે જાણતો હતો. પ્રહરીનો ઉત્તર સાંભળીને રમેશ ચૂપ રહ્યો. થોડીવાર પછી તેણે પૂછ્યું:-"તેનાં કપડાંનો રંગ કેવો હતો વારૂ?"

લાલસિંહે ઘણા ઘણા વિચારો કર્યા, પરંતુ કાંઇ પણ નિશ્ચય ન કરી શકવાથી તે ચૂપ જ ઊભો રહ્યો. રમેશે તેને ફરીવાર પૂછ્યું:-"કેટલી રાતે તેં તેને જોઇ હતી વારૂ?"

પ્રહરીએ કહ્યું:—"લગભગ ત્રણ પ્રહર વીત્યા પછી."

રમેશે તેને કાંઇ પણ ન પૂછતાં તરત જ વિદાય થવાની આજ્ઞા આપી દીધી.

ત્યાર પછી લગભગ એકાદ પ્રહરે ડૉક્ટર સાહેબ પણ આવી પહોંચ્યો. તેણે રોગીની પરીક્ષા કયા પછી દવાની કેટલીક શીશી તપાસી. તેણે જોયું કે, બધી દવાઓનું સરખી રીતે મિશ્રણ કરવામાં આવ્યું નથી. તે ઉપરાંત એક શીશીનો રંગ બદલાયલો તેમજ બગડેલો જોવામાં આવ્યો. એ જોઇને તેને ઘણી જ અજાયબી થઇ. તે સંબંધમાં કેટલીક પૂછપરછ કરવા છતાં પણ તે કાંઇ જાણી શક્યો નહિ. ઘણીવાર સુધી વિચાર કરવા છતાં એ દવાની વિકૃત્તિનું કશું કારણ તેના સમજવામાં આવ્યું નહિ. તે બોલ્યો કે:-"રમેશચંદ્રને આપવામાં આવેલી દવામાં અવશ્ય બીજી કોઇ પણ વસ્તુનું મિશ્રણ થયેલું છે અને તે વસ્તુ ઘણી જ ભયંકર હોય તેમ જણાય છે."

રમેશે દવાની શીશી બરાબર તપાસી લીધા પછી પોતાની પાસે રાખી લીધી. તે સમયે તે ઓરડામાં રમેશ, ડૉક્ટર અને દીવાન સિવાય બીજું કોઇ પણ નહોતું. એથી જ્યોત્સ્નાને તે સંબંધી કશા પણ સમાચાર મળી શક્યા નહિ. પોતાનું કારસ્થાન ખુલ્લું થઇ જવાની વાત તેના જાણવામાં આવી નહિ.

સાહેબના ચાલ્યા જવા પછી રમેશની આજ્ઞાથી વિલ તૈયાર કરવામાં આવ્યું. વિજુનો ભવિષ્યમાં થનાર પુત્ર અથવા તો તેના અભાવે વિજુ પોતે રમેશની સર્વ સ્થાવર જંગમ મિલકતની વારસ ઠરી. કેટલાક વિશ્વાસુ નોકરોને સાક્ષી રાખી રમેશે વિલપર સહી કરી. વીલમાં શું લખવામાં આવ્યું હતું, તે હારાણ સિવાય બીજું કોઇ પણ જાણતું નહોતું. હારાણને ખાસ ઇરાદાપૂર્વક જ જણાવવામાં આવ્યું હતું. બીજાં બધાં પણ માત્ર એટલું જ જાણતાં હતાં કે, રમેશે વિલ કરી નાખ્યું છે, પણ તેમાં લખેલી બીના કોઇ પણ જાણી શક્યું નહોતું. ગમે તેમ હો, પણ વિલ તૈયાર થઇ જવાથી રમેશ અતિ નિશ્ચિંત થયો.

# સપ્તમ પરિચ્છેદ

## શયતાનના સપાટામાં!

'વિના કૈં પાપ પસ્તાવું નસીબે આ લખાયું છે!
ફરી પસ્તાઇ એ ફન્દે ફસાવાનું લખાયું છે!
તહીં છે ઇશ્કની મેનાં, જિગર મારૂં પડયું તેમાં;
પરંતુ પાંખ એ તેની નસીબે દૂર છે કેલી;
અહીં છે ઇશ્કનું પિંજર પૂરાઈ પાંખ છે જેમાં;
હવાલે તે તણે ગાળી રહીને ઝીન્દગી જેમાં.

કલાપી.

ત્યાર પછી બીજા કેટલાક દિવસો પણ વીતી ગયા. રમેશે આજે લગભગ પચાસ દિવસ પછી અન્નનો આહાર કર્યો હતો; છતાં પણ નિર્બળતા તો જેવીને તેવીજ હતી. કોઇની સહાયતા સિવાય તે ઊઠીને બેઠો થઇ શકતો નહોતો. રમેશને મળવામાટે જ્યાં જ્યાંથી સગાવહાલાં આવ્યાં હતાં, તેઓ પણ ચાલ્યાં ગયાં હતાં. પરંતુ હીરાણ હજી સુધી અડ્ડો જમાવીને પડયો હતો; તેણે આવતી કાલે જવાનો નિશ્ચય કર્યો હતો. પણ હજી તે નિશ્ચય ઢચુપચુ જ હતો.

ભાઇની સેવામાં વિજુએ પોતાના શરીરને ખપાવી દીધું હતું. પરંતુ તેમ કરવાથી પણ તેનું પરિણામ સારૂં આવ્યું છે તથા ભાઇને સારો આરામ મળ્યો છે, એ જોઇને આજે તેનું મન અતિ પ્રફુલ્લ અને આનંદિત બની ગયું હતું. પરંતુ તેની તે પ્રફુલ્લતા પણ દૈવની નિષ્ઠુરતાથી નષ્ટ થઇ. તે બિચારીને પુનઃ શોકના સાગરમાં ડૂબવું પડયું.

રમેશને ખવડાવી પીવડાવી લીધા પછી વિજુ પોતાના ઓરડામાં આવી બેઠી. વિજુને હમણાં નિર્મળનો પત્ર મળ્યો નહોતો અને તે તેના પત્રની વાટ પણ જોતી નહોતી. છતાં ટપાલ આવતી વખતે વિજુના હૃદયમાં સ્વાભાવિકજ કંપનો આવિર્ભાવ થઇ આવતો હતો. આજે વિજુએ કોઇ પણ પત્ર મળવાની આશા કરી નહોતી, પરંતુ ઘરમાં જઇને તેણે જોયું, તો તેના નામપર લખેલો એક પત્ર તેને મળી આવ્યો. વિજુએ ઝડપથી તેને ઉઠાવી લીધો. તેણે અજાયબી સાથે જોયું કે તે પત્રનું શિરનામું નિર્મળનું લખેલું

નહોતું, તે પત્રના અક્ષરો નિર્મળના હાથના નહોતા, પણ કોઇ અજાણ્યા માણસના લખેલા જણાતા હતા. વિજ્જુને પત્ર ઉઘાડતી વેળાએ સહજ સંકોચ થયો, પણ પાછળથી એકાએક તેના મનમાં એવો વિચાર થઇ આવ્યો કે, કદાચિત્ નિર્મળની પ્રકૃતિ ખરાબ હોવાને લીધે તેણે બીજા કોઇની પાસે પત્ર લખાવીને મોકલી આપ્યો હશે. આ પ્રમાણે વિચાર કરીને વિજ્જુએ તે પત્રને તરતજ ઉઘાડી નાખ્યો. પત્ર વાંચતાંની સાથેજ તેનું માથું ફરવા લાગ્યું. તેણે ફરીવાર પત્ર વાંચવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનાથી તે પત્ર વાંચી શકાયો નહિ. તે બિચારી બેભાન થઇને પૃથ્વીપર ઢળી પડી.

એ પત્ર કિંકરનું લખેલું હતું. તેણે પત્રમાં જે કાંઇ લખ્યું હતું, તે અમે આ પહેલાંજ જણાવી ગયા છીએ, એટલે આ સ્થળે પુનઃ તેનો ઉલ્લેખ કરવાની કશી આવશ્યકતા નથી. કિંકરનો પત્ર લખવાનો જે ઉદ્દેશ હતો, તે પણ આપણે સારી રીતે જાણીએ છીએ. પરંતુ તે ઉદ્દેશ સિદ્ધ થયો નહિ. ફક્ત વિનાકારણ એક કાનનની વલ્લરી હળાહળથી જર્જરિત થઇ.

ચૈતન્યમાં આવ્યા પછી વિજ્જુને પુનઃ બધી વાતો સાંભરી આવી. અસહ્ય યંત્રણાથી અધીરી થઇને વિજ્જુ માણસની આંખો આગળથી અદૃશ્ય થવાના ઉદ્દેશથી બગીચામાં દાખલ થઇ. તેણે બગીચાના એક વૃક્ષનો આશ્રય લીધો. પણ તે વૃક્ષતળે આવેલા ચબૂતરાપર ન બેસતાં તે જમીનપર આળોટી પડી અને ત્યારપછી ધૂળમાં રગદોળાવા લાગી. ધૂળમાં રગદોળાતી વેળાએ તેની આંખમાંથી આંસુના અમોઘ પૂર વહેવા માંડયાં.

વિજ્જુના રૂદનને એક જણે છૂપાઇને સાંભળી લીધું. ઉદ્યાનની છેક સમીપમાં જ્યોત્સ્નાનો મહેલ હતો; તે મહેલની એક ઉઘાડી બારીમાં ઉભી રહીને જ્યોત્સ્ના વિજ્જુની અવસ્થાનું નિરીક્ષણ કરી રહી હતી. જેવી રીતે પાષાણમાં કાદવ હોવો અશક્ય છે, તેવીજ રીતે જ્યોત્સ્નાના હૃદયમાં દયાનો આવિર્ભાવ થવો એ પણ સર્વથા અસંભવિતજ હતો. તે ભયંકર ભામિનીના હૃદયમાં દયા, પ્રેમ, માયા કે મમતાનો રંચ માત્ર પણ નહોતો. બાણથી ઘાયલ થએલી હરિણીને જોઇ પારધિના મનમાં જેટલી પીડા થાય, તેટલીજ પીડા વિજ્જુનું હૃદય વિદારક રૂદન જોઇને જ્યોત્સ્નાના હૃદયમાં પણ થઇ. એટલે કે વિજ્જુની આવી સ્થિતિ જોઇને તેના આનંદનો અવધિજ ન રહ્યો. જેવી રીતે પારધિ બંધનમાં બંધાયલી કુરંગીની કરૂણતાને

બીજાને દેખાડવા માટે આતુરજ છે, તેવીજ રીતે વિજુના વિંધાયલા 'હૃદયના રોદનના ઉચ્છ્વાસને દેખાડવા માટે જ્યોત્સનાએ પુલકિત હૃદયથી હારાણુને બોલાવ્યો. હારાણે આવીને જે કાંઇ જોયું, તેનાથી તે વિમોહિત થયો. તેણે જોયું કે, માટીપર આંસુથી ભીંજાયલા મુખની રક્ષા કરતી વિજુ અત્યંત રડી રહી છે; ઉચ્છ્વાસના તરંગોથી હાલતી તેની મૃણાણુ જેવી દેહલતા તરફડી રહી છે. વિખરાયલો કેશરાશિ તેના મુખને ઢાંકી દઇને ચારે તરફ છવાઇ ગયો છે. જાણે મધુમાં લુબ્ધ રહેતા ભ્રમરોથી ઢંકાયલી કમલિની, હિલ્લોલના આઘાતથી ભીંજાઇને, મૃણાલપર ધસી રહી છે.

હારાણુ બારી છોડીને બગીચામાં આવ્યો. લતાની કુંજના ઓથમાં ઉભો રહીને એકવાર તેણે બારી તરફ નજર કરી. તેણે જોયું કે, ત્યાં જ્યોત્સના અથવા બીજું કોઇ પણ નથી. ત્યારે તે સરીને વિજુ પાસે આવી ઉભો રહ્યો. વિજુ તે સમયે બેભાન બની ગઇ હતી. હારાણે તેને બોલાવી કે:—" વિજુ! પણ કશું ઉત્તર મળ્યું નહિ. વારંવાર હારાણે તેને બોલાવી, તથાપિ ઉત્તર મળ્યું નહિ. ત્યારે હારાણે પોતાના પાપપંકિલ હસ્તથી વિજુના પવિત્ર બાહુનો સ્પર્શ કર્યો. શરીર સાથે બીજાના હાથનો સ્પર્શ થતાંની સાથે જ વિજુએ આંખો ઉઘાડી. પ્રથમ તો તે તેને બરાબર ઓળખી શકી નહિ, કાંઇ પણ વિચારી શકી નહિ. શૂન્ય નયને હારાણુ તરફ જોઇ રહી. હારાણે તેને ફરીવાર બોલાવી, પુનઃ તેના બાહુનો સ્પર્શ કર્યો. આ વખતે વિજુ બધું જાણી ગઇ. તે હારાણુને ઓળખતાંની સાથે જ વીજળીના વેગથી ઉઠી દૂર જઇ ઉભી રહી. ત્યાર પછી હંસણીની પેઠે ગર્દન ઝૂલાવી, કલ્લોલિની પેઠે દેહ ફૂલાવી, આંગળી હલાવી ક્રોધથી રૂંધાયલા કંઠથી બોલી:—" ગાલ દૂર થા! તારા પાપપૂર્ણ હસ્તનો મારા શરીર સાથે સ્પર્શ ન કરાવ. એક પવિત્ર અને ધર્મપરાયણા પ્રેમદાના શરીરનો સ્પર્શ કરતાં તને જરા શર્મ પણ નથી આવતી? હારાણુ! હું સારી રીતે જાણું છું કે, આજે તારાં નયનો વિકારી થયાં છે, તારૂં હૃદય કામવાસનાના અધમ વિચારથી અપવિત્ર થયું છે. માટે જા, અહીંથી તારૂં કાળું મ્હોં લઇ સત્વર ચાલ્યો જા."

વિજુ શું બોલી, તે હારાણુ બરાબર સમજી શકયો નહિ. હારાણુ તે સમયે પોતાનું ભાન ભૂલીને તે સર્વ શોભામયી દેવી પ્રતિમ-પ્રતિમા મૂર્ત્તિ તરફ જોઇ રહ્યો હતો. વિજુનું વસ્ત્ર ભૂમિના

પૃષ્ટ સાથે આળોટી રહ્યું હતું. વિખરાયલા વાળ ગાલ, વક્ષ અને નિતંબપર છવાઇ ગયા હતા, તેનો ડાબો પગ જરા આગળ વધેલો હતો અને ડાબો હાથ ખુલ્લી હવામાં ઉછળી રહ્યો હતો. લતાકુંજ તળે વાંકી ગર્દન કરી ઉભેલી વિજુ આંગળી ચીંધીને ક્રોધથી કંપિત થયેલા સ્વરથી કહી રહી હતી કે:-"પાપી શયતાન! દૂર થા! ચાંડાલ જો હવે એક પગલું પણ આગળ ભરીશ તો જાનથી માર્યો જઇશ?"

ફૂલવાળી વેલીઓ વિજુના માથાપર ઢળી પડી હતી. શ્યામતાથી ઉજ્જવળ જણાતા પત્રો તેના અંગ પર અંગ બિછાવી રહ્યાં હતાં. રવિનાં કિરણોની છટા તેના ક્રોધથી રંગાઇને લાલચોળ થયેલા મુખપર વિસ્તરી ગઇ હતી. તરતનાં નાહેલાં તેમજ ખુલ્લાં થયેલાં નયનો આગનો વર્ષાદ વરસાવી રહ્યાં હતાં. ગોપિકાવલ્લભ-કૃષ્ણના આલિંગનમાં બંધાયલી કાંચનના જેવા રંગવાળી રાધિકાના દેહ પેઠે તે શ્યામોજ્જવલ પત્રોમાં વિજુનો દેહ આવેગપૂર્વક સહજ થરથરી રહ્યો હતો, કમ્પી રહ્યો હતો, ડોલી રહ્યો હતો. સફેદ રૂને પણ શર્માવી દે તેવા, વિકસિત હોઠના અંતર્પટમાં છૂપાયલા અને મુક્તાફળને પણ પરાજિત કરે તેવા સુંદર દાંત, વિજળીની લતાની પેઠે ચળકારા મારી રહ્યા હતા. તે ફૂલોના ઢગલાવાળા બગીચામાં આવેલા સરોવરના કિનારાપરના લતા રૂપ તંબૂ તળે ઉભેલી તે ભુવનમોહિની જ્યોતિર્મયી મૂર્ત્તિને જોઇને હારાણનો વાસનાનલ પ્રજળી ઊઠયો. તે આગળ વધતો વધતો બોલ્યો:—"વિજુ, વિજયા, અહા! તું કેવી સુંદર છે! આવું સૌંદર્ય તો મેં સ્વર્ગમાં પણ જોયું નહોતું! અહા:-

"ટાઢું સ્વેદ જલેથી, મન્દ ઢળતા મન્દાકિની વાયુથી;
ઊડેલા અલકે છવાઇ શશિથી તારી લલાટ દ્યુતિ;
તારા ગાલ કલંક કુંકુમ વિના છે ઊજળા, કર્ણ છે,
આભર્ણો વિણ રમ્ય સુંદર, રૂડું છે મુખડું તાહરૂં."

હારાણના આવા શબ્દો સાંભળી વિજુના ઓષ્ટાધર કંપી ઊઠયા. તે આંગળી ચીંધીને ફરીવાર બોલી:—"કામના કીડા! તું આ ઉદ્યાનનો ત્યાગ કરીને સત્વર દૂર થા. હાથે કરીને આ સળગતી આગમાં પડવાને તૈયાર ન થા. પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરવાનું સાહસ ન કર."

હારાણ બોલ્યો:—"ચાલ્યો જવા આવ્યો નથી, પણ તને એક વાત કહેવા આવ્યો છું."

વિજુએ કહ્યું:—"હું તારી એક પણ વાત સાંભળવા માગતી નથી, તું અહીંથી એકદમ દૂર થા. શિયાળ હોવા છતાં સિંહણનો શિકાર ન થા."

હારાણુ બોલ્યો:—"હું તને તારા પતિની વાત કહેવા માટે આવ્યો છું. આનંદપૂરથી એક અનુચર એક જરૂરી પત્ર લઇ આવ્યો છે, તેની પાસથી મેં નિર્મળબાબુની બધી ગુપ્ત વાતો સાંભળી લીધી છે. વિજુ! તારે તે વાતો સાંભળવાની ખાસ જરૂર છે, માટે એકવાર હું જે કહું તેને ધ્યાનપૂર્વક સાંભળી લે."

વિજુ કશો પણ જવાબ ન વાળતાં ગજેન્દ્ર ગમનથી અન્તઃપુર ભણી ચાલવા માંડી. તેને જતી જોઇને હારાણુ બોલ્યો:—"મારી એક વાત સાંભળી લે અને ત્યાર પછી જ તું અહીંથી જવાનું સાહસ કર. રમેશબાબુએ પોતાની બધી મિલકત તને આપી દીધી છે, તેથી હવે તારે નિર્મળનું મોઢું તાકી બેસી રહેવાની કશી જરૂર નથી, તું અત્યારે લાખો કરોડોની સ્વામિની થઇ છે, છતાં નિર્મળ જેવા એક પાખંડી પતિના હાથથી આટલી બધી અપમાનિત અને લાંચ્છિત કેમ થાય છે? તેની તને હવે શી પરવાર છે?

વિજુએ કહ્યું:—"નાદાન! મારી સમક્ષ આવા શબ્દો ન ઉચ્ચાર!"

હારાણે કહ્યું:—"વિજુ! જો મારૂં કહેવું નહિ માને તો છેવટે થઇશ ખુવાર!"

વિજુનો દેહ ક્રોધથી કંપી ઉઠયો. તે કહેવા લાગી:—"જે પુણ્યમય નામનું ઉચ્ચારણ કરતાં દેવતાઓ પણ પવિત્ર થાય છે, તે નામને હું તારા જેવા પાપીના મુખમાંથી સાંભળવા માગતી નથી."

હારાણુ બોલ્યો:—"વિજુ! આટલી બધી મિલકત હોવા છતાં નિર્મળ જેવા નિર્માલ્ય નરમાં શા માટે મોહી પડી છે. જો મારી સલાહ માનતી હોય તો તેનો ત્યાગ કરી કોઇ સુંદર પતિને શોધી લે. તારી આ મનોહર દેહલતાને એવા એક હીચકારા કઠિયારા દ્વારા ન છૂંદી નાખ. તારા આવા અનુપમ સૌંદર્યને એક રસહીન પુરુષ દ્વારા નષ્ટ ન કર, જો તું તારૂં હિત ચાહતી હોય તો તેને કચડી નાખ, છૂંદી નાખ અને તારી દેહલતાને કોઇ સુંદર વૃક્ષની આશ્રિત બનાવ."

"હારાણુ! હજી વસુંધરા વંધ્યા થઇ નથી, આકાશમાં વિરાજતા ચંદ્ર અને સૂર્ય મલિન થયા નથી. સાગરે પોતાની મર્યાદા

મૂકી વસુંધરાનો ભોગ લેવાનું સાહસ કર્યું નથી. તેવી જ રીતે સતી સન્નારીઓમાંથી સતીત્વનો અંશ લેશ માત્ર પણ ઓછો થયો નથી. આજે મને મારી એક મામૂલી મિલ્કત મળી છે, પરંતુ કદાચિત્ જો સ્વર્ગનું રાજ્ય પણ પ્રાપ્ત થયું હોત, તથાપિ હું મારા પતિના અનુરાગમાં જરા પણ ન્યૂનતા આવવા દેત નહિ. જ્યાં સૂધી આ શરીરમાં લોહીનો એક પણ બિન્દુ રહેશે, ત્યાં સૂધી હું અન્ય પુરુષ તરફ કદાપિ દૃષ્ટિ પણ નહિ કરૂં. મને મારા પતિથી પૂરતો સંતોષ છે, અને એ સંતોષના યોગે મારા સમાન કોઇ પણ સુખી નહિ હોય, એવી જ ધારણા રાખું છું. નિર્મળ એજ મારા હૃદય રાજ્યનો રાજા છે. કોઇએ ખરૂં જ કહ્યું છેઃ—

" અપ્રિય વચનથી દીન જે પ્રિય વચનથી પૂરા ભર્યા;
પરપુરુષે કે પ્રમદા તણા પરિવાદને જે પરિહર્યા;
પરિણીત પતી થકી સદા પરિતુષ્ટ જેહ જણાય છે;
વસુધા વિભુષિત કંઇ કંઇ એવા વડે નિરખાય છે. ? "

માટે હારાણ! આવો ઉપદેશ મને ન આપ. હું તારા કપટ જાળમાં કદાપિ સપડાવાની નથી તે નથી જ."

હારાણ સહજ હસીને બોલ્યોઃ—" જે તારા જેવી ભુવન મોહિની સુંદરી સ્ત્રીનો ત્યાગ કરી વિશ્વાસુ અનુઢા બાલિકાનો સર્વનાશ કરી શકે છે, તે શું પુણ્યમય ગણાય ખરો કે? અને તેવા પુણ્યમયને જે પાખંડી કહે તે પાપિષ્ટ કહેવાય ખરો કે? કદાપિ નહિ. સાંભળ, વિજયા, તને જોતાંની સાથે જ મારૂં જિગર જખમી થયું છે. હું મારૂં ભાન ભૂલી ગયો છું. તને મેળવવાની આશાથી હું—"

વિજુએ તેની કઠોર વાણી સાંભળી નહિ. અપમાન, તિરસ્કાર, લજ્જા અને ક્રોધથી વિજયા જ્ઞાનવિહીના બની ગઇ. તે બોલીઃ— "તારે હમણાં જ મારા આ ઘરમાંથી કૂતરાની પેઠે પલાયન કરવું પડશે."

વિજુનો ક્રોધ જોઇને હારાણ સહજ હસી પડયો. તે બોલ્યોઃ- "રમેશબાબુને આ વાત કહેતાં અગ્નિ સળગી ઉઠશે એ ખરૂં, પરંતુ અમે પણ કાંઇ છેક ગાંજ્યા જઇએ તેવા નથી. પ્રપંચ વિદ્યાની પ્રબળ સહાયતાથી રમેશ તો શું પણ પૃથ્વીના દેવતાઓને પણ પહોંચી વળીએ તેમ છીએ. માટે જરા વિચારીને કાર્ય કરજે. રમેશનું મરણ નિપજે એવાં પગલાં ભરીશ નહિ. અમારા વિરુદ્ધ રમેશ જો કદાચ એક શબ્દ પણ ઉચ્ચારશે તો આ ધરાના વક્ષપરથી તેનું શરીર ક્ષણ

માત્રમાં નષ્ટ થયા વિના રહેશે નહિ. આ વીરવર હિરાણચંદ્ર રમેશ તો શું પરંતુ તેના જેવા કરોડો વીર પુરુષોને પોતાના પગતળે છૂંદી નાખવાને સમર્થ છે. યમરાજની પણ મજાલ નથી કે, જે મારી ઇચ્છા વિરુદ્ધ એક પગલું પણ ભરી શકે માટે વિજુ! તારા ભાઇનું ગળું ન કપાય તેની ખાસ સંભાળ રાખજે."

વિજુ ચાલી ગઇ. હિરાણ હોઠ પીસી ગર્જના કરી બોલ્યો:—"વિજુ! વિજુ! એક દિવસ હું અવશ્ય તારા ગર્વના ચૂરેચૂરા કરી નાખીશ. તારા અભિમાનને રસાતળમાં મૂકી દઇશ તથા મારા મનોમંદિરની મહારાણી અથવા આ હૃદય રાજ્યની રાણી બનાવીશ."

## અષ્ટમ પરિચ્છેદ.

### જિગરનો જખમ!

"તને ચાહી દાઝી રુધિર સઘળું તો ગત થયું;
હવે પાણી પાણી થઇ જઇ વહે હાડ સઘળાં;
નહીં તેનું કાંઇ તુજ જિગરને સ્વપ્ન સરખું;
મને તો મીઠી શી નહિ કદિય દૃષ્ટિ પણ મળી.

× × × ×

ખુવારી વ્હોરી મેં, મુજ હૃદય એ આજ સમજે;
ખુવારી વ્હોરી તે કદિ નહિ ફરી વ્હોરીશ હવે;
નથી મોડી કાંઇ સમજણ પડી એ જખમની;
નહીં મોડી પામું મુજ જખમની ઔષધિ વળી."

કલાપી.

આજે વધગ્રામમાં ભારી ધામધૂમ મચી રહી હતી. વાસંતી-પૂજા પૂર્ણ થવા આવી હતી અને આજે પ્રતિમાને વિસર્જન કરવાનો વિધિ ચાલી રહ્યો હતો. ગંગાના કિનારાપર હારબંધ અનેક પ્રતિમાઓ ગોઠવવામાં આવી હતી. તે બધી પ્રતિમાઓમાં સર્વથી પ્રથમ સ્થાન જમીનદારના ઘરની પ્રતિમાને મળ્યું હતું. પરન્તુ જમીનદાર જણાતો નહોતો.

નિર્મળ તે સમયે અગાસીપર બેસી અનેક પ્રકારની ચિંતાઓમાં ગૂંથાઇ ગયો હતો. જે વિજ્યાના ઉત્સવમાં તેનો આનંદ ઉછાળા

મારી આખા વધૂગ્રામને આનંદિત બનાવી દેતો હતો, આજે તે વિજયા ઉત્સવમાં નિર્મળને કશો પણ આનંદ મળી શકતો નહોતો. નિર્મળની માતાના મનમાં પણ સુખ નહોતું. બન્નેના મનમાં એકજ પ્રકારની વાતો યાદ આવી ગઇ હતી. તેઓ બન્ને વિચારતાં હતાં કે;-" જે પ્રેમમયી જીવતી સોનાની પ્રતિમા પાષાણહૃદયા મૃગમયી દશભૂજા મૂર્ત્તિની પ્રદક્ષિણા કરીને વંદન કરતી હતી, આજે તે પ્રતિમા ક્યાં છે ? "

વિજુ આવી નહોતી. તેને તેડવા માટે વૈશાખની શરુઆતમાં દાસદાસીઓને ફરીવાર મોકલ્યાં હતાં, તેમ છતાં વિજુ આવી નહોતી. તે સિવાય વિજુએ એકાદ બે કડવી વાતો કહી મોકલાવી હતી. વિજુ બોલી હતી કે;-" સાસૂજીને પ્રણામ કરીને કહેજો કે, વધૂગ્રામ આવવાની હવે મારી ઇચ્છાજ નથી, અને તેવું કોઇ પણ કારણ પણ જોતી નથી. જ્યારે મારી આવવાની ઇચ્છા થશે, ત્યારે તેમને જણાવીશ. વારંવાર વિના કારણ માણસો મોકલવાની કશી જરૂર નથી. "

નિર્મળને વિજુએ કશા પણ સમાચાર કહેવડાવ્યા નહોતા. તેને કહેવા યોગ્ય એકાદ બે સ્નેહની વાતો પણ કહી મોકલાવી નહોતી. વિજુના આવા નિર્દય આઘાતથી નિર્મળનું કોમળ અને કિશોર હૃદય ભાંગી ગયું. તેની બધી આશાઓનો નાશ થયો.

વિવાહ થયા પછી નિર્મળે વિજુને એક દિવસને માટે પણ રેઢી મૂકી નહોતી. વિજુના સિવાય તે એક દિવસ પણ રહ્યો નહોતો. વિજુ જ્યારે પિયરમાં જતી, ત્યારે નિર્મળ પણ તેની સાથેજ જતો હતો અને ત્યાં બે ચાર દિવસ રોકાઇને વિજુને સાથે લઇ તે પાછો આવી પહોંચતો. વિજુને છોડીને એકલા રહેવાની નિર્મળમાં શક્તિજ નહોતી. વિજુ એજ તેનો સુખમય સંસાર હતી, આશાની ઉષા અને હૃદયની શાંતિમય આરામ હતી.

વિજુ જિદ્દ કરીને ચાલી ગઇ હતી, તેના તે અપરાધની પણ નિર્મળે માફી આપી હતી. વિજુએ બે દિવસ રોકાવાનો વાયદો કર્યો હતો અને તે બે માસ વીતી જવા છતાં પણ પાછી આવી નહોતી. એ અપરાધને પણ નિર્મળ વિસરી શકે તેમ હતો. પરંતુ વિજુના નિષ્ઠુર પત્રો તથા મમતા શૂન્ય વ્યવહાર તેનાથી કદાપિ સહી શકાય તેમ ન હતો.

" પ્રાણ પાથરીને જેને ચાહી હતી, ધર્મ, કર્મ અને સમસ્ત સંસારનું વિસ્મરણ કરી હૃદયરાજ્યના સિંહાસનપર સ્થાપિત કરી

કિશોર અવસ્થાથી જેની પૂજા કરી હતી, ખીલતું યૌવન ધારણ કરી બીજા કોઇની છાયાનો પણ સ્પર્શ થવા દીધા વિનાનું કલંક-હીન હૃદય જેના ચરણોમાં ઉત્સર્ગ કર્યું હતું, તેણે આજે નિર્દય વ્યવહારથી મારા પ્રેમથી ઉન્મત્ત થયેલા હૃદયને પીડિત કર્યું, મારા નવયૌવનનાં સર્વ સુખ તથા શાંતિને દગ્ધ કરવા તૈયાર થઇ, સંસાર-માં ફરી ફરીને રત્ન તથા હીરામાણિક્ય એકઠાં કરી તેની માળા બનાવી જેના ગળામાં પહેરાવી હતી, તેણે તિરસ્કારથી તે માળાને તોડી નાખી પગતળે કચડીને દલિત કરી દીધી. મારા આ કોમળ હૃદયની નવીન આશાઓ, નવીન ઇચ્છાઓ આદિ સર્વને વિકસિત થતાં પહેલાંજ હળાહળનું સિંચન કરીને જર્જરિત કરી નાખી." આવા આવા અનેક વિચારો નિર્મળના હૃદયમાં વારંવાર આવ્યા કરતા હતા.

નિર્મળે આ જીવનમાં કદાપિ હૃદયની અસહ્ય વ્યથા ભોગવી નહોતી. ચિંતા પિશાચિકા તેના પવિત્ર મનોમંદિરમાં પ્રવેશ કરી શકી નહોતી. તે બાલ્યાવસ્થામાં માતાના સ્નેહથી લાલિત થયો હતો, મોટો થયો હતો. કિશોર અવસ્થામાં પ્રેમમયી પત્નીના સ્નેહ અને આદરથી સંજીવિત થયો હતો. આજે તેના હૃદયપર પહેલવહેલો જ કઠોર આઘાત થયો હતો. તે આઘાત કોમળ હોવા છતાં પહેલી-વારનો જ હોવાથી નિર્મળને અસહ્ય થઇ પડયો હતે અને તેના યોગેજ નિર્મળને વિજુના બે દિવસ જ ન જોવાથી, તેમજ એકાદ બે જે કઠોર પત્રો મળ્યા હતા તેના વાંચનથી, તેના અભિમાનથી ઉન્મત્ત બનેલા હૃદયમાં સંસારમય હાહાકારના ધ્વનિઓ સંભળાતા હતા. આ આખું બ્રહ્માંડ તેને પ્રેમશૂન્ય ભાસતું હતું. વિશ્વનાં સકળ પ્રાણીઓ વિશ્વાસઘાતક જણાતાં હતાં.

નિર્મળનું જીવન અત્યારે લક્ષ્યહીન બની ગયું હતું. તે પોતાના જીવનનો ઉદ્દેશ શો છે, એ પણ ભૂલી ગયો હતો. તેનામાં ઉત્સાહ રહ્યો નહોતો. ઉલ્લાસ પણ રહ્યો નહોતો. નિર્મળની સ્ફુર્તિ, આશા, સંસારસ્પૃહા આદિ સવ શિથિલ થઇ ગયું હતું; પરંતુ તે પોતાના કર્ત્તવ્યના જ્ઞાનને વિસરી શકયો નહોતો.

નિર્મળ હમણાં રડીને પથારી ભીંજવતો નહોતો, પરંતુ પોતાના આશામય અને સુખદાયક શયનગૃહનો તો તેણે અવશ્ય ત્યાગ જ કર્યો હતો. પુષ્પમાળાને હવે હૃદયપર ધારણ કરતો નહિ, પુષ્પોદ્યાનમાં બેસતો નહિ, સુખની સ્મૃતિવાળી નૌકામાં પગલું પણ

મૂકતો નહિ, અગાશીપર બેસી અમાવાસ્યાના સન્ધ્યાકાશમાં વિચરતા નક્ષત્રોની હવે ગણતરી પણ કરતો નહતો. તે વિના કારણ હસવાનું, અર્થ વગરની વાતો કરવાનું, નયનનો આનંદ લેવાનું પસંદ કરતો નહતો. ગંભીર ગાંભીર્યવાળો વિષાદરાશિ તેના સદા પ્રફુલ્લિત રહેતા વદનપર છવાઇ રહેતો હતો. ઉદાસીનતાથી તેનું હૃદય પણ નિરંતર ઘેરાઇ રહેતું હતું. સંસારના ઉપભોગ કરવા યોગ્ય પદાર્થો પણ અત્યારે તેને કડવા ઝેર જેવા જણાતા હતા.

નિર્મળે બધું ત્યાગી દીધું હતું, પરંતુ અગાસીપર ફરવાનું તથા ત્યાં બેસીને આરામ લેવાનું છોડયું નહોતું. જ્યાં આગળ બેસીને વિજુને પિયરમાં વિદાય થવાની આજ્ઞા આપી હતી, તે સ્થળે જ બેસીને નિર્મળ જે દિશામાં ગંગાનો પ્રવાહ વહેતો હતો તથા જે પ્રવાહમાં વિજુની નૌકા ગઇ હતી, તેજ દિશા ભણી જોઇ જોઇને રાત્રિ દિવસ વીતાડતો હતો. દૂર આવેલા ગંગાના પ્રવાહમાં કોઇ પણ દિશાએથી કોઇ નૌકા અથવા વહાણને આવતું જોઇ, નિર્મળનું હૃદય આશાના સંચારથી કંપી ઊઠતું; પણ જ્યારે તે નૌકા કિંવા વહાણ વધૂગ્રામની સીમાને ઓળંગીને આગળ ચાલ્યું જતું, ત્યારે નિર્મળનું હૃદય ઉદાસ બની જતું. રાત્રિ અને દિવસના આખા વખતમાં નિર્મળનું હૃદય આવા પ્રકારની આશાઓથી સેંકડો વાર ખીલી ઉઠતું તેમજ સેંકડો વાર નિરાશામાં ડૂબી જતું.

આજે સંધ્યા પહેલાં થોડીવારે અગાસીપર બેસીને નિર્મળ ગંગાના કિનારા તરફ જોતો બેઠો હતો. તેની નજીકમાં જ જાન્હવીના હૃદયપર સુસજ્જિત થયેલી તરણી એટલે કે હોડી પર અસંખ્ય સુશોભિતા દેવીઓની મધુરી પ્રતિમાઓનાં દર્શન થતાં હતાં. ચંદ્રમાધારકનીલ ગગનમંડળ તળે દશે દિશામાં વ્યાપેલી, અનંત પ્રસારિણી, હિંસાને દળનારી તેમજ પાપનો નાશ કરનારી મનોહારિણી વાસન્તી પ્રતિમા શોભી રહી હતી. નિર્મળની દૃષ્ટિ તેના તરફ નહોતી. પણ જ્યાં એક તરંગરાશિમાં ઉછાળા મારતી મોટી નૌકા વિગતયૌવના પ્રૌઢાની પેઠે ધીમે ધીમે ચાલી આવતી હતી, તેના તરફ નિર્મળની દૃષ્ટિ સ્થિરતાથી પડતી હતી. નૌકા ધીમે ધીમે સમીપમાં આવી, છેવટે વધૂગ્રામને ઓળંગીને ઘણે જ દૂર ચાલી ગઇ. એ જોઇ નિર્મળ એક ઉંડો નિઃસાસો મૂકી ત્યાંથી ઊઠીને ઉભો થયો.

એવામાં અચાનક નિર્મળના મુખ સમક્ષ એક મનુષ્યનો પડછાયો પડતો જણાયો; એ જોઇ તેણે પાછા ફરી જોયું તો સામે

પોતાની જનની અન્નપૂર્ણાને ઉભેલી જોઇ. અન્નપૂર્ણા ધીમે ધીમે આવીને પુત્ર પાસે ઉભી રહી.

આ વખતે મા, દીકરો બન્ને શાન્ત હતાં કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો. થોડીવારમાં અંધકારે આવીને જાન્હવીના વક્ષને ઢાંકી દીધું તથા તરણીઓમાં અસંખ્ય દીપકો પ્રજળી ઊઠયા.

ઘણી વાર પછી અન્નપૂર્ણાએ મૌનનો ભંગ કરી કહ્યું:—"ભાઇ! તું એકવાર વિશાળપૂર શા માટે જતો નથી વારૂ?"

નિર્મળે જવાબ આપ્યો:—"માતા, હવે ત્યાં જવાની મારી ઇચ્છા જ નથી."

અન્નપૂર્ણા પૂછ્યું:—"છટ્ ભાઇ! બાળક પર ગુસ્સે થાય છે?"

નિર્મળે કહ્યું:—"મા, પિયરમાં જવાથી શું માણસ બાળક બની જતું હશે ખરૂં કે?"

નિર્મળના કહેવાના આશયને ચતુર અન્નપૂર્ણા તરતજ સમજી ગઇ. નિર્મળ પાસે વિજુ એક પ્રેમમયી યુવતી હતી એ ખરૂં; પરંતુ પિયરમાં તો તે છેક પ્રેમશૂન્યા બાલિકા જ ગણાતી હતી. નિર્મળના મનમાં વિજુ એક પરમ પંડિતા હતી, પણ અત્યારે તેનો આવો નિષ્ઠુર વ્યવહાર જોઇને તેને ઘણું જ દુઃખ થયું હતું અને એટલા માટે જ તેણે વિજુ પર આવો આક્ષેપ કર્યો હતો.

અન્નપૂર્ણા બોલી:—"મારી વહુ કાંઇ તેવી મૂર્ખ બાલિકા નથી. ભાઇ! તું એકવાર વિશાળપૂર જઇને તેની સંભાળ લઇ આવ તથા રમેશને શા શા ઉપચારો કરવામાં આવે છે, તે પણ જોઇ આવ. આવા માંદગીના સમયમાં આપણે જો રમેશની ખબર પણ ન લઇએ, તો તેથી ઘણું જ ખોટું ગણાય. સગાવહાલામાં બધી જાતના વ્યવહારો સાચવવા પડે છે. માટે તારો હઠ મૂકીને એક વાર રમેશને પણ મળી આવ."

નિર્મળે કહ્યું:—"માતા! હું જઇને શું કરવાનો હતો વારૂ? રમેશને તેના કુટુંબીયો જે કાંઇ દવા કરતા હશે, તે મારા જવાથી કાંઇ બદલી નાખશે ખરા કે? મારી સલાહ પ્રમાણે વર્તે એવું એક પણ માણસ ત્યાં હોય, એવી મારી માન્યતા નથી."

અન્નપૂર્ણા વિચાર કરી બોલી:—"જો ન માને તો કશી હરકત નથી. તું ત્યાં એકાદ બે દિવસ રોકાઇને બધું જોતો રહેજે અને છેવટે જો તારી સલાહ પ્રમાણે કોઇ ન ચાલે તો વહુને સાથે

તેડીને પાછો ચાલ્યો આવજે. ત્યાં જઇને તું એમજ જણાવજે કે, ‘ હું તો હમેશની તબીયતના સમાચાર જાણવા તથા વિજુને તેડવા માટેજ અહીં આવ્યો છું.’ આમ કહેવાથી તે લોકો વહુને તરતજ મોકલી આપશે.”

નિર્મળે કહ્યુંઃ—“ ના માતા, મારાથી ત્યાં જઇ શકાશે નહિ. જો તે પોતાની ઇચ્છાથી અહીં આવશે તોજ હું તેને ગ્રહણ કરીશ, પણ હું તો કદાપિ જઇ શકીશ નહિ.”

અન્નપૂર્ણા જરા આવેશમાં આવી બોલીઃ—“ ગ્રહણ કરીશ ? એટલે તું શું કહેવા માગે છે ? તેનો ત્યાગ કર્યો છે કે જેથી તું ગ્રહણ કરવાની વાત કરે છે ? જે લક્ષ્મીના કરતાં પણ સુંદર છે, સરસ્વતીથી પણ અધિક ગુણવતી છે, સાવિત્રીના સમાન સતી છે, અને શિશુની પેઠે સરળ છે, તેનો શું ત્યાગ કર્યો છે કે જેથી ગ્રહણ કરવાનું કહી રહ્યો છે? જેના આગમનથી મારૂં શ્વસુરકૂળ ઉજળું થયું છે, મારો પુત્ર પવિત્ર થયો છે, તેનો તું ત્યાગ કરવા ધારે છે ? નિર્મળ ! તારા હૃદયમાં આવી મલિનતામૂલક શંકા પિશાચકાનો પ્રવેશ પણ થવા દેતો નહિ. મારી વિજુ જેવી પવિત્ર વધૂને માટે આવી કુત્સિત કલ્પના કરીને પાપભાગી થતો નહિ. સતીના શિરપર નિરર્થક શંકાનું આરોપણ કરવું એના સમાન આ વસુંધરામાં બીજું એક પણ પાપ હયાતી ધરાવતું નથી. તારા મગજમાં તેના પ્રતિ ઘૃણા ઉત્પન્ન કરાવવા માટે સ્વાર્થાન્ધ અને પિશાચી વૃત્તિવાળા મનુષ્યોએ જે કારસ્થાનો રચ્યાં હોય, તેના તરફ બિલ્કુલ લક્ષ આપીશ નહિ. હજી વિશ્વમાંથી ધર્મનું અસ્તિત્વ નષ્ટ થયું નથી, સતીનું તેજ ઝાંખું પડયું નથી. મારી વિજયા એક આદર્શ વધૂ છે. તેના મળવાથી મારા ભાગ્યનો ભાનુ ઉદિત થયો છે. નિર્મળ ! એકવાર વિચાર કરી જો કે, તેના આવ્યા પછી તારી કેવી અને કેટલી બધી ઉન્નત્તિ થઇ છે. તેણે તારાપર કેવા કેવા ઉપકારો કર્યા છે ! શું તું તે બધા ઉપકારોના બદલામાં તેના શિરપર આવું આરોપણ અથવા આળ ચઢાવવા તૈયાર થયો છે ! નિર્મળ ! આમ કરવાથી ઇશ્વર રાજી નહિ થાય. એ સતીના શોકથી તારૂં સર્વસ્વ છિન્નવિચ્છિન્ન થઇ જશે. માટે એ દેવદુહિતાપર તને જે કાંઇ સંદેહ ઉત્પન્ન થયો હોય તેને સત્વર દૂર કર.

નિર્મળે કહ્યુંઃ—“ ના માતા ! મેં તેવી કલ્પના કદાપિ કરીજ નથી અને જીંદગી પર્યન્ત કરીશ પણ નહિ. તમે મારા મનની વાત હજી બરાબર સમજી શકયાં નથી. મારા કહેવાનો ઉદ્દેશ એ છે કે,

નિરર્થક અભિમાનને આશ્રય આપવો એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી.

અન્નપૂર્ણા:--"ત્યારે તું ત્યાં જવાની શામાટે ના પાડે છે, એ કહીદે જોઇએ વારૂ? શું એ તારૂં અભિમાન નથી? તું જેવું અભિમાન ધરાવે છે, તેવું અભિમાન વિજુમાં નથી."

નિર્મળ કશોય જવાબ આપી શકયો નહિ. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, માતા જે કાંઇ કહી રહી છે, તે સર્વ સત્ય જ છે.

અન્નપૂર્ણાએ કહ્યું:--"કેમ નિર્મળ, શા નિશ્ચયપર આવ્યો? જો તું નહિ જાય, તો પછી છેવટે મારે જ જવું પડશે. પણ બેમાંથી એકના જવા વિના ચાલી શકશે નહિ."

નિર્મળે જવાબ આપ્યો:—"માતા! આપ આમ ગુસ્સે ન થાઓ. હું આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર છું. આપ કહો તે સમયે હું ચાલી નીકળું તેમ છું."

અન્નપૂર્ણાએ કહ્યું:—"ત્યારે કાલે સવારમાં જ પ્રયાણ કર."

નિર્મળ માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકયો નહિ. સૂર્યોદય થતાં પહેલાં જ તે વિશાળપૂર ભણી વિદાય થયો.

## નવમ પરિચ્છેદ

### શંકાનો સંચાર

"ચીરો પડયો હૃદયની મુજ આરસીમાં;
જેમાં સખીવદનનું પ્રતિબિમ્બ ઠેર્યું;
રે! એ છબીય વિરહે કટકા બની એ.
એ ભાગમાં ત્રુટિત ચમ્પકની કલી શી!

\+ \+ \+ \+

ઉન્માદથી નયન અન્ધ નથી થયાં આ,
ફાટી પડયા ન હૃદયે અથવા વિકારો.
છે દર્દ તો સમય કે નહિ શૂન્યતાનો;
તોયે વિચાર ગતિ કેમ કરી શકે ના?"

કલાપી.

બીજે દિવસે સંધ્યા સમયે નિર્મળકુમાર વિશાળપૂર આવી પહોંચ્યો. ઘાટપર વહાણ નાંગરી નિર્મળ કિનારાપર આવ્યો,

અને ધીમે ધીમે જમીનદાર રમેશચંદ્રના ઘર ભણી ચાલવા લાગ્યો. રસ્તામાં રમેશના એક અનુચર સાથે તેની મુલાકાત થઇ. તેની સાથે કેટલીક પૂછપરછ કરતાં નિર્મળ જાણી શક્યો કે, રમેશ પોતાના પરિવાર સહિત વહાણમાં બેસી વાયુસેવન માટે ગંગાના વૃક્ષપર વિચરણ કરી રહ્યો છે.

નિર્મળ પાછો ફર્યો. ઘાટપર આવી, ગંગા નદીના પ્રવાહમાં આવતી જતી નૌકાઓને તે જોવા લાગ્યો. એવામાં છેક નજીકમાંજ તેની નજરે એક નૌકા પડી. તે નૌકા રમેશની હતી. પરંતુ રમેશના જોવામાં નિર્મળની નૌકા આવી શકી નહિ, એથી તે પોતાની નૌકાને વેગપૂર્વક ચલાવતો આગળ વધવા માંડયો. એ જોઇને નિર્મળે ગંગાના કિનારાપર આવેલા એક ઉદ્યાનમાં આશ્રય લીધો.

તે સમયે સૂર્ય આથમી ગયો હતો; પરંતુ અંધારૂં થયું નહોતું. બારસનો ચંદ્રમા આકાશમાં દેખાતો હતો, પરંતુ હજી સૂધી તેની ચાંદની ખીલી નહોતી.

જે ઘાટપર નિર્મળની નૌકા નાંગરી હતી, તે ઘાટ જમીનદાર રમેશચંદ્ર અને તેનાં કુટુંબીઓ સિવાય બીજા કોઇના પણ ઉપયોગમાં આવી શકતો નહોતો. રમેશચંદ્રે તેની સંભાળ રાખવા માટે એકાદ બે પ્રહરીઓ પણ નીમ્યા હતા. એ ઘાટની છેક નજીકમાંજ જમીનદારનું ઘર આવેલું હતું. તેની બાજૂમાં રમેશે પોતાના હાથથી રોપાવેલું પુષ્પોદ્યાન હતું અને તેના મધ્યભાગમાં એક વિશાળ માર્ગ હતો. તે માર્ગ સીધેસીધો જમીનદારના ઘરના દ્વાર પાસેજ પડતો હતો.

થોડીવાર પછી નિર્મળને રમેશના બોલવાનો અવાજ સંભળાયો. એ સમયે તેણે રમેશની સાથે વિજુને પણ ઉભેલી જોઇ. એ જોઇને તેનું હૃદય એકાએક ચંચળ થઇ ગયું.

રમેશ આજે પણ દુર્બળજ હતો. ડૉક્ટરની સલાહ પ્રમાણે આખો દિવસ ગંગામાં વીતાડયા પછી તે સાંઝ થતાં ઘેર આવી ગયો હતો. હમેશાં રમેશ ફરવા જતી વેળાએ વિજુ તથા જ્યોત્સ્નાને પણ સાથેજ લઇ જતો હતો અને આજે પણ તેઓ સાથેજ હતી. જ્યારે તેઓ ઘાટપર આવી પહોંચ્યાં, ત્યારે તેમને નિર્મળની નૌકા નજરે પડી. વિજુ તે હમેશની પરિચિત નૌકાને તરતજ ઓળખી ગઇ. ઉલ્લાસથી વિજુનું હૃદય કંપી ઉઠયું, પણ થોડીવારમાંજ તે પાછું વાદળાંથી ઢંકાયલા ચંદ્રની પેઠે, ગંભીર વિષાદથી આચ્છાદિત થઇ ગયું. તેના

ચંદ્રમાને પણ લજ્જાવી દે તેવા મુખમંડળપર મલિનતાની છાયા છવાઇ ગઇ. હૃદયમાં ઉલ્લાસને બદલે ક્ષોભ ઉત્પન્ન થયો.

નિર્મળ આવ્યો છે એવા સમાચાર સાંભળીને રમેશ એકદમ ઘર તરફ રવાના થયો. તેની પાછળ પાછળ જ્યોત્સ્ના તથા વિજ્જુ પણ ચાલવા માંડી. બગીચાના રસ્તાના કિનારાપર સંધ્યાના ઝાંખા પ્રકાશમાં, જ્યાં વૃક્ષનો આશ્રય લઇને નિર્મળ બેઠો હતો, ત્યાંથી તેની પાસેથી વિજ્જુ વિદ્યુતવેગે ચાલી ગઇ. નિર્મળને કોઇએ જોયો નહિ, પણ નિર્મળે સહુને જોઈ લીધાં. સર્વમાંથી નિર્મળે, વિજ્જુ તરફજ ખાસ વધુ લક્ષ આપીને જોયું. બન્ને હાથથી છાતી દાબીને રૂંધાતા શ્વાસથી નિર્મળ વિજ્જુને જોવા લાગ્યો.

તેણે વિચાર્યું કે:—" આ શું મારી તેજ વિજ્જુ ? મારી સ્મૃતિનો આધાર, સુખનો પારાવાર, હૃદયાકાશનો વિકસિત ચંદ્રમા, આ શું તેજ પ્રાણાધિકા ? જેણે મારી કિશોરતાના ઉદ્યાનમાં પુષ્પો વિકસાવ્યાં હતાં, હૃદયસરોવર તળે તારકા પ્રજળાવ્યા હતા, તેજ શું આ હૃદયવલ્લભા વિજ્જુ ? જેના યોગે મારા વિલાસમાં આનંદ, ભોગમાં તૃપ્તિ, ચિંતામાં સુખ, એજ શું મારી આ મનોમોહિની પ્રતિમા કે ? હા, હા, તેજ. જિગરના જખમને રૂઝવનારી, અંતરની આરામ વિજ્જુ તને મારાપર દયા પણ નથી આવતી ? મારી મધુરી માશુક ! તારે માટે મેં મારી બરબાદી કરી એનો પણ તારા મનમાં વિચાર નથી આવતો ? તારા માટે મેં મારા જિગરનું લોહી રેડયું, મનોમંદિરના સમસ્તદ્વાર ખુલ્લાં મૂકી દીધાં અને તને મારા હૃદયરાજ્યના સિંહાસનપર સ્થાપિત કરી એ બધી વાતોને તું શું છેક જ વિસરી ગઇ ? વિજ્જુ ! તારા જેવી સદ્ગુણમયી સુંદરીને આવો અત્યાચાર કરવો શોભે ખરો કે ? એકવાર તારા આ રીબાતા પીડાતા આશક તરફ ઇશ્કની નિગાહ નાખી તેને રીબાવતો બચાવ. વિજ્જુ ! જો તું મારો ત્યાગ કરીશ, તો હું આ સંસારની સમસ્ત આશાઓને મારા પગતળે કચડી નાખી, હૃદયની સર્વ આકાંક્ષાઓને બાળીને ખાખ બનાવી, જમીન જર અને સત્તા આદિ સર્વને રઝળતા મૂકી, સંસાર ત્યાગી બની જઇશ. સંસારની ભયંકર યાતનાઓને સહન કરીશ અને તારા પ્રતિના મારા અપૂર્વ અનુરાગને વિશ્વ સમક્ષ વિદિત કરીશ. તેમ કરવાથીજ મારો પ્રણય પવિત્ર થશે:—

" મ્હારો હવે પ્રણય પૂર્ણ પવિત્ર થાશે;
સામે ખડો રહી વધુ વધુ એ કસાશે;

ના ગ્રંથ અન્ય કર સ્નેહી કદિય રહાશે;
ચ્હાનાર મૃત્યુ પછી તે પછીયે ચ્હાશે.”

વિજ્જુ થોભી નહિ, ચાલી ગઇ. થોડીવારમાં જ અંધકારમાં તેનો દેહ છૂપાઇ ગયો, જાણે સુખનું સ્વપ્ન, નિદ્રાનો ભંગ થતાં ઝાંખી સ્મૃતિને રાખીને અનંતની ગોદમાં મળી ગયું. વિજ્જુનું સફેદ વસ્ત્ર જોઇને નિર્મળ તે તરફજ એકીટસે જોઇ રહ્યો. જ્યારે તે વસ્ત્ર દેખાતું બંધ થયું, ત્યારે નિર્મળની નજર, વ્યગ્રતાના અંધકારને ભેદીને પોતાની વાંચ્છિતા વધૂના વસન તરફ જોવા માટે ચેષ્ટા કરવા લાગી.

નિર્મળ ઘણીવાર સૂધી ત્યાં તેવાને તેવાજ ભાવથી બેસી રહ્યો. કેટલીક વાર પછી તેની તપાસમાં ફરતો એક અનુચર આવીને તેને ભવનમાં તેડી ગયો.

રમેશે નિર્મળનો યોગ્ય સત્કાર કર્યો; અને ઘણાજ સન્માનની સાથે નવીન મહાલયના એક ઓરડામાં નિર્મળને માટે શય્યાદિ સુખનાં સાધન એકઠાં કરવાની આજ્ઞા આપી. ભોજનાદિ કરીને શયન કરવામાં નિર્મળની લગભગ દોઢેક પ્રહર રાત્રિ વીતી ગઇ. વિજ્જુ હજી પણ આવી નહોતી. ઓરડામાં ઉજળો દીવો સળગી રહ્યો હતો. દ્વાર તરફ જોતો નિર્મળ, વિજ્જુની આશામાં ને આશામાં પથારીમાં પડયો પડયો તરફડવા માંડયો.

રાત્રિનો બીજો પ્રહર વીતી ગયો, તોપણ વિજ્જુ આવી નહિ. નિર્મળના હૃદયમાં પ્રબળ ઝંઝાવાત ઉદ્‌ભવ્યો, નિર્મળ હવે સ્થિર રહી શકયો નહિ. તે પથારીમાંથી ઉઠી બારી પાસે આવી ઉભો રહ્યો. બારી ઉઘાડીને તેણે જેયું કે, આકાશ ઘનઘોર વાદળાંથી ઘેરાઇ ગયું છે, ચન્દ્ર, નક્ષત્ર આદિ સર્વ ડુબી ગયાં છે, વાદળાંથી ઢંકાઇ ગયાં છે. ઉદ્યાન અને પવિત્ર જાન્હવી અંધકારમાં છૂપાઇ ગયાં છે, ગંભીર અંધકારથી સ્થાવર જંગમ આદિ સર્વ ઘેરાઇ ગયું છે. બારી છોડી નિર્મળ પુનઃ પથારીપર આવી બેઠો. ફરીવાર પથારીનો ત્યાગ કરી બારી પાસે આવી ઉભો. બારી તળેના ઉદ્યાનમાં કોઇ એક સફેદ પદાર્થ આવેલો હતો, તેણે નિર્મળના મનને આકર્ષી લીધું. તે સમયે નિર્મળે વિસ્મિત નયનથી જેયું કે, એ કોઇ શુભ્રવસના રમણીની મધુરી પ્રતિમા છે. જોતજોતામાં તે મૂર્ત્તિ અંધકારમાં સરીને છૂપાઇ ગઇ. નિર્મળ પણ શય્યામાં આવી સૂઇ ગયો.

થોડીવાર પછી ઓરડાના દ્વારપર સહજ શબ્દ સંભળાયો. આશાથી પ્રફુલ્લિત થયેલા હૃદયે નિર્મળ પથારીમાં ઉઠી બેઠો થયો. ધીમે ધીમે દ્વાર ઉઘડવા માંડયું; દ્વારના માર્ગમાં એક ઘુમટો તાણેલી યુવતી આવી ઉભી રહી. ઓરડામાં પ્રવેશ કર્યા પછી તે રમણીએ અંદરથી દ્વાર બંધ કર્યાં. નિર્મળે જોયું કે એ વિજુ નથી એથી તેણે સહજ શંકાશીલ થઇને પૂછ્યું:–"તુ કોણ છે?"

ધીમે ધીમે પોતાના માથાપરના ઘુમટાને અળગો કરી તે રમણી બોલી:–"બસ, એટલીવારમાં ભૂલી ગયા કે?"

નિર્મળે વિસ્મિત નયને જોયું કે, સ્હામે જ્યોત્સ્ના ઉભેલી છે. નિર્મળની આશા અને ઉત્સાહ પૂર્ણ થયાં. તે બિચારો માયાવિની મરૂભૂમિમાં આવી પડયો. તેના હૃદયપર ભયંકર આઘાત થયો. વિચારશક્તિ વિલીન થઇ અને દિલમાં દુ:ખનો દાવાનલ સળગી ઉઠયો. તેમ છતાં પણ તે હૃદયમાં સહજ ધીરજ લાવીને શંકાશીલ ચિત્તથી બોલ્યો કે;–"જ્યોત્સ્ના! તું અહીં શા માટે આવી છે? આવી મધ્ય રાત્રે મારા ઓરડામાં પ્રવેશ કરવાની તથા અંદર આવી દ્વાર બંધ કરવાની તને શી જરૂર પડી છે? તારો અહીં આવવાનો ઉદ્દેશ શો છે?"

જ્યોત્સ્નાએ જવાબ આપ્યો:—

"હૃદયમાં પ્રેમની આશા ધરીને હું અહીં આવી;
મધુરી મૂર્ત્તિ આ તારી મને ખેંચી અહીં લાવી;
કરૂં દિલદાર હાર હૈયાનો ખરી એ આશ છે મારી,
સ્વીકારી લે અગર દે પ્રેમ, મધુર માશુકને તારી."

નિર્મળ! હું હૃદયમાં પ્રેમની આશાને ધારણ કરીને અહીં આવી છું, માટે તારે મારી તે આશાને અવશ્ય પૂર્ણ કરવી જ જોઇશે. તારી આ મોહક મૂર્તિએ મને એટલી બધી મુગ્ધ બનાવી દીધી છે કે, તે મોહકતાનો ઉપભોગ કર્યા સિવાય મને કદાપિ શાંતિ મળવાની નથી. કહે, મારા પ્રેમને સ્વીકારવા માગે છે કે, આબરૂના કાંકરા કરી આ ઘરમાંથી અપમાનિત થઇ બહાર નીકળવાની ઇચ્છા ધરાવે છે?"

નિર્મળે કહ્યું:—

"કદાપિ જીવ જાયેને બધુંયે ધૂળમાં મળશે;
તથાપિ નહિ નિર્મળ કદી નિજ ટેકથી ચળશે;

જશે હઠતા બધી તારી અને લોહી અહીં ઢળશે,
થશે બેજાન તું તોયે નહિ આશા કદી ફળશે. ”

જ્યોત્સ્ના ! તારા એ હઠવાદને ત્યાગી દે, સન્માર્ગને સ્વીકારી લે. નહિ તો તારી ભયંકર દુર્દશા થશે. જીવજાનથી મારી જશે. એક ધર્મભીરુ નરને ધર્મભ્રષ્ટ કરવાની તું જે ધારણા રાખે છે તે ધારણા કદાપિ ફળીભૂત થશે નહિ. ”

જ્યોત્સ્નાએ પોતાની વાતનું સ્વરૂપ બદલીને કહ્યું:—“ હું તો માત્ર એજ જોવા આવી છું કે, મારી નણંદ વિજુ આજે ઘણા દિવસ થયાં સ્વામીના વિરહથી રીબાઇ રહી છે, તો અત્યારે તે સ્વામીના આગમનથી સુખી થઇ શકી છે કે નહિ ? સ્વામીના આદરને પાત્ર થવાનું માન મળ્યું છે કે નહિ. પણ આ શું ? મારી નણંદ ક્યાં છે ?”

નિર્મળ નિરુત્તર જ રહ્યો. જ્યોત્સ્નાના બિંબાધરપર સહજ હાસ્યની રેખા એક ક્ષણને માટે ઝળકી ઉઠી.

જ્યોત્સ્ના પુનઃ બોલીઃ—“ શું મારી નણંદ હજી નથી આવી ? છટ્ છટ્ ! આજે તમે આવ્યા છો, છતાં પણ તે અહીં ન આવતાં બાગમાં રખડી રહી છે ? ગૃહસ્થઘરની કન્યાને આવું આચરણ રાખવું કોઇ પણ રીતે ભૂષણમય તો નથી જ. ”

તોપણ નિર્મળ તો ચૂપ જ રહ્યો. વાત કહેવાની તો દૂર રહી પણ તેને વિચારવાની શક્તિ પણ મંદ પડી ગઈ. તેના મનમાં આ વખતે ભયંકર ઉત્પાત્ત મચી ગયો હતો. તેથી તે બિચારો કોનો વિચાર કરે ? તેના મનમાં તે વારંવાર એમ જ કહ્યા કરતો હતો કેઃ—“ મારી વિજુ કુપથગામિની છે, જારિણી છે. હે ભગવાન્ ! મારી વાક્શક્તિ અથવા ભાષાને દગ્ધ કર. સ્મૃતિને ભૂંસી નાખ, અને વિચારશક્તિને વિલુપ્ત કર. ”

આ સમયે કોઇ એક વાત તેને યાદ આવી ગઇ. નિર્મળ વિદ્યુત્વેગે ઊઠીને બારી પાસે આવી ઉભો રહ્યો. જ્યોત્સ્ના પણ નિર્મળની પાસે આવી ઉભી રહી. બન્નેએ જોયું કે, બારી નીચે આવેલા એક ઉદ્યાનમાં કોઇ એક શ્વેત પદાર્થ જણાતો હતો. બરાબર તપાસ કરીને જોતાં તે પદાર્થ મનુષ્યના આકારમાં જણાવા લાગ્યો. એ જોઇ જ્યોત્સ્ના તરત જ આંગળીનો ઇશારો કરી બોલીઃ—“ એ સ્ત્રી કોણ છે, તે તમે જાણી શકો છો ખરા કે નિર્મળકુમાર ?”

થોડીવારમાં તે મૂર્તિ અંધકારના આવરણથી ઢંકાઇ ગઇ એ-ટલે દેખાતી બંધ થઇ. એ જોઇ જ્યોત્સના બોલીઃ-"એ કોણ વિજુ કે નહિ વારૂ ? આવો, નિર્મળકુમાર આપણે પણ બગીચામાં જઇએ, અને તમારી પ્રિયતમાના પ્રેમ નાટકનું નિરીક્ષણ કરીએ."

નિર્મળ ચૂપચાપ ઉભો રહ્યો. તેની બોલવા ચાલવાની તથા વિચાર કરવાની સર્વ શક્તિઓ એકદમ શિથિલ બની ગઇ. તે સ્તબ્ધ, વિચારશૂન્ય બની ગયો. થોડીવારમાં જ્યોત્સના તેને સાથે લઇને ત્યાંથી ચાલતી થઇ.

---

## દશમ પરિચ્છેદ.

---

### સંકટની સીમા.

---

તારાં આંસુ ગળી ગળી પડયાં ક્રૂરના પાદમાં સૌ;
તારૂં હૈયું થરથરી કહ્યું ક્રૂરને તેં અરે સૌ;
ઘા માર્યો હા ! જખમી કરીને દૂર ચાલી ગઇ તે;
તેને માટે, અરર નબળા ! આમ શાને ઝુરે છે.

શોધે છે શું ? તુંજ મનગમ્યું શોધતાં લાધશે ના;
ને કૈં તૃપ્તિ તુજ જિગરને અન્યથી તો થશે ના;
ખોવાયું તે જગપર સહુ મેળવી ના શકે છે;
ખોવાયાનું અવર કદિ ના સ્થાન પૂરી શકે છે.

કલાપી.

---

રમેશના નાદુરસ્ત થયા પછી વિજુ નવીન મહેલ છોડીને પુરાતન મહેલમાં માતાની સાથે વસવા માટે ચાલી આવી હતી. અમે પ્રથમજ જણાવી ગયા છીએ કે, પુરાતન મહેલમાં વિજુને માટે બે સ્વતંત્ર ઓરડા આપવામાં આવ્યા હતા. તેમાંના એક ઓરડામાં તે સૂતી હતી અને બીજામાં દિવસે બેસતી હતી. પાસેના એક ઓરડામાં રેવતી રહેતી હતી. નિર્મળનો આદર સત્કાર કરવામાં જ્યારે રમેશ ગુંથાયો હતો, તે સમયે વિજુ પોતાના શયનગૃહમાં હતી. એ સમયે લગભગ રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. વિજુ સૂતી નહોતી અને સૂવાની ચેષ્ટા પણ તેણે કરી નહોતી. રેવતી પાસે

બેસીને દુનિયાની નિંદા કરતી ગપાટા મારી રહી હતી. તેની બધી વાતો વિજ્જુ સાંભળતી હતી કે નહિ, તે તો અમે પણ જાણતા નથી; પરંતુ તેની એક વાતે વિજ્જુના ગનને આકર્ષી લીધું હતું. પણ શા કારણથી તેનું મન આકર્ષિત થયું હતું તેનો ઉલ્લેખ કરવાની આ સ્થળે અમને અધિક આવશ્યકતા જણાતી નથી.”

અહિં તહિંની અનેક વાતો કર્યા પછી રેવતી બોલીઃ-“શેઠાણી સાહેબ ! આપણે એક વર્ષ પહેલાં અહીં આવ્યાં હતાં, એ વાત તમને સાંભરે છે ખરી કે નહિ વારૂ ? તે સમયે તો તમારા પતિ સાથે હતા, પરંતુ અત્યારે તમો એકલાં છો.”

વિજ્જુના મનમાં એ વાર્ત્તાનો પ્રતિધ્વનિ થયો. આ સમયે વિજ્જુ એકલી આવવાથી એકલી બની ગઇ છે; સ્વામીના હૃદય પ્રતિનો વિશ્વાસ ગુમાવવાથી તે ખરેખર એકલી બની ગઇ છે.

રેવતી બોલીઃ-“તે સમયે તમારા પતિએ જે ધાંધલ મચાવ્યું હતું અને તેના યોગે જે ભયંકર પરિણામ આવ્યું હતું, તે તમને સાંભરે છે ખરૂં કે ? મને તો તે સાંભરતાંની સાથે જ કમ્પારી વછૂટે છે.”

વિજ્જુ ચૂપ કરી બેસી રહી. રેવતી જે વાર્ત્તા કહેવા માંગતી હતી, તેનો આશય જાણવાની ઉત્સુકતા થવા છતાં પણ સ્વામીની ગ્લાનિકારક કથા દાસીને પૂછવાની વિજ્જુની ઇચ્છા ન થઇ. પરંતુ રેવતીએ પોતાના સંભાષણને એટલેથીજ અટકાવ્યું નહિ. તેણે એકાદ બે કટાક્ષ કરીને પોતાની આખ્યાયિકાનો આરંભ કર્યો. વાતમાં મીઠું મરચું ભભરાવી કાંઇક વધારે આકર્ષિત થાય એવી એકાદ બે કપોલ-કલ્પિત વાતો ઉમેરી તેણે નિર્મળ અને જ્યોત્સ્નાના પ્રેમનું આખ્યાન કહી સંભળાવ્યું. પરંતુ તેમાં નિર્મળનો વસ્તુતઃ કશો પણ અપરાધ નહોતો. તેમ છતાં તેને જ્યોત્સ્નાની સાથે સમાન અપરાધી ગણીને તેની તુલના કરવામાં તથા એક પ્રેમાધીન નાયકનું ચિત્ર ચિતરવામાં રેવતીએ કશી પણ ન્યૂનતા રહેવા દીધી નહિ. તે વાતને કેટલીક દાસીઓ પણ જાણી ગઇ હતી, તે પણ રેવતી કહ્યા વિના રહી નહિ. એ બધી જવાળામયી કથાઓ સાંભળીને વિજ્જુનું હૃદય કમ્પી ઉઠયું. પરંતુ તે કાંઇ પણ બોલી નહિ. વિજ્જુ ચિંતામાં ડૂબી ગઇ.

સ્વામી આજે આવ્યો હતો; નવીન મહેલમાં સૂતો હતો. વિજ્જુ તે પણ જાણતી હતી. સ્વામી પાસે જવાનું વિજ્જુને કોઇએ કહ્યું નહોતું અને કહેનાર પણ કોઇ રહ્યું નહોતું. માતા ભક્તિમાં તલ્લીન

બની ગઇ હતી, ભાઇએ મૌન ધારણ કરી લીધું હતુ અને ભાભી તે કહેવાને છેક નારાજ હતી. તો પછી બીજું કોણ કહી શકે વારૂ ?"

ગમે તેમ હો, તે સાંભળવાની વિજુ પરવાર પણ રાખતી નહોતી. પિયરમાં કોઇની સાથે વાતચીત કરવામાં વિજુ જરા પણ સંકુચિત થતી નહોતી. તો પછી સ્વામીની મુલાકાત કરવામાં વિજુને શર્મ શા કારણથી ઉત્પન્ન થઇ હશે વારૂ ? પણ વસ્તુતઃ તે શર્મને લીધેજ નિર્મળને મળવા ગઇ નહોતી, એમ નહોતું. પરંતુ વિજુની ત્યાં જવાની ઇચ્છાજ નહોતી, અને તેથીજ તે ત્યાં ગઇ નહોતી.

રાત્રિ ધીમે ધીમે દોઢેક પહોર જેટલી વીતી ગઇ, તો પણ વિજુ તો પલંગપરજ બેઠી રહી. ત્યારે તેના ઓરડામાં દીવો સળગી રહ્યો હતો. વિજુ વિચારતી હતી કે;–"રેવતી જે કાંઇ કહી ગઇ છે, તે સઘળું શું સત્યજ હશે ? ના તેમ બની શકેજ નહિ. કદાપિ સત્ય હોઇ શકે નહિ. તેઓ દેવતા છે, તેથી પશુનું કાર્ય કરેજ નહિ. વારિધિ પોતાની સીમા ઓળંગી વસુધાને જળમગ્ન કરવાનું સાહસ કદાપિ ન કરે તે નજ કરે. છટ્ છટ્, હું આ સર્વ શું વિચારી રહી છું ? તેમને પશુ ધારૂં છું ? જેમનું નામ લેતાં આત્મા પવિત્ર થાય છે, તેને હું કલંકિત ધારૂં છું ? જે સદ્ગુણની પ્રતિમા છે, તેમને હું પાપપંકજમાં પડેલા માનું છું ? અહા ! મારો કેવો ભયંકર પ્રમાદ ? આજે હું ભ્રમિત બની ગઇ છું. મારૂં હૃદય અસ્થિર બની ગયું છે. પરમાત્મા ! આમાં શું રહસ્ય સમાયલું છે, તે મને જણાવી દે. જે દેવતા છે, તેના દેવત્વનો મને પરિચય કરાવ. ગમે તે હો, પણ હવે એવી પાપમય કથાનું હું સ્મરણ પણ નહિ કરૂં. ત્યારે હવે મારે શું કરવું ? તેમની પાસે જાવું કે નહિ ? ના, નહિ જાઉં, તેમની પાસે નહિ સુઉં. જેઓ મને ચહાતા નથી, તેમની પાસે શા માટે જાઉં ? જેઓ બીજી જગાએ સુખ શોધી રહ્યા છે, તેમને દુઃખી કરવા, તેમનાપર બળાત્કાર કરવા શામાટે જઉં ? વારૂ ? શું તેઓ ખરેખર અન્ય સ્થળે સુખ શોધવામાં રોકાયા હશે ? શું તેઓ મને નહિ સંભારતા હોય ? શું ખરેખાત તેઓ મને નહિજ ચહાતા હોય ? મેં તો ઘણું કરીને તેવો કોઇ અપરાધ કર્યો નથી, છતાં મારા દેવતા આવા નિષ્ઠુર કેમ થયા ? તેઓ દોડી દોડીને મને મળવા આવતા હતા, મને જોઇનેજ અનેક સુખો મેળવતા હતા, પોતાના દિલને આરામ આપતા હતા, મારામાંજ સમસ્ત વિશ્વનાં સુખો સમાયલાં છે એવું માનતા હતા, મારા સિવાય તેમને બીજી એક પણ ચિંતા નહોતી, વાસના નહોતી. હે રાધાવલ્લભ,

દીનબંધુ! મારા તે સ્વામી આવા કઠોર કેમ થયા? કમલિનીને વિકસવનાર ભાનુ પોતાના પ્રચંડ તાપથી તેને દગ્ધ કરવા માટે કેમ તૈયાર થયા? હું તેમની ઇચ્છા ન હોવા છતાં તેમનો ત્યાગ કરીને શામાટે ચાલી આવી? મેં તેમની વાતો કેમ ન સાંભળી? મારી શી ગતિ હશે, પરમાત્મન્?"

"વિજુ! તું હતભાગિની છે, સ્વામીદ્રોહિની પાપીયસી છે. પતિના પ્રેમનો પ્રતિકાર કરી ઉન્મત્તતા અને અભિમાન રાજ્યમાં તારૂં પદાર્પણ થઇ ચૂકયું છે, તારી અધોગતિનો આરંભ થઇ ચૂક્યો છે. સ્વામી તરફથી ત્યજાયલી સ્ત્રી સંસારને માટે સર્વથા અયોગ્ય છે. જે સુંદરી સ્વામીના પ્રેમથી વંચિત થાય છે, તેનું માન, ગૌરવ આદિ સર્વ રસાતળમાં જાય છે. પાપિણી વિજુ! તું તારા પતિના હૃદયપર કઠોર આઘાત કરનારી કાળી નાગિણી કેમ નિવડી? હાય! મધુસૂદન! મુરારિ! તું મને આ પાપમાર્ગમાંથી બચાવી લે. મારા સંતપ્ત સ્વામીના હૃદયમાં શાંતિસુધાનો સંચાર કર. તેમના કલ્યાણ માટે મને બાળીને ભસ્મ કર. મારાં સર્વ સુખોને નષ્ટ કર. જો મારા બલિદાનથી મારા પતિનું શ્રેય થતું હોય, તો ધરણીના પૃષ્ટપરથી મને અને મારા અસ્તિત્વને નષ્ટ કર. મારા જેવી પતિ તરફથી લાંચ્છિત થયેલી કામિનીની આ સંસારને કશી અગત્ય નથી. મારા સમાન એક અપમાનિતા અબળાના સંહારથી આ વિશાળ વિશ્વને કશી હાનિ થવાની નથી. હે સચ્ચિદાનંદ! હે આકાશમાં તપતા સૂર્ય અને ચંદ્ર, આવો, આવો, આ અપરાધિનીને બાળીને રાખ ખાખ કરી નાખો."

વિજુ આમ કહેતી કહેતી રડી પડી. રડતાં રડતાં તે બોલી:– "પણ મરણ પહેલાં એકવાર તેમને મળવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી છે. એકવાર મારે તેમના પગમાં પડી ક્ષમા માગવી જોઇએ. તેઓ દયાના સાગર છે, કરુણાના સિન્ધુ છે, ક્ષમા માગતાં ક્ષમા આપે તેવા છે. તેથી આ દાસીને અવશ્ય ક્ષમા કરશે. બસ હવે જઇશ તેમની પાસે અવશ્ય જઇશ, તેમને મારા હૃદયની સર્વ વ્યથા વિદિત કરીશ. પરંતુ તેઓ તો મને મળવા આવ્યા નથી, ભાઇને મળવા આવ્યા છે."

વિજુ આ પ્રમાણે વિચાર કર્યા પછી આંખોનાં આંસૂ લૂછી ઉભી થઇ. વાળના ગુચ્છાને મુખપરથી દૂર ખસેડીને તેણે ઘૂમટો તાણી લીધો. ત્યાર પછી તે પોતાના ઓરડામાં ટહેલવા લાગી. વળી કાંઇક વિચાર આવતાં ઓરડાનાં દ્વાર વાસી પથારીપર આવી બેઠી.

પણ બેસવાથી ચેન ન પડયું એટલે જરા આડેપડખે થઇ. પુનઃ તેની વિચારની તરંગમાળા ઉછાળા મારવા લાગી. તેણે વિચાર્યું કે;–"ત્યારે શું આ જીવનમાં મારો તેમની સાથે મેળાપ જ નહિ થાય ? હવે આવીજ રીતે મારે મારૂં જીવન વીતાડવું પડશે ? મારે હવે જીવન ધારણ કરી રાખવાની શી જરૂર છે ? જેની સેવા માટે આ દેહ નિમાર્યો છે, તેને હવે નિરર્થક ટકાવી રાખવામાં શો સાર છે ? મારા જીવનને ઉલ્લાસ, આશા અને ઉત્સાહ આદિ સર્વ નષ્ટ થવા પામ્યું છે. હૃદયનો આનંદ ચિંતારૂપ દાવાનળથી બળીને દગ્ધ થયો છે, તો પછી હવે જીવીને શું કરવું છે ?"

" મારી કામનાનું કેન્દ્રસ્થળ, ભોગનું વિહારસ્થાન અને આનંદનું સુરધામ પણ તેઓજ છે. મારી ઉપાસના અથવા આરાધનાના અધિકારી પણ મારા તે પતિ દેવતાજ છે. મારો ધર્મ તથા કર્મ આદિ સર્વ મારા સ્વામીજ છે. દેવતાના દેવતારૂપ સ્વામીને છોડીને આ કર્મહીન તથા લક્ષહીન જીવન ધારણ કરીને હવે હું શું કરીશ ? જેની સેવા માટે આ દેહ છે, જેની તૃપ્તિ માટે મારૂં રૂપ છે તથા જેના સુખને માટે મારૂં જીવન છે, તેના ભોગમાં જો આ જીવન ખપ નહિ લાગે, તો પછી આ નિષ્ઠુર જીવન ધારણ કરી રાખવાથી શું ફળ મળી શકે તેમ છે ?

વિજુએ રડી રડીને શય્યા ભીંજવી દીધી. રડી રડીને જ્યારે તેના હૃદયની વેદના કાંઇ શમી ગઇ, ત્યારે વિજુ ઉઠીને પથારીમાં બેઠી થઇ. તેણે વિચાર્યું કે, " એકવાર તેની પાસે જાઉં, એકવાર તેમની મોહક પ્રતિમાનાં દર્શન કરી આવું. જો તેઓ મારૂં સન્માન નહિ કરે, મને આવકાર નહિ આપે તો પાછી ચાલી આવીશ."

વિજુ પથારી છોડી ઉઠી ઉભી થઇ; હાથમાં દીવો લઇ દ્વાર ભણી ચાલવા માંડી. કમાડ ઉઘાડવાના ઇરાદાથી સાંકળપર હાથ મૂકયો; પરંતુ દ્વાર ઉઘાડતાં પહેલાંજ તે સ્થિર થઇ ઉભી રહી. તેણે ફરીવાર વિચાર્યું કે;–"ના, ના. હવે તો નહિ જાઉં. જેઓ અન્ય રમણીમાં આસક્ત થયા છે, તેમની પાસે હવે નહિજ જાઉં. જ્યાં સુધી તેઓ મારા અનુરાગી હતા, ત્યાં સુધી હું તેમની શય્યાસંગિની હતી. જ્યારે તેઓ પોતેજ મર્યાદા ઓળંગીને, ધર્મ ગુમાવી પાપમાં લિપ્ત થયા છે, ત્યારે તેઓ મારી ભક્તિને પાત્ર હોવા છતાં પણ હું હવે તેમના ચરણોમાં આળોટવાની ભિક્ષુકા થવાની નથી."

વિજુ પુનઃ પથારીપર આવી બેઠી. પુનઃ ઘણીવાર સુધી કાં·

ધક વિચાર કર્યા અને તે વિચારના પરિણામે તે સ્વામીને મળવા માટે વ્યાકુળ બની ગઇ. છેવટે બધી બાબતોનો વિચાર કરી તેણે દઢ નિશ્ચય કર્યો કે, એકવાર છુપી રીતે સ્વામીનાં દર્શન તો અવશ્ય કરી આવવાંજ જોઇએ. આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી સ્વામીને મળવાના ઉદ્દેશથી વિજુએ પોતાના ઓરડામાંથી બહાર નીકળી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો.

વિજુની પાછળ પાછળ બીજી એક વ્યક્તિએ ચાલવા માંડયું. એ વ્યક્તિ અન્ય કોઇ નહિ પણ શયતાનના શાર્ગિદ સમાન દુષ્ટ અને પાપપ્રચારક હારાણુજ હતો. વિજુના શયનગૃહની સમીપમાંજ રેવતી સૂતી હતી. રેવતીના ઘરમાં છૂપાઇને હારાણ પોતાનો સુયોગ શોધતો હતો. પતિ પત્નીના મેળાપમાં વિઘ્ન નાંખી તેમનામાં પરસ્પર ઘૃણા અથવા તિરસ્કાર કરાવવાનોજ ઘણું કરીને હારાણનો મુખ્ય ઉદ્દેશ હતો. વિજુ જયારે ઓરડામાંથી નીકળીને ઉદ્યાન તરફ ચાલતી થઇ, ત્યારે હારાણ પણ અદશ્ય રહીને વિજુની પાછળ ચાલવા માંડયો.

એ ઉદ્યાન, અન્તઃપુરની બાજૂમાં આવેલું હતું અને તે ગંગાના કિનારા સુધી વિસ્તરેલું હતું. એ ઉદ્યાનના એક ભાગમાં નિર્મળે થોડા સમય પહેલાં વૃક્ષની ઓટમાં આરામ કર્યો હતો. એ ઉદ્યાનમાં એક દિવસ જયોત્સ્નાએ નવીનચંદ્ર ડૅાકટર સાથે મધ્ય રાત્રિના અંધકારમાં મેળાપ કર્યો હતો. એ ઉદ્યાનના એક ભાગમાં એક દિવસ હારાણુ દ્વારા વિજુ અપમાનિત થઇ હતી. એ ઉદ્યાન વિશાળ અને નાનાવિધ પુષ્પ લતાઓથી પરિપૂર્ણ હતું. તેના મધ્ય ભાગમાં એક નાનું મનોહર સરોવર હતું, તેના કિનારાપર જૂદી જૂદી જાતનાં રંગબેરંગી ફૂલો ખીલી રહ્યાં હતાં. પરંતુ અત્યારે અંધકારની ગોદમાં પત્રો-લતા, ફૂલ ફળ આદિ સર્વ છૂપાઇ ગયાં હતાં. સર્વ નિસ્તબ્ધ હતાં, ઝંઝાવાત ઉત્પન્ન થયા પહેલાં સર્વ સ્થિર થઇ ગયાં હતાં. જ્યાં ઘાસપાલો આદિ વિશાળ પ્રમાણમાં હતાં, ત્યાં અંધકાર પણ તેટલોજ ગાઢ અને ભયંકર હતો. જાણે તે અંધકારમાં મૂર્તિમયી તામસી ખીલી ઉઠી હતી.

વિજુએ તે અંધકારમાં-તે જનશૂન્ય ઉદ્યાનમાં નિર્ભય મનથી એકલીએ પ્રવેશ કર્યો. જે એ માળવાળા મકાનના ઓરડામાં નિર્મળ આરામ કરતો હતો, તેજ ઓરડાની એક બારી તળે વિજુ આવીને ઉભી રહી. પાસે આવેલા એક વૃક્ષની ઘટામાં હારાણ પણ છૂપાઇ ગયો.

નિર્મળના ઓરડામાં તેજસ્વી દીપક પ્રજળી રહ્યો હતો, તેની બારી પણ ખુલ્લી હતી. થોડીવાર પછી વિજુ બારીમાંથી નિર્મળની પ્રતિમાને જોઇ શકી. તેને જોતાંની સાથેજ વિજુના શરીરમાં વીજળીનો પ્રવાહ છૂટવા લાગ્યો; પણ થોડીવારમાં જ મલિનતાથી તેનું મુખ ઢંકાઇ ગયું અને ચક્કરી આવવાથી તે બિચારી માટીમાં ગબડી પડી.

"તમે કોણ છો? બારીના માર્ગને તેજોમય બનાવતા નવીન નક્ષત્રરૂપ તમે કોણ છો? ઘણા દિવસ પહેલાં તમને જોયા હતા, ત્યારે તમારી ચારે તરફ એક પ્રકારનું અપૂર્વ તેજ જણાતું હતું, તમને સ્પષ્ટ જોઇ શકતી હતી; પણ અત્યારે સ્પષ્ટ રીતે હું તમને જોઇ શકતી નથી તેનું કારણ શું છે? તમારા મુખને જોતાં મને પ્રચંડ ભાનુનો ભાસ થતો હતો, પણ અત્યારે તે મુખની સર્વ તેજસ્વિતા ક્યાં નષ્ટ થઇ? અત્યારે તમારા મુખ સમક્ષ ભીષણ અંધકારનો પડદો છવાઇ ગયો છે તથા પાછળ પ્રકાશ જણાય છે એનો મર્મ શો છે? તમારી તે પવિત્રતા ક્યાં ચાલી ગઇ? શું ધર્મે પાપનું રૂપ ધારણ કર્યું? વસુંધરા રસાતળમાં મૂકાઇ ગઇ? સૂર્યસ્થાન ભ્રષ્ટ થઇ અનેક બ્રહ્માંડોપર તૂટી પડ્યો? તેમને બાળીને ભસ્મ કરવાને તૈયાર થયો? આકાશમાં ઉલ્કાપાત થયો? નક્ષત્ર ગતિવિહીન બની ગયાં? તમારી તે અપૂર્વ જ્યોતિ અંધકારના ઘોરતમ રાજ્યમાં વિલીન થઇ? હું આ સર્વ શું જોઇ રહી છું? અનંત બ્રહ્માંડોના ભાંગીને ચૂરેચૂરા થઇ જાય, આકાશ, પાતાળ, વરુણ, સૂર્ય, ચંદ્ર આદિ સર્વનો પ્રલય થાય. દેવતાઓ દાનવ બની જાય. દૈવી વિભૂતિઓ પિશાચિકાઓના રૂપમાં પરિણત થાય. બ્રહ્મા સૃષ્ટિની ઉત્પત્તિ કરતો અટકી જાય, મહેશ કામ જેવા પ્રબળ રિપુને બાળીને ભસ્મ કરવાના સામર્થ્યથી ભ્રષ્ટ થઇ જાય, દયાનો અવતાર વિષ્ણુ ક્રોધનો અંગારો બની જાય, છતાં જેનામાં પાપ વિકારનો સંચાર ન થાય, તેને આજે હું આવો મલિન, ઝાંખો અને તેજહીન કેમ જોઇ રહી છું? શું મારાં નયનોને પ્રકાશ આ ભયાનક અંધકાર ચોરી ગયો છે, મનશ્ચક્ષુ સમક્ષ અજ્ઞાનાંધકારનું આવરણ આવી પડયું છે કે આ સર્વ મોહમયી માયાની છળના છે? મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી?"

આ પ્રમાણે વિચાર કરી વિજુ પુનઃ પોતાના મનમાંજ કહેવા લાગી:—"અંધકારનો પરિત્યાગ કરી તું એકવાર પ્રકાશમાં આવ,

નરકના દુર્ગન્ધમાંથી એક સ્વર્ગના સુગંધિત ઉદ્યાનમાં ચાલ્યો આવ! ઘણા દિવસ થયાં તને જોયો નથી, તેથી હું એકવાર તને-તારી પ્રતિમાને જોવા ઇચ્છું છું. જે રૂપ ધારણ કરીને તું મને પ્રથમ દર્શન આપતો હતો, તેજ રૂપથી પુનઃ મને એકવાર માત્ર દર્શન આપ! હું તને જોયા સિવાય, તારાં દર્શન કર્યા સિવાય હવે જીવી શકીશ નહિ. તું મેઘ છે અને હું? હું ઉન્હાળાના તાપથી સંતાપાતું સૂકું સરોવર છું. તું પૂર્ણિમાનો સોળકળાસંપન્ન ચંદ્રમા છે અને હું? હું અંધકારથી ઢંકાયલા અરણ્યનો પથભૂલી પથિક છું? મારે શાન્તિ ક્યાંથી આરામ ક્યાંથી? મારા હૃદયમંદિરનો પ્રકાશ વિલીન થયો છે. હે પ્રિયતમ! આવ-આવ એકવાર આવીને તારી આ પ્રિયતમાને દર્શન આપ. એકવાર મારા આ મરૂદગ્ધ પ્રાણને શીતળ કર."

"હું તારા વિના બીજી કોઇ પણ વસ્તુને જાણુતી નથી, તારી ચિંતા કરવા સિવાય બીજું કાંઇ પણ શિખી નથી. પ્રભાતમાં ઉઠી પૂર્વ આકાશમાં તારી છટા જોઇને તનેજ પ્રણામ કરૂં છું; બપોરે તારી અંધકારશૂન્ય, છિદ્રહીન, પ્રકાશવાળી મૂર્તિને આંખો ભરી ભરીને જોઇ લઉં છું; નિશાસમયે શીતળચંદ્રના કિરણોથી વિકસેલા ઉદ્યાનમાં તારા ગંધથીજ પ્રફુલ્લિત થઇને તારાજ રૂપને અંગપર ધારણ કરી, તનેજ હૃદયમાં રાખી તારામાંજ મળી જાઉં છું! તુંજ મારૂં કર્મ છે, તુંજ મારૂં જ્ઞાન છે."

કેટલીકવાર સૂધી આ પ્રમાણે આત્મજ્ઞાનથી વિસ્મૃત રહેલી વિજુ વિચારના તરંગોમાંજ ઉછળ્યા કરી અને ત્યાર પછી બારીના મધ્યભાગમાં ઉભેલા નિર્મળની મૂર્ત્તિ સ્હામું જોતી ઉભી રહી. તેણે વિચાર્યું કે;-"આટલી રાત્રિ વીતી છે, છતાં હજી સૂધી તેઓ શા માટે સૂતા નથી? શું મારા માટે જ તેઓ નહિ સૂતા હોય? મારી વાટ જોવામાંજ તેમણે આવી રીતે જાગરણ કરીને રાત્રિ વીતાડી હશે?" આવી સુખની ચિંતાને હૃદયમાં ધારણ કરી નિર્મળના મુખ તરફ જોતી વિજુ બોલી:-"હા, મારા માટેજ મારા નાથ જાગી રહ્યા હશે. મારી પ્રતીક્ષામાંજ તેઓ બેસી રહ્યા હશે." આવો વિચાર કરી તે પુનઃ નિર્મળના મુખ તરફ જોઇ રહી. તેને જોતાં જોતાં વિજુના ગાલ તથા છાતી ભીંજવીને અશ્રુની ધારા વ્હેવા માંડી; તે અશ્રુના પ્રબળ પ્રવાહમાં તેનું અભિમાન, ગર્વ, નિરાશા આદિ સર્વ તણાઇ ગયું.

વિજુ હવે સ્થિર રહી શકી નહિ-સ્વામીના ગળા સાથે બાઝી પડવાની આશાથી ઉન્માદિનીની પેઠે તે ઘનઘોર અંધકારમાં દોડવા

લાગી. પરંતુ ઉદ્યાનને ઓળંગી જતાં પહેલાંજ એક વેલી સાથે તેનો પગ ગુંચવાઇ જવાથી તે બિચારી નીચે–જમીનપર ગબડી પડી. પગમાં ઠેસ લાગવાથી ઘણું લોહી નીકળ્યું, પગમાં ઘણીજ પીડા થવા લાગી; પરંતુ વિજુ ત્યારે બેભાન બની ગઇ હતી, એટલે તે પીડા તેના જાણવામાં આવી શકી નહોતી, અથવા તો પીડાને જાણવાની તેનામાં શક્તિ પણ રહી નહોતી. તે ઉઠીને ફરીવાર દોડવા લાગી. થોડીવાર-માંજ ઉદ્યાન છોડીને તે એક ઘરમાં પેઠી. ઉદ્યાનમાં અંધકાર હતો, આંગણામાં પણ અંધકરાર હતો અને ઘરમાં તો તેનાથી પણ વધારે ઘોર અંધકાર વ્યાપ્યો હતો. તે અંધકારમાં વિજુ એક સીડી નીચે આવીને ઉભી રહી. સીડીમાં પ્રકાશ હતો, પરંતુ થોડીવાર પહેલાંજ તે હોલવાઇ ગયો હતો–દીવાની વાટ ત્યારે પણ સળગતી જણાતી હતી. વિજુનું કોઈ પણ દિશામાં લક્ષ નહોતું; આંખ આગળ આવતા અંધકાર અથવા પ્રકાશ આદિ કોઇની પણ તે દરકાર કરતી નહોતી. જ્યોતિર્મય રૂપને હૃદયમાં ધારણ કરી, સુખની આશાથી આકુળ થઇ વિજુ દોડતી હતી. તે સમયે તેનું બ્રહ્મજ્ઞાન ડૂબી ગયું હતું. વિજુ ઉછળતા હૃદયથી એકદમ ઉતાવળી ઉતાવળી આગળ વધતી હતી, પણ હજી બે ચાર પગલાં ભરતાં પહેલાંજ તે પગથિયું ચૂકવાથી એકા-એક નીચે આવી ગબડી પડી. માથામાં ભારી જખમ થયો; કપાળ ફૂટીને લોહીની ધારાઓ વહેવા લાગી. પરંતુ વિજુ તે જાણી શકી નહિ, તેની અસહ્ય પીડાની તે પતિ પ્રેમઘેલી પ્રમદાએ કશી પરવાર પણ કરી નહિ. ક્ષણવારમાં ઉઠીને તે પુનઃ ચાલવા માંડી. આ સમયે નિર્વિઘ્ને સીડી ઓળંગીને તે હૉલના દ્વાર પાસે આવી પહોંચી. પરંતુ દ્વાર ઉઘાડાં જોઇ શકી નહિ, અંદરથી કોઇએ દ્વાર બંધ કર્યા હોય, તેમ જણાયું. વિજુએ ઘણીવાર સૂધી બારણાં ઠેલ્યાં, ધક્કા મારી બૂમો પણ પાડી, પરંતુ કોઇએ આવીને દ્વાર ઉઘાડયાં નહિ. અરે કશો જવાબ પણ આપ્યો નહિ. છેવટે ઝીણા અવાજથી તે બોલાવવા લાગી, છતાં કોઇ દ્વાર ઉઘાડવા માટે આવ્યું નહિ. આથી નિરાશ થઇને વિજુ ભોંયતળીયે બેસી ગઇ. ત્યાર પછી હાથ જોડી કરુણ સ્વરથી કહેવા લાગીઃ–" પ્રભુ, દયામય, સ્વામિન્! દ્વાર ઉઘાડો, હું તમને મળવા આવી છું, માટે મને મળવા દો. હવે હું તમારાપર અભિમાન કરીશ નહિ. મને ક્ષમા કરો. મારા બધા અપરાધો વિસરી જઇ મારા માટે એકવાર દ્વાર ખોલી નાખો. હું એકવાર આંખો ભરી તમને જોવા ઇચ્છું છું. તમારી મનોહર અને પૂજ્ય પ્રતિમાનું ધ્યાન ધરવા માગું છું."

"પ્રભુ ! મારાથી કદાચ કાંઇ અપરાધ થયા હોય તો ક્ષમા આપો. તમે કૃપાળુ છો, હું તમારી કૃપાની યાચિકા છું. આ દાસીના જીવનનો આધાર તમે છો. તમારા સિવાય મારી ગતિ નથી, માટે હે કૃપાનિધાન ! આ ક્ષુદ્ર સેવિકાપર કરુણાની ધારા વર્ષાવી તેને કૃતાર્થ કરો. સંસારમાં જન્મ ધારણ કરી મેં તમારા વિના અન્ય કોઇનું ધ્યાન ધર્યું નથી, હૃદયમાં કદાપિ એવી કુત્સિત કલ્પના પણ કરી નથી, એ બધી બાબતોનું સ્મરણ કરી સેવિકાને તમારા પવિત્ર દર્શનનો લાભ આપો.

" ગણીને નેત્રના તારા, કરૂં સેવા તમારી હું;
ધરીને આશ હૃદયે હું અહીં તો આજ આવી છું;
દઇ દર્શન કરો પાવન ખરે ! હું એજ માગું છું,
ખરી છું દીન હું દાસી, તમારી પાસ આવી છું. "

પરંતુ દ્વાર કોઇએ ખોલ્યાં નહિ. આંખોનાં આંસુથી, શરીરના લોહીથી ઓરડો ભીંજાઇ ગયો, છતાં પણ કોઇએ દ્વાર ઉઘાડયાં નહિ. વિજ્જુ જાણતી નહોતી કે, થોડીવાર પહેલાં જ્યોત્સ્ના સીડીપર સળગતો દીવો હોલવી હૉલમાં પેસી દ્વાર બંધ કરી ગઇ છે.

અકસ્માત્ વિજ્જુને સ્મરણ થયું કે બારી પાસે જઇ સ્વામીને બોલાવવાથી સ્વામી દ્વાર ખોલી દેશે અને તેના યોગે સ્વામીનાં દર્શનનો લાભ મળી શકશે. આ નવીન આશાનો મનમાં સંચાર થતાંની સાથેજ વિજ્જુ ત્યાંથી ઉઠી ઉભી થઇ અને એકદમ સીડી ઉતરી પુનઃ ઉદ્યાનમાં દાખલ થઇ.

અહા ! નિર્દોષ વિજ્જુ ! તારો કેવો અલૌકિક પ્રેમ ! તું સરલ અને ભોળી બાળિકા હોવાથી આ સંસારના કારસ્થાનીઓનાં કારસ્થાનને શી રીતે જાણી શકે ? પ્રેમમયા સુંદરી ! તું જે પ્રેમને માટે આમ ઉન્માદિની બની ગઇ છે, તેજ પ્રેમ અલ્પસમયમાં તને એક ભયંકર સંકટમાં સપડાવશે એની તને શી રીતે ખબર પડી શકે ? તું, પ્રેમના તત્વને જાણી શકી છે, પરંતુ તેમાં આવતાં સંકટોને જાણી શકી નથી. ખરેખર પ્રેમની સત્તા અદ્ભુત છે, પ્રેમનું તત્વ અગમ્ય છે. પ્રણયની લીલા ગહન છે ! પ્રેમનો ધર્મ પણ અતિ અલૌકિક છે. પ્રેમધર્મના સંબંધમાં વિદ્વાનો ઘણું ઘણું કથી ગયા છે, તે સર્વ સત્યજ છે.

# એકાદશ પરિચ્છેદ

## ભાગ્યની ભ્રમણા

" હરિ ભુલાવેં તબ કો બચે, હરિ રાખે છતિ કોન ?
બુજિન બુરેં નિજ કુબ, કરે અશકય પાવે હાંન.
ચિતયોં કછૂ, બન્યો કછુ, ઇશ્વર સત્તા એહિ;
ભવિશ જ્ઞાન જો હોય તો, ભલો ન કરિ સબ દેહિ.
દુઃખ ભવમેં સુખ ભજનમેં, સમઝૂં હે યહ જ્ઞાન;
સુહુ ન બનત દેખોં સભી, બિન ઇચ્છા ભગવાન.
સુખ દુઃખ લાભ અલાભ સબ, સહજ હોય મતરોય;
લિખિ રાખયોં નંદલાલ સો મેટી સકે ન કોય."

**दयारामकृत काव्यमणिमाला. भा० १ लो. पृ १०६**

વિજુ ઉદ્યાનમાં ફરતી પુનઃ પૂર્વકથિત બારી નીચે આવી ઉભી રહી. થોડીવાર વાટ જોતી ઉભી રહ્યા પછી તેને તેનાં સ્વામીનાં દર્શનનો લાભ મળી શકયો, સ્વામીની મોહક મૂર્તિ તેની દૃષ્ટિએ પડી. પરંતુ આ શું ? સ્વામીની પાસે આ કોણ ? તે કમ્પી ઉઠી. તેણે જોયું કે, સ્વામી પાસે એક રમણી ઉભેલી હતી. ક્ષણવારમાં વિજુ તેને ઓળખી ગઇ. તેને ઓળખતાંની સાથેજ વિજુની આશા, ઉલ્લાસ આદિ સર્વ ઉડી ગયું. હૃદયપર જાણે પત્થર તૂટી પડયા. બન્ને હાથથી છાતી ચાંપી વિજુ અવસન શરીરથી માટીમાં ઢળી પડી.

થોડીવારમાં બારીમાંથી આવતો જ્યોત્સ્નાનો અવાજ વિજુના કાન સાથે અથડાયો. તે સ્વર સાંભળતાંની સાથેજ વિજુ વિદ્યુત્વેગે ઉઠી ઉભી થઇ; અને એકવાર બારી તરફ જોઇ રહી. તેણે જોયું કે, જાણે એક સ્ત્રી બીજાના શરીરપર ઢળી પડી આંગળીનો ઇશારો કરી વિજુને બતાવી રહી છે. તે જોઇને રેવતીની વાત વિજુને સાંભરી આવી. વિજુ હવે ત્યાં આગળ વધારે વાર ઉભી રહી નહિ. તે ઉતાવળથી ત્યાંથી ચાલી ગઇ; અસહ્ય યંત્રણાથી અધીરી થઇ અંધકારમાં દોડી નીકળી.

બીજો એક માણસ પણ વિજુની પાછળ દોડયો. એ દોડનાર માણસ હારાણ હતો. તે બરાબર અદશ્ય રહીને વિજુની પાછળ પા-

છળ ચાલ્યા કરતો હતો. પરંતુ વિજુએ જ્યારે ઘરમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે હારાણુ તેને શોધી શક્યો નહોતો. ઉદ્યાનમાં ઠેકઠેકાણે શોધી વળ્યા પછી છેવટે નિરાશ ચિત્તથી હારાણુ ઘર તરફ ચાલ્યો જતો હતો, એ સમયે શુક્લવસના ઉન્માદિનીની મૂર્ત્તિ હારાણુની નજરે પડી. હારાણુ ચુપકીથી વિજુની પાછળ પાછળ દોડવા લાગ્યો.

આ સમયે આકાશમાં પ્રબળ ઝંઝવાત ઉત્પન્ન થયો. ગગનમાંથી અગણિત કાળા પોશાકવાળી ભીષણુ દર્શના પિશાચિકાઓનું દળ મધ્ય આકાશ તરફ દોડવા માંડયું. દૈત્યોનાં ટોળાંને ટોળાં ભયંકર ચીત્કાર કરતાં, બરાડા પાડતાં આમતેમ કૂદવા લાગ્યાં. તેમના હુંકાર ધ્વનિથી પ્રકૃતિ કંપીને જાગી ઉઠી. વ્યોમને વિદીર્ણ કરી, ચક્ષુના રોષાગ્નિથી સ્થાવર જંગમ દગ્ધ કરી ઉન્મત્ત રાક્ષસીઓનાં ટોળાં આકાશના એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવા માટે દોડવા માંડયાં. જીવ જંતુ આદિ જે કોઇએ તેમના ચીત્કારનો ધ્વનિ સાંભળ્યો, તેઓ ભયની સાથે આશ્રય શોધવા લાગ્યા. કેવળ વિજુએ કોઇનો પણુ આશ્રય લીધો નહિ. ક્ષિપ્ત રાક્ષસીના કરતાં પણુ વિજુ વધારે ઉતાવળથી દોડવા માંડી. આંસુથી વસ્ત્ર ભીંજાઇ ગયાં હતાં, શોણિતની ધારાઓથી શરીર રંગાઇ ગયું હતું, વસ્ત્ર ઉડી જવા આવ્યું હતું, નિરાશાથી પીડિત બની ગઇ હતી છતાં પણુ અંધકારાચ્છન્ન હૃદય લઇને અંધકારમયી ઘનઘટાવાળી ગંભીર રાત્રે તે સત્તર વર્ષની બાલિકા એકદમ ઉતાવળથી જાન્હવીના ઉછળતા જળમાં પોતાની ન સહી શકાય તેવી યાતનાને ડુબાડવાના ઉદ્દેશથી દોડવા માંડી.

એ સમયે કોઇએ પાછળથી આવીને વિજુનો હાથ પકડી લીધો, પણુ વિજુ તેને તરછોડી બૂમ પાડી બોલી ઊઠી:-"ઓહ શયતાન! આટલું બધું દુઃખ દેવા છતાં પણુ તને શાંતિ નથી વળતી? હું તને પગે પડીને કહું છું કે, મને છોડી દે, મને ન પકડી રાખ. આ ગંગાના જળમાં પડી મને ડુબી મરવા દે. હવે મારી જીવવાની આશા ઉડી ગઇ છે, માટે મને વધારે ન સતાવ, ન રીબાવ."

જેણે તેનો હાથ પકડયો હતો, તે હારાણુ હતો. હારાણે કહ્યું:—"કેમ વિજુ, શા માટે મરવા માગે છે? વિના કારણુ આવી કાંચન જેવી કાયાને શા માટે એળે ગુમાવે છે? કયા દુઃખથી આ નવીન વય, આ અતુલનીય રૂપ, ડુબાડી દેવાને તૈયાર થઇ છે? જેને જોવાથી જગત્‌નું દુઃખ મટે છે, તેને વળી દુઃખ શાનું? જેના નયનના પલકારાથી સંસારનું સુખ, જગત્‌નું સૌંદર્ય, ત્રિદેવની સુધા

સરજાય છે, તેને કષ્ટનો સ્પર્શ પણ શી રીતે થઇ શકે? રમણીના સાર, સંસારના સાર, આવ, આવ, મારા હૃદયમાં આવ; નીલ આકાશમાં ચંદ્રમા જેવી રીતે વિહાર કરે છે, સરોવરના જળમાં નલિની જેવો આનંદ ભોગવે છે, તેવીજ રીતે તું મારા હૃદયમાં આવી મારા હૃદયને પ્રકાશિત કર."

"હારાણ! તું કોને શું કહે છે? અત્યારે શું વિજુને ચેતના છે ખરૂં કે, તેને આવા કઠોર શબ્દો સંભળાવી રહ્યો છે? શું તારા હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી? આ દુઃખથી દુભાતી દેવદુહિતા પર દાનવના જેવો દુર્દમનીય અત્યાચાર આદરતાં તને જરા પણ લજ્જા નથી આવતી? અનંત બ્રહ્માંડોને પોતાની પવિત્રતાના બળથી કમ્પાવી મૂકતી શુદ્ધ સતીના શરીરપર આવી કઠોરતા રૂપી તલ્વાર ચલાવતાં તારી ભુજાઓ કેમ ભાંગી પડતી નથી? તારા પર વજ્રપાત શા માટે થતો નથી? ઓ ગગનમંડળમાં વિરાજતા દયાના અવતાર રૂપ દેવો! આવો, આવો અને તમારી આ એક દીન ભક્તિમયી બાળાને દુઃખાગ્નિથી બળતી બચાવો! પાપિષ્ટ હારાણ! તું આ કોમળાંગીપર આવો જુલ્મ ન ગુજાર! સ્વર્ગનાં જે ફૂલને પાપથી છલાછલ ભરેલા હૃદયપર ધારણ કરવાની જે વાસના રાખે છે, તે તારા પાપદગ્ધ હૃદયનો ઝંકાર સાંભળતાં પહેલાં જ સદા પ્રફુલ્લિત રહેતી કાનનલતિકા, વજ્રથી ઘાયલ થઇ ચૈતન્યશૂન્ય થઇ છે, તેનો વિચાર પણ કેમ કરતો નથી? જે શરીરનો ઉપભોગ કરવાની તું કુત્સિતકામના ધારીને આવા ભયંકર પાપનો પ્રચાર કરી રહ્યો છે, તે શરીરની સુંદરતા સર્વથા મલિન અને અસ્તપ્રાય થવા આવી છે એ પણ કેમ જોતો નથી? દુર્દાન્ત દાનવ! પાપ અને અધમતાની પણ અમુક એક મર્યાદા હોવી જોઇએ, તે મર્યાદાનું ઉલ્લંઘન કરીને તું આજે મહાપાપી બન્યો છે, કર્મચંડાળ થયો છે, હળાહળ વિષધારક ઝેરીલો નાગ બન્યો છે.

વિજુના ચેતન વગર તેમજ પડવાની અણીપર આવેલા દેહને પાપમય બાહુમાં ધારણ કરીને હારાણે ધીમે ધીમે ઉદ્યાનની કંકરમય ભૂમિપર સૂવાડયો. તે જળછંટીને વિજુને ચેતનમાં લાવવી કે નહિ, તેનો વિચાર કરી રહ્યો હતો, એ સમયે મૂશળધારે વૃષ્ટિ થવા લાગી. અરે દિશાઓને તેજોમય બનાવી એકવાર વીજળી ચમકી ઉઠી. તે વીજળીના પ્રકાશમાં હારાણે ધરાપર આળોટતી, દામિનીલતા એટલે કે વીજળીની વેલી સ્હામી એકવાર નજર કરી. એ જોઇને

તેનું જિગર જખમી થયું. તેના મુખમાંથી "હાય! હાય! શું સુંદર સ્વરૂપ છે!" એવા શબ્દો નીકળી પડયા! આકાશમાં જળભર્યાં વાદળામાં જળભરી વીજળીનું મૃત્યુ થતું હારાણે અનેકવાર જોયું હતું, કલ્લોલિનીના હૃદયમાં વારિની ધારાથી ભીંજાયલી તથા ઝંઝાવાતના આઘાતથી પીડાયલી કમલિનીનું રુદન હારાણે અનેકવાર સાંભળ્યું હતું. પરંતુ આવું રૂપ, આવું સૌંદર્ય હારાણે કદાપિ જોયું નહોતું. હારાણ મુગ્ધ, વિમોહિત થયો. ક્ષણવારને માટે તેનો પશુભાવ દૂર થયો. તે અસ્પષ્ટ સ્વરથી બોલી ઉઠયો:–"અહા! શું સુંદર! આ સંસારમાં જાણે આવી બીજી કોઇ સુંદરીજ નથી."

જળની ધારાથી ભિંજાઇને વિજુ સહજ સાવધ થઇ, તેને સહજ ચૈતન્ય આવ્યું. તે ઉઠીને બેઠી થઇ. જ્ઞાનની સાથે પુનઃ સ્મૃતિ જાગી ઉઠી. સુષુપ્તિમાંથી જાગી ઉઠતા મનુષ્યની પેઠે તેણે ઉઠવાનો યત્ન કર્યો; હારાણે તેનો હાથ ઝાલીને બેઠી કરી. એ સમયે ચારે દિશાને ચળકાવતી ચપળા ફરીવાર ચમકી ઉઠી. તે ચમકારામાં વિજુ અને હારાણ ઉભય પાસ પાસે બેઠેલાં જણાયાં. બન્ને એકબીજાને ઓળખી ગયાં. ઓળખતાંની સાથેજ હારાણ એકદમ ઉઠી દોડવા માંડયો. અને વિજુ? વિજુ તેવીજ રીતે તેજ સ્થળે ચેતન વગરની પત્થરની મૂર્તિની પેઠે બેસી રહી. તે કાંઇ પણ સમજી શકતી નહોતી; તેની આંખો સમક્ષ બ્રહ્માંડ વેગપૂર્વક ફરતું જણાતું હતું.

થોડીવારમાં ત્યાં બે માણસો આવી પહોંચ્યા, તેમાંનો એક નિર્મળ અને બીજી જ્યોત્સ્ના હતી. તેઓ વિજળીના પ્રકાશથી હારાણ તથા વિજુને પાસે પાસે બેઠેલાં જોઇ શકયાં. વિજળી બંધ થઇ એટલે હારાણ પણ દોડી ગયો. બીજાં ત્રણ જણાં તે વાવંટોળિયા તથા વરસાદવાળી તામસી–રાત્રિમાં શાન્ત રીતે ઉભાં રહ્યાં. માથાપર અવિરલ વૃષ્ટિની ધારાઓ, ચારે તરફ પ્રભંજન–વાયુના ચીત્કારો, સ્હામે જાન્હવીની ગર્જનાઓ અને ચારે તરપ સાંભળતા વાદળાંના ગગડાટોને સાંભળતાં તથા સહન કરતાં હતાં. તેમજ તે શબ્દમયી ઉન્મત્ત પ્રકૃતિની ગોદમાં ઉન્મત્ત હૃદયથી તેઓ ત્રણેજણાં ચૂપચૂપ ઉભાં રહ્યાં.

વિજુની પાસે હારાણને બેઠેલો જોશે એવી જ્યોત્સ્નાએ આશા પણ કરી નહોતી. અત્યારે આવી અંધારી રાત્રે તેમને આવી રીતે બેઠેલાં જોઇને જ્યોત્સ્ના અત્યંત વિસ્મિત થઇ. તેને બધી પાછલી વાતો ધીમે ધીમે સાંભરવા લાગી. વિજુને મેળવવાની આશાથી હા-

રાણે જે કાંઇ કર્યું હતું, તેનું સ્મરણ કરી લેતાં જ્યોત્સ્નાને કશો પણ વિલંબ લાગ્યો નહિ. સહજ સંભાળી લીધા પછી તે નીરવતાનો ભંગ કરીને જ્યોત્સ્ના બોલી:-" કેમ નણંદ સાહેબ! તમે અત્યારે અહીં ક્યાંથી? અમે તો તમને આ બાગમાં શોધી શોધીને છેક થાકી ગયાં છીએ? આવા વરસાદ અને વંટોળિયાવાળી રાત્રે તમે અહીં શા માટે પધાર્યા છો?"

વિજુએ કશો જવાબ વાળ્યો નહિ, એ જોઇ નિર્મળ બૂમ પાડી બોલી ઊઠયો:-" વિજુ-વિજુ-આજે હું આ શું જોઇ રહ્યો છું. મંદાકિનીના નીરમાં પાપપંજકનો સંચાર? સુધામાં તીવ્ર હળાહળનો સમાવેશ? શું આ મારી વિજુ? નહિ-કદાપિ નહિ. હા, ભગવાન, આ દ્રશ્ય જોતાં પહેલાં મને આંધળો કેમ ન કર્યો, મારાં ચક્ષુ કેમ ન ફોડી નાખ્યાં? આ પાપમયી વિજુ પર વજ્રપાત કેમ ન કર્યો? હાય! મારૂં સર્વસ્વ ગયું? અંતરનો આરામ ગયો, હૈયાની શાન્તિ ગઇ. પુણ્યમયી પત્ની પાપિષ્ટા પિશાચિકા બની ગઇ! અફસોસ! હવે આ જીવનને ધારણ કરી રાખવાની શી જરૂર છે? સંસાર જ્યારે મારા માટે શૂન્ય થયો છે, પત્ની પિશાચિકા બની છે, ત્યારે હવે આવા નિર્માલ્ય જીવનને ધારણ કરી રાખવાથી શો લાભ થવાનો છે? હાય! વિદ્વાનોએ ખરૂં જ કહ્યું છે કે, નારી કોઇની નથી અને થવાની પણ નથી. ભયંકર ભુજંગને ગળામાં ધારણ કરવો, ઝેરીલા વીંછીને હથેળીમાં લાવી મૂકવો, બે ધારી તલ્વારથી ગર્દન કપાવવી, તથા ખૂની ખંજરને પેટ નાખવું, એના કરતાં પણ નારીની ભયંકરતા વધુ ભયાનક છે. જ્યાં સુધી દુનિયામાં નારીનો વિશ્વાસ રહેશે, ત્યાં સુધી સત્ય સુખનો અનુભવ કદાપિ મળી શકશે નહિ. હે વાસુદેવ-નારાયણ! તેં આ શું કર્યું? મારા જીવનમાં આવું કાતિલ ઝેર કેમ ભર્યું?"

જે સમયે નિર્મળ આ પ્રમાણે ચિંતામાં પડી ગયો હતો, તે સમયે જ્યોત્સ્ના પોતાના મનમાં જ ફુલાતી કહેવા લાગી:-" પ્રપંચવિદ્યાનો રંગ તો પૂરો જામ્યો છે. આ મૂર્ખના કાનમાં રેડેલા વિષાક્ત શબ્દોનો પ્રભાવ પૂર્ણ રીતે વિસ્તરી ગયો છે. આ જમાનો જ પ્રપંચનો છે. પ્રપંચના પાસા પોબાર છે. જેણે દુનિયામાં રહી પ્રપંચનો ઉપયોગ કર્યો નથી, તેઓ કદાપિ ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકયા નથી. મારો પતિ મને ઘણીવાર ક્લિઓપેટ્રાના નામથી બોલાવે છે, તો હું તેને બતાવી આપીશ કે, ક્લિઓપેટ્રા કેવી ભયંકર વસ્તુ હતી. નારી જ્યાં સુધી મર્યાદામાં રહે છે, ત્યાં સુધી જ

મુખમાંથી અમૃતની ધારા વર્ષાવી શકે છે, પણ જ્યારે તે માનવી-માંથી દાનવી બની પોતાની પ્રબળ શક્તિનો પરિચય કરાવે છે, ત્યારે સમસ્ત બ્રહ્માંડ તેનાથી થરથરી જાય છે, કમ્પી જાય છે. હું પણ તેવીજ એક ભયંકર ભામિની છું. આ નિર્મળે મારા પ્રેમનો સ્વીકાર કર્યો નથી, તો હવે હું તેને બરબાદ કર્યા વિના કદાપિ જંપવાની નથી તે નથી જ. મારી કુટિલતાના યોગે એના મનમાં વિજ્જુ પ્રતિના તિરસ્કારનો પ્રચંડ અગ્નિ સળગી ઊઠયો છે. હવે થોડા સમયમાં જ તે અગ્નિથી તે બન્ને પ્રેમઘેલાં પતિપત્નીનાં જિગર બળીને ખાખ બની જશે. એમના નામને ધરાના પડપરથી નાબૂદ કરવા માટે હું ભયંકર નાગણી થઇશ. તેમને ડંખીશ, તેમનાપર ઝેરનો વરસાદ વરસાવીશ."

આ પ્રમાણે વિચાર કરી જ્યોત્સ્ના વિજ્જુને ઉદ્દેશીને પુનઃ બોલી:-"છિ, છિ. વિજ્જુ, તમને આવું કામ કરવું શોભે ખરૂં કે? કુલિન ઘરની કન્યા હોવા છતાં રાત્રિના ભયંકર સમયે આમ રખડયા કરવું એ ભૂષણકારક ગણાય કે? અમે જેનો જરા પણ વિશ્વાસ કરતા નથી, તેને તમે ચાહો છો? હાય-હાય! આવો કાર્તિકેયના સમાન સુંદર ભરથાર મળવા છતાં પરપુરુષ ગમન કરતાં તમને જરા શર્મ પણ નથી આવતી! તમારૂં આવું આચરણ જોઇને અમને બધાને ડૂબી મરવા જેવું થાય છે. તમે અહીં આવી અમારા કુળને કલંકિત કર્યું છે.

જ્યોત્સ્નાનો અવાજ સાંભળી વિજ્જુની વિચારતન્દ્રાનો ભંગ થયો. વિજ્જુ ઊઠીને ધીમેથી એકવાર જ્યોત્સ્ના પાસે ગઇ, અંધકારમાં એકવાર જ્યોત્સ્નાના મુખ તરફ જોઇ રહી. થોડીવારમાં ભાગીરથીની ગર્જનાઓ તથા વાયુના ઝંકારધ્વનિને કંપાવી દે તેવા ભીષણ તેમજ હૃદયસ્તંભનકારી સ્વરથી ચીત્કાર કરીને બોલી ઊઠી:-"હાય! ગયું-મારૂં સર્વસ્વ ગયું? પ્રાણાધાર ગયો, જિગરનો આરામ ગયો, જીવનનું તેજ ગયું."

બૂમો પાડતી પાડતી તે દીવાની બની ગયેલી વિજ્જુ ગંગાના પ્રવાહ ભણી દોડી ગઇ.

જાન્હવીના જળમાં પોતાના શરીરને ડુબાડી દેવાના ઉદ્દેશથી ગંગાના કિનારાપર આવીને વિજ્જુ ઉભી રહી. ત્યાર પછી ધીમે ધીમે, બહુ જ ધીમે ધીમે તે પાણીમાં ઉતરવા માંડી. નિર્મળે થોડીવાર પહેલાં જે કાંઇ કહ્યું હતું, તે સર્વ વિજ્જુએ સાંભળ્યું હતું, પરંતુ માત્ર તે તેના અર્થને હૃદયંગમ કરી શકી નહોતી. અત્યારે તે વાતના

કેટલાક અર્થો ધીરે ધીરે તેના મનમાં સ્ફુરી આવ્યા. જ્યારે તેના બધા અર્થો બરાબર સમજાઇ ગયા, ત્યારે વિજુ એકાએક પાણીમાં વધતી અટકી પડી; જરા પણ આગળ વધી નહિ. ગળાં સૂધી પાણીમાં આવી ઉભી રહ્યા પછી ઉછળતી દૃષ્ટિથી તેણે એકવાર ચારે તરફ જોઇ લીધું; પણ કશુંય જોઇ શકી નહિ. ચારે તરફ ભયંકર અંધકાર વ્યાપેલો હતો. સ્હામે અંધકારમય અજ્ઞાત અને અનંત જળરાશિ આવેલો હતો. પાછળ અંધકારમાં આવેલો પ્રકાશ ઝાંખો ઝાંખો નજરે પડતો હતો. વિજુએ આંખો મીંચી લીધી-તે સમયે તે અંધકારથી ઢંકાયલી જાન્હવી, તમસાછન્ન ગગનમંડળ, આદિ કાંઇ પણ જોઇ શકી નહિ. તે માત્ર એટલું જ જોઇ શકી કે, અનંત આકાશમાં પ્રચંડ તેજનો વિસ્તાર કરતો નિર્મળકુમાર પોતાના મુખ સ્હામું જોતો ઉભેલો છે. નિર્મળ જાણે આંગળી ચીંધીને તિરસ્કારની સાથે કહી રહ્યો છે કેઃ-" છટ્, છટ્ પાપીયસી વિજુ, હવે તું મારા મુખનાં દર્શન કરવાને પણ યોગ્ય રહી નથી. તું મારા પત્નીધર્મનો ત્યાગ કરીને વ્યભિચાર રૂપ પાપ માર્ગની પ્રવાસિની બની ગઇ છે. જે પ્રેમપર મારો અધિકાર હોવો જોઇએ, જે હૃદયપર મારી ભક્તિનું આધિપાત્ય હોવું જોઇએ; તે પ્રેમ તથા ભક્તિને તુ એક પરપુરુષના હાથમાં વેચી ચૂકી છે. એક આર્ય અબળા જેના યોગે સમસ્ત સંસારમાં પોતાની પુણ્ય પ્રભાનો પ્રચાર કરી શકવાને સમર્થ થઇ શકે છે, તે પુણ્ય તથા ધર્મના સોપાનપરથી પતિત થઇને તું આજે અનીતિની ગહન ગર્ત્તામાં ગબડી પડી છે. હાય! તેં મારા સોનાના સંસારને ધૂળમાં મેળવી દીધો છે!"

વિજુ કલ્પનાના રાજ્યમાં જ્યારે આવી તીવ્ર અને કઠોર વાણી સાંભળી રહી હતી, ત્યારે તેના સર્વાંગમાં એક પ્રકારના ભયંકર કંપનો આવિર્ભાવ થઇ રહ્યો હતો. તેનું કાળજું કમ્પી ઊઠયું હતું. હૃદયમાં કોઇ પણ પ્રકારના અશુભની આશંકા થયા કરતી હતી. કેટલીકવાર સૂધી આવી અસહ્ય પીડા ભોગવ્યા પછી વિજયાએ આંખો ઉઘાડી નાખી. તેનાથી તે દુઃખ સહી શકાયું નહિ. તેંણે ગળા સૂધી પાણીમાં જઇ ત્યાં શાન્ત ચિત્તે ઉભી રહ્યા પછી આકાશભણી દૃષ્ટિ કરી કહ્યુંઃ-" હે અનંતવ્યાપી આકાશ! આ અવનીપરથી હવે મને તારા હૃદયમાં સ્થાન આપ! ભગવતી વસુંધરા દેવી તું તારી આ દીન દુહિતાપર દયા કરી તારા વક્ષમાં છૂપાવી દે. પવિત્ર પતિતોદ્ધારિણી ગંગા માતા! તુ તારા આ અગાળ જળરાશિમાં મને સંતાડી

દે. હું મારા પ્રિયપતિ તરફથી અપમાનિત થઇ છું, મારી માન મર્યાદા આદિ સર્વ નષ્ટ થયું છે. જ્યોત્સ્નાના કારસ્થાનથી મારી પવિત્રતાપર કલંકનું આવરણ ઢંકાઇ ગયું છે. માટે હે ગંગા માતા ! તારો આશ્રય લીધા વિના મારા ઉદ્ધારનો એક પણ માર્ગ અવશિષ્ટ રહ્યો નથી. ”

આમ કહીને વિજુ ઘણાજ ધીમા, પણ કોમળ મૃદુ સ્વરથી ગંગાને ઉદ્દેશીને બોલી:—

“પતિતોદ્ધારિણી મા ગંગે, ભગવતી મા ગંગે,
પાપ તાપ વિદારિણી, પુણ્યમયી મા ગંગે—પતિતોદ્ધારિણી.
અશરણ, શરણ, સંકટસંહારિણી, જનદુ:ખનાશિની,
શાંતિસુધાધારિણી, આનંદમંગળકારિણી ભગવતી ગંગે-પતિતોદ્ધારિણી.
દુહિતા દીન આ, પાય પડી વિનવે,
આશ્રયકારણ તુજ રટણ કરે;
ભવતરણ, શરણકાજ તુજ ચરણ પડે. પતિતોદ્ધારિણી. ”

આ પ્રમાણે વિચાર કરી તે અગાધ જળમાં પડી ડુબવાની તૈયારી કરી જરા આગળ વધી. પરંતુ એવામાં અકસ્માત્ તેને એક અજબ અવાજ સંભળાયો કે:—“ વિજુ ! આત્મઘાત કરતાં પહેલાં તેના ભયંકર પાપનો વિચાર કરજે. આ વિશ્વમાં આત્મહત્યાના જેવું બીજું એક પણ પાપ નથી. હજી તારે આ સંસારમાં રહીને અનેક કામો કરવાનાં છે. તારા દ્વારા જ તારા ભ્રમિત પતિ નિર્મળનો ઉદ્ધાર થવાનો છે. માટે આવું સાહસ ના કર. ”

વિજુ આ સાંભળી ચમકી ઊઠી. કેટલીક વાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી એકદમ પાણીમાંથી બહાર નીકળી આવી અને ત્યાર પછી એક હોડીમાં આવી બેઠી. હોડીમાં બેઠા પછી તે વિચારવા લાગી:—“ મને મારા પતિ કલંકિની, વ્યભિચારિણી અથવા કુલટા કહે છે, એટલા માટે મારે આત્મઘાત કરવાનું શું કારણ છે ? જ્યારે હું પોતે સતી છું, મારૂં શરીર પવિત્રતાના રંગથી રંગાયલું છે અને રગેરગમાં પતિપ્રેમનું રક્ત વ્યાપેલું છે, ત્યારે પછી મારે વિના કારણ ભય રાખવાનું શું કારણ છે ? કદાચિત્ અસત્યના આવરણથી સત્ય કેટલાક સમયને માટે છૂપાઇ રહેશે, પણ અંતે સત્યનો જ વિજય થશે. ઘનઘોર વાદળાંથી ભગવાન ભાનુ કાંઇ સદાને માટે ઢંકાયલો રહેતો નથી, તેવી જ રીતે સત્ય રૂપી સૂર્ય પણ કદાપિ ઢંકાયલો રહેવાનો નથી તે નથી જ. પણ આ શું ? મારા પ્રથમના વિચારોમાં આટલું બધું પરિવર્ત્તન કેમ થઇ ગયું ? મરણના મુખમાં પ્રવેશ કરવાની અણીપર આવી જવા છતાં, હું આમ જીવનની આશાથી કાયર કેમ બની ગઇ ? મને જળમગ્ન થતી કોણે બચાવી ? થોડીવાર પહેલાં

મને આત્મહત્યા ન કરવાનો ઉપદેશ કોણે આપ્યો ? હા-હા. સમજાયું. તે ઉપદેશ કરનાર મારો આત્મા જ હતો. આત્મા મનુષ્યને અધોગતિના માર્ગમાં કદાપિ ધસડાવા દેતો નથી, તેમ છતાં નિર્બોધ અથવા મૂર્ખ મનુષ્યો તેનો પ્રતિકાર કરી પોતાના હાથથી જ ભયંકર સંકટ વ્હોરી લે છે. હું હવે આત્મવિઘાતક નહિ થાઉં. આત્મા જે કાર્ય કરવાની ના કહે છે, તે કાર્ય કરવાને કદાપિ સાહસિક નહિ જ થાઉં."

"કોઇ પણ સાહસ કરતાં પહેલાં હું એકવાર મારા પતિને મળી આવું. તેમની પાસે જઇ મારી નિર્દોષતાને સાબિત કરી આપું. એકવાર તેમને કહી આવું કે, હું કલંકિની નથી, પાપીયસી નથી, તમારા સિવાય બીજું કશું પણ જાણુતી નથી. પરંતુ આજે હું તમને પોતાને કલંકિત થયેલા જોઇને હવે મરવા જાઉં છું. આ દુનિયામાંથી મારા નામ તથા શરીરનો સદાને માટે લોપ કરૂં છું."

વિજુ ફરી ફરીને પુનઃ ઉદ્યાનમાં આવી. ચારે તરફ તેણે નિર્મળની શોધ કરી, પરંતુ ક્યાંય પણ પત્તો મળ્યો નહિ; તે કોઇને પણ ત્યાં આગળ જોઇ શકી નહિ. છેવટે બારી નીચે આવીને ઉભી રહી. તેણે જોયું કે, નિર્મળનું ઘર અંધારાથી ઢંકાઇ ગયું છે. તેણે નિર્મળને ઉદ્દેશીને ધીમેથી કહ્યું:-"હું આવી છું, માટે કૃપા કરી મારી એક વાત સાંભળી લો." પરંતુ કશો પણ જવાબ મળ્યો નહિ. વિજયા ત્યાંથી નિરાશ હૃદયે પાછી ફરી નિર્મળને ઉદ્યાનમાં ઠેકઠેકાણે શોધતી ભટકવા લાગી; પરંતુ ક્યાંય પણ તેને જોઇ શકી નહિ. તે ધીમા અવાજથી ઉદ્યાનમાં આમતેમ ભટકતી બૂમો પાડતી કહેવા લાગી:-"અરે ઓ, એકવાર આવો, હું તમારે પગે પડું છું; એકવાર મારી વાત સાંભળી લો." ઘોર અંધકાર તથા વંટોળિયા વાળી રાત્રે, તે વૃક્ષોની ઘટાથી ઢંકાયલા ઉદ્યાનમાં વિજુ ઉન્માદિનીની પેઠે બૂમો પાડતી પાડતી દોડવા લાગી. પણ તે જ્યાં જ્યાં નિર્મળને શોધવાની આશાથી જતી હતી, ત્યાં ક્યાંય પણ તેનો કશોય પત્તો મળી શક્યો નહિ. છેવટે થાકથી થાકીને તે બગીચામાં પડી ગઇ. જાણે શિશિરથી ભિંજાયલું પદ્મ, વંટોળિયાના આઘાતથી પૃથ્વીપર આળોટી પડ્યું.

બરાબર તેજ વખતે નિર્મળે, વહાણમાં બેસી વહાણને હંકારી મૂક્યું. જ્યોત્સ્ના હજારો યત્નો કરવા છતાં પણ તેને જતો અટકાવી શકી નહિ*."



* આ પુસ્તકનો બીજો ભાગ છપાય છે, તૈયાર થયે ગ્રાહકોને સૂચના આપવામાં આવશે.

## ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત નવલકથાઓ:

**સંસાર સંગ્રામ**—(દ્વિતીય વિભાગ)—આ વિભાગમાં વિજયાની ધર્મપરાયણતા, ધર્મને માટે જળમાં ડૂબી મરવાની અપૂર્વ સાહસિકતા તથા એક આદર્શ અબળાને છાજે તેવાં અલૌકિક કાર્યો દર્શાવવામાં આવ્યાં છે. જ્યોત્સ્ના સાક્ષાત્ પિશાચિની થઇને વિજુ પર જારિણી હોવાના ભયંકર કલંકનું આરોપણ કરી કેટલાક રાક્ષસી ઉપાયો યોજે છે. દુષ્ટ હારાણ વિજયાના સૌંદર્યનો ઉપભોગ કરવાની દુરાશાથી ગંગાના અગાધ જળમાં વિજુની નૌકાને ડુબાવી વિજુપર અસહ્ય અત્યાચાર ગુજારે છે, વિજુ દૃઢતાથી ધર્મને વળગી રહે છે, અને પહાડપર ચઢી પોતાનું રક્ષણ કરે છે. પણ દુષ્ટ પ્રકૃતિના હારાણને તૃપ્તિ ન થવાથી પહાડપર જઇ વિજુપર જુલ્મ ગુજારવાનો આરંભ કરે છે પણ સાધ્વી વિજયા નદીમાં કૂદી પડી કોઇક અદૃશ્ય સ્થાનમાં છૂપાઇને પોતાના ધર્મને સાચવે છે. એ ઉપરાંત નિર્બળ નિર્મળના મનમાં પાપનો પશ્ચાતાપ થવાથી વિશાળ રાજ્ય છોડી દીવાનો બની વિજુની શોધ માટે જંગલેજંગલમાં ભટકે છે. જ્યોત્સ્ના છેવટે જળમાં ડૂબી મરી પોતાના જીવનનો અંત આણે છે. પાપી હરિકિંકર પોતાની પત્નીના છુરાથી મરણને શરણ થાય છે. આ સર્વ વિષયો દર્શાવવા ઉપરાંત સ્નેહીઓના સમાગમનો અચ્છો આભાસ પણ કરાવ્યો છે. પૃષ્ઠ ૨૨૦ પાકું પૂઠું મૂલ્ય રૂ. ૧-૪-૦.

**સંતપ્ત શયતાન** અથવા **કામાંધનાં કાળાં કામ**—(એક અદ્‌ભૂત ઐતિહાસિક નવલકથા)—કામથી અંધ થયેલા મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતા? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જ્વાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનોજ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામ ધરનારા પિશાચો પડેલા છે અને તેવાજ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર

આલેખવામાં આવ્યું છે. ધર્મનિકેતનમાં ધર્મની ભાવનાઓથી આવતી પતિવ્રતા પ્રમદાઓને કેવી રીતે પાપ પંથમાં દોરી જાય છે તથા ન્યાયાધીશ મહાશય કામલોલુપતાને આધીન થઇને કેવાં કેવાં કાળાં કામો કરે છે, નરનારીઓની કેવી દુર્દશા કરે છે, લક્ષ્મીની લાલચથી લલનાઓ કેવી રીતે પોતાની પવિત્રતાનો વિક્રય કરે છે, ધર્મને માટે ધાર્મિકનરો કેવાં કેવાં અસહ્ય કષ્ટો વેઠે છે, ભ્રાતા પોતાની સહોદરા- પર શી રીતે આસક્ત થાય છે, તેમનાં અધાર્મિક લગ્ન થતાં ઇશ્વર કેવો અલૌકિક બચાવ કરે છે, વિગેરે વિસ્તારપૂર્વક ઉલ્લેખ આ નવલ- કથામાં દર્શાવવામાં આવ્યો છે. ભાગ ૧ લો પૃષ્ઠ ૩૨૦ મૂલ્ય ૧-૧૨-૦ ભાગ બીજો પૃષ્ઠ ૩૨૦ મૂલ્ય ૧-૧૨-૦.

**રાક્ષસોની રતિક્રીડા** અથવા **પિશાચોની પાપલીલા**—આ માયામય સંસારમાં થતા અનેક પાશવિક અનાચારો, શઠ, શયતાન, હત્યાકારી, નરઘાતક, દગાબાજ આદિનાં અનેક કારસ્થાનોનું આ એક ભીષણ ચિત્ર આલે- ખવામાં આવ્યું છે. એક તરફ પિશાચપતિ પોતાની પાપવાસનાને તૃપ્ત કરવા માટે, નાના પ્રકારના ષડયંત્રો રચતો આવે છે, અનેક પતિવ્રતા કામિનીઓના ધર્મનો ભંગ કરવાની ચેષ્ટા કરતો આવે છે તો બીજી બાજૂએ શક્તિ સ્વરૂપિણી નારી પોતાના નારીધર્મનું ગૌરવ જાળવવા માટે, સતીના સતીત્વનો પ્રભાવ દર્શાવવા માટે, મહાન પ્રયત્નો કરતી આવે છે અને પિશાચની પાથરેલી પ્રપંચ લીલાનો જડમૂળથી નાશ કરી નાંખે છે.

માયાવી માનિનીના ભયંકર ભેદો, ઐયારો અથવા લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ શૂરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોના જા- ળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિ- યત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટ- લોજ ફૂટી ફૂટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો બધો શોક દૂર થાય છે. પૃષ્ઠ ૩૬૫ પાકું પૂઠું ચાર ચિત્રો સહિત મૂલ્ય રૂ. ૧-૧૨-૦ લખો:—

## લેખકઃ—દલપતરામ ભાઈશંકર રાવળ.

**રત્ન કંકણ** અથવા દશલાખનો હલ્લો. સુપ્રસિદ્ધ 'મિલિયન ડૉલર મિસ્ટરી' અથવા દશલાખનો દલ્લો નામક વસ્તુ ઉપરથી આ નવલકથા રચવામાં આવી છે. લક્ષ્મીના લોભથી લુચ્ચાં માણસો આ જગત્માં નિર્દોષ મનુષ્યો ઉપર પણ કેવો હૃદયભેદક જુલ્મ ગુજારે છે, ભાગ્યચક્રના અદ્દભુત પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે. એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, શુદ્ધ સ્નેહનું સ્વરૂપ કેવું હોય છે, ધર્મીનો જય અને પાપીઓનો પરાજય કેવી રીતે થાય છે આદિ અનેકવિધ વિષયોનું શાબ્દિક ચિત્ર જોવું હોય, તો આ નવલકથા અવશ્ય વાંચો. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, ઉંચા ગ્લેજ કાગળ, પાકું રૂપેરી નામનું પુઠું, પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૫, છતાં કિમ્મત માત્ર રૂ. ૨-૦-૦.

## લેખકઃ—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

**ખૂન કે જાદૂ?** આ ડિટેક્ટીવ નવલકથા એટલી અદ્દ્ભૂત છે કે વાચક તેના પ્રવાહમાં ખેંચાતાં સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદૂનો કોઇ પ્રયોગ હશે? લગનને દિવસે જ એક કુમારિકા બાળા ગુમ થાય છે અને તેની પથારી લોહીલોહાણ થયેલી જોવામાં આવે છે. એ બનાવ ઘણો ભેદભર્યો હોઇને સંજીવચંદ્ર નામનો ડિટેક્ટીવ તેની પાછળ પડીને જીવને જોખમે જે તપાસ ચલાવે છે અને ગુન્હો કરનારાઓને શોધી કાઢે છે, તે વાંચતાં તમારાં રૂંવાડાં ઉભાં રહેશે નહિ! લગભગ ૨૦૦ પૃષ્ઠ. ફોટોગ્રાફિક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ. ૧.

## ચુનીલાલ વર્ધમાન કૃત નવલકથા.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ નવલકથામાં એક કેળવાયલી બાળા પ્રભાવતી અને તેના અવિવાહિત પતિ સુમિત્રનો કૌમાર અવસ્થામાં પરસ્પર પ્રેમ છે; પરંતુ ભાગ્યચક્ર વિલક્ષણ હોવાથી એ બાળાના પિતાનું એકાએક ખૂન થાય છે. ખૂનીને પકડવાને એક કાર્યદક્ષ ડિટેક્ટિવ ઘણો

પ્રયત્ન કરે છે, તેને ઘણા પૂરાવાઓ મળી આવે છે. પરંતુ તે ખૂનીનો નિર્ણય કરી શકતો નથી કે તેને પકડી શકતો નથી. છેવટે પ્રભાવતીનું લગ્ન તેની નારાજી હોવા છતાં એક વકીલ સાથે થાય છે, અને લગ્ન થયા પછી તરતજ તે વિધવા થાય છે! આવી સ્થિતિમાં પણ પોતાના મન ઉપર સંયમ રાખે છે અને સુમિત્ર પોતાના પ્રેમની દિશા ફેરવીને પ્રભાના સંસર્ગમાં રહી પરમ કલ્યાણને સાધે છે. આ વાર્ત્તા 'પ્રજાબંધુ'માં છપાઇ હતી ત્યારે ઘણી પ્રશંસા પામી હતી. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂ. ૧—૮—૦